# જુલાઇ માસનુ ગરવી ગુજરાત.



## " સ્વરાજ્ય અંક."

આ માસની આખેરીમાં બહાર પડશે.

આધુનિક ચળવળ સંબંધી પુષ્કળ લેખો અને વિચારો

અનુક્રમણિકા માટે ગયા [illegible] જુલાઇના ગુજરાતી [illegible] અંક જો

તંત્રી:— ગરવી ગુજરાત.

# બે બહેનો.

જ્યારે આ બહેનો પાણી ભરવા જાય છે ત્યારે આ સ્થળે આવતાં વાર તેમને વદને સ્મિત ફરકે છે.

તેઓ જળ ભરવા જાય ત્યારે એક જણ ઝાડોના ઝુંડમાં ઊભો રહેછે તેની તેમને ખબર હોવી જોઇએ.

અહિંથી ધીમે પગલે ચાલી જતાં બન્ને બહેનો કંઈક કંઈક ગણગણે છે.

જ્યારે ઉભય જળ ભરવા જાય ત્યારે વૃક્ષોની ઘટામાં જે ઉભો રહે છે તેના દીલનો ભેદ બેઉ પામી ગઇ હોવી જોઇએ.

પાણી ભરી માથે બેડું મૂકી આ સ્થળે આવતાં ઉભયનું બેડલું હાલે છે અને તેમાંનું પાણી છલકાય છે.

ઉભય જાણતી હોવી જોઇએ કે તેઓ જ્યારે જળ ભરવા જાય છે, ત્યારે વૃક્ષ નીચે ઊભનારની છાતી થડકી રહે છે.

અહિંઆ આવતાં બન્ને બહેનોની આંખો મળે છે અને તેમને વદને સ્મિત ફરકેછે તેમની ઝડપી ચાલમાંથી હાસ્ય જણાય છે અને ઝાડનીચે ઉભનારના દિલને મુંઝવણમાં નાંખે છે *

મધુકર

* રવિ બાબુના ગાર્ડનરમાંથી.

## ગરવી ગુજરાતનું લવાજમ.

## વાર્ષિક લવાજમ.

હિંદમાં રૂ. ૬ હિંદ બહાર રૂ. ૭

છુટક નકલ ०॥।

ઠેકાણું:—

ગરવી ગુજરાત ઓફીસ દેશીવર્ડ, ઠાકરજી ન્યુબીલ્ડીંગ વડગાદી, મુંબઇ નં ૩.



# સજ્જન ગ્રાહકોને

"સૌરાષ્ટ્ર અભ્યુદય" બીજા માસથીજ "ગરવી ગુજરાત"ને નામે પ્રકટ થાય છે એ કોઇને આશ્ચર્યજનક લાગશે. અમારો ઉદ્દેશ સાર્વજનીક હતો એ પ્રથમ અંકના વાંચનારાઓએ જોયુ હશે. આ ઉદ્દેશ હોય તો તેને કોમી નામ આપવાની આવશ્યકતા નથી. તેમ કેટલાક અમારા નાગરભાઇઓએ તેમજ ઇતર કોમોના સંખ્યાબંધ સજ્જનોએ કહ્યું. ગુજરાતના સાહિત્ય પ્રેમી લેખકોએ લેખો સંબંધી અમારી અરજી સ્વીકારવાથી ઉદાર ... પ્રસાદ આપી. આ સર્વ "ગરવી ગુજરાત" ની પ્રેરણાનાં કારણો છે. આ સચિત્ર માસિકનું લવાજમ રૂ ૫) રાખેલું હતું પરંતુ મુદ્રણ ચિત્રો સારા કાગળ વિગેરે કીમતી સામગ્રી પૂરી પાડવા માટે --

**આ અંકથી લવાજમ રૂા૦ ૬ કરવાની ફરજ પડે છે.**

આ અંકને જોતા અમારા વાચકોને જણાશે કે લવાજમ સાધારણ કહેવાય. ગુજરાતના અન્ય માસિકો કે જેઓ ચિત્રો ભાગ્યેજ આપતા નથી તેમના લવાજમ જોતાં આ માસિકનું લવાજમ ઓછુંજ છે એમ જણાઇ આવશે. અમારો ઉદ્દેશ દરેક માસિકને ચિત્રો અને લખાણોથી ભરપૂર બનાવવાનો છે. પરંતુ ગ્રાહકોની મોટી સંખ્યા સિવાય તેમ થવું અસંભવિત છે. અમારા આગામી અંકથી એક નામીચા લેખકના હાથથી લખાતી અને પ્રખ્યાત ચીત્રકારના હાથથી ચિતરાતી સુંદર વાર્તા શરૂ થશે. આશા છે કે ગુર્જર સાહિત્ય પ્રેમીઓ આ માસિકનો સત્કાર કરશે.

તંત્રી "ગરવી ગુજરાત"





પુસ્તક ૧ લું　　　　જુન ૧૯૨૧　　　　અંક ૨જો.

# ઉમરનો જામ.[1]

(૧)

જ્યાં જોવાં અવિનાશ,
　રેડ્યા જીવન ઉમરમાં,
ગીલી વિશ્વપ્રકાશ,
　પીનો, પાતો, વહતો.

(૨)

ભરી આપના સોમ,[2]
　દેખે કટોરા હાથથી,
પડી સુરાહી ભોમ,
　અવધ ઉમરની આતનાં.



(૩)

ક્યાં અમથી આગાર ?[3]
　ફરી-કટોરા ખોળતો,
જ્યાં જોયો પીનાર,
　દેખે, પડયો, ધુળમાં મળ્યો.

રચનારઃ-શ. દિવાના.

---

૧ ઉમર=(૧) મશહુર શાયર ઉમરખય્યામ (૨) આયુષ્ય. ૨ સોમ=સોમરસ, શરાબ.
૩ આગાર=ઘર.

# વિયોગ વ્યાકુલા.

રચનાર—શા. પરિમલ.

### પહાડી-ગઝલ

મ્હને "મીઠી" કહી મોહન !
  મલપતું કોણ ન્હેરો ?

ભરા યૌવન સુનભ લ્હાના
  જીવનના કોણ લેશે ?

સરિતા મોહની,
  સાગર વિહોણી કના રહેશે ?

બીખારણુ ભાનની ભૂખીને
  ભિક્ષા કોણ દેશે ?

સદા સંસારમાં
  સુખ દુ:ખ સાથે કોણ સહેશે ?

સખે ! ધન્યો પરિમ ! હવે
  ફેરા વાળી કોણ ન્હેરો ?







કરતાં પણ વિશેષ હિંદુસ્તાન સામ્રાજ્યને રાજ્યનિષ્ઠ રહે-સામ્રાજ્યનો મહાન આધારસ્તંભ થઇ રહે તેને માટે શું ઉપાયો યોજવા જોઇએ?

હું એ સવાલો પૂછું છું કારણ કે હું જોઉ છું કે બ્રીટીશ રાજ્યનીતિ જો તેની આંખ ઉઘડે અને ચાહે તો હિન્દુસ્તાનના માને ફેરવી શકે છે, અને એ રીતે હિન્દને સામ્રાજ્યને માટે બચાવી શકે છે. હું માનું છું કે બ્રીટીશ રાજ્યનીતિ નિશ્ચય પૂર્વક એ પરિણામ લાવે કારણકે હું જોઉ છું કે હિન્દુસ્તાનને બ્રીટનની જરૂર છે અને બ્રીટનને હિંન્દુસ્તાનની. સહયોગ બન્નેને લાભકર્તા છે. હું ઉત્ક્રાન્તિમાં વિશ્વાસ રાખનારો છું ક્રાન્તિમાં નહિ. અને મને શ્રદ્ધા છે કે, હિંદુસ્તાન સામ્રાજ્યમાં રહી, શાન્તિથી ઉન્નતિને માર્ગે પોતાના લક્ષ્યને પ્રાપ્ત કરશે. આ સિદ્ધાંતોમાં અટલ વિશ્વાસ રાખનારો હોઇ, હું અસહકાર જે હિન્દ અને બ્રીટનના સંબંધમાં, એ બે દેશોના આત્મામાં શળ રૂપ છે, તે શાથી અને શા માટે છે તે દર્શાવવાની ઇચ્છા રાખું છું

એ તો નિઃસંદેહ છે કે જ્યારે આ ચળવળની શરૂઆત થઇ ત્યારે હિંદ અશાન્તિમાં બળી રહ્યું હતું. અને આ અશાન્તિમાં અનેક રાજ્યદ્વારી, સામાજીક અને આર્થીક કારણો હતાં

પ્રથમ તો હિંદુસ્તાનની પ્રજાને પોતાનાજ દેશમાં એક દબાએલી પ્રજા તરીકે રહેવું પડે છે. એક પરદેશી અજાણી સરકાર હિંદી નહિ એવા અમલદારોના હાથથી તેમનો કારોબાર ચલાવે છે. કોઈ પણ દેશમાં ન અપાતા હોય એવા મોટા પગારો મેળવનારા અમલદારોની જગ્યાઓ ઘણીખરી અંગ્રેજોથીજ પુરાય છે. ધારા સભાઓના સભાસદો ઘણાખરા બ્રીટીશ અને તેમણે પસંદ કરેલા ગૃહસ્થો હોય છે. આનું પરિણામ સ્વાભાવિકજ એ આવે કે ધારા સભાઓમાં અમલદારોની છાપજ વિજયી નીવડે. બ્રીટીશોનો હેતુ ગમે તેવો શુદ્ધ માનવામાં આવે; તેઓ પ્રજાને સુધારવામાં અને પોતાનો રાજ્યહેતુ બર લાવવામાં કદી ભૂલ ન્હોતા થયા એમ ભલે કહેવામાં આવે પણ એ વાત ચોક્કસ છે કે બહારના બળથી હિંદનો રાજ્ય અમલ ચલાવવાથી હિંદુસ્તાનના ગર્વને: હિંદની પ્રજાના સ્વમાનને ધક્કો લાગ્યો છે. દરેક કેળવાયલા હિંદીને પોતાને હિંદી હોવાના સબબથી અમુક નોકરીથી બાતલ કરવામાં આવે છે. એ વિચાર અત્યંત કડવો લાગ્યો છે, દરેક હિંદી જેને પોતાના દેશનો અમલ પોતાના, આદર્શ અને વિચારો અનુસારે થાય એવી આકાંક્ષા છે તેને ઉપરોક્ત કાર્ય તંત્રથી ઘૃણા અને નિરાશાજ ઉપજ્યા છે.

સર હેન્રી કેમ્પબેલ બેનરમેને એકવાર કહ્યુંહતુ તેમ ગમે તેવી સારી સરકાર પણ પોતાની સરકારની બરોબરી કરી શકતી નથી.

દરેક કેળવાયલો હિંદી સ્વરાજ્યની અભીલાષા રાખે છે. ભલે એ સ્વરાજ્ય થોડા વખતને માટે હાલના બ્રીટીશ રાજ્ય જેવું પ્રબંધબદ્ધ ન પણ હોય.

રાજ્યકર્તા વર્ગ પ્રજાના સમુહથી વેગળો એકાન્તમાં રહેવાનું પસંદ કરે છે. હિંદુસ્તાનના મુલ્કી અને લશ્કરી અમલના મોટા હોદ્દાનો અને ટેકરીઓપરના મથકોનો વિચાર કરતાં એવી કલ્પના સહજ થાય કે જાણે હિંદુસ્તાનની ભૂમી ઉપર થોડાંક ઈંગ્લંડ વસાવી મુક્યાં હોય. પ્રજાથી વેગળા રહેવાની આ નીતિ હિંદુસ્તાનની પ્રજાની ભાવના અને જીવનથી

ના કહેવાતાગમે તેના પ્રયત્નો
છતાપ્લેગમા છેલ્લા બે દાયકામા
હિંદના લાખો બાળકો પ્રાણ ગુ
માવી બેઠાછે ઇ સ ૧૯૧૮મા
થોડા મહીનાઓમાજ ઇન્ફ્લુએન્ઝા
ની બીમારીએ સાઠ લાખ હિ
દીઓનો ભોગ લીધા હતો શરી
મા શક્તિની ન્યુનતા હિંદુસ્તાનની



હિન્દ ખેતી પ્રધાન દેશ છે
છતા સાધનો છેક જુની પધ્ધતિ
છે ઉપરના ચિત્રમા લાકડાનુ હળ
ની અણીઆળુ હળ જે બળદો
ના તે ર દળવાની પ ઘરની ઘ
છે અને નીચેના ચિત્રમા નહેર
થી પોતાની ગાહેનતે પાણી
વામા આવે છે



પ્રજાની મૃત્યુ ઉમરમા દેખ
આવે છે યુરોપની

પ્રજાઓની તુલના કરતાં માણસનું સરેરાસ આયુષ્ય ૪૬ વર્ષ જેટલું હોય તો એક હિંદીની સરેરાસ આયુષ્યનું પ્રમાણ ફક્ત ૨૩ વર્ષ છે. આ આંકડા અમલદારોના રીપોર્ટોમાંથી લેવામાં આવ્યા છે.

મરીચાશથી પીઆનાં કંઈક સારી આશાથી હિંદીઓએ સંસ્થાનોમાં વસવાટ કરવાનું શરૂ કર્યું, પણ ત્યાં તેઓ ગોરી પ્રજાઓને આડખીલી જેવા થયા, અને કેટલાંક સંસ્થાનોએ તેમનો બહિષ્કાર કરી દીધો. જ્યાં તેઓ પ્રવેશી અને રહી શક્યા ત્યાં વ્યાપારના વિરોધ કે ચામડી ભેદના દ્વેષને સબબે તેમના હક વ્યવહારમાં ઉંક ઝઘડા થયા. સંસ્થાનોમાં વસનારાઓની જીવન સ્થીતિ કેવી છે, તેનો ખ્યાલ પુર્વ આફ્રીકાના હિંદીઓએ ત્યાં કોંગ્રેસ ભરી જો પોતાની મુશ્કેલીઓ દૂર ન થાય તો [illegible] સાથે અસહકાર કરવાનો ઠરાવ કરી આપ્યો છે.

સંસ્થાનોમાં હાડમારીઓ અનુભવી પાછા ફરેલા વસાહતીઓની એ હાડમારી હકીકતોના ફેલાવાથી ગામડાઓમાં પણ અશાંતિ વધી ગઈ છે. સેંકડે ૯૪ ટકા કોઈ પણ ભાષા કે લીપીના જ્ઞાનથી વંચિત અજ્ઞાન આમ વર્ગ ઉપરોક્ત સંજોગોમાં સ્વાભાવિકજ પોતાના કેળવાયેલા ભાઈઓ જે કહેને માનવા અને તેમની આગેવાની સ્વીકારવા પ્રેરાય છે. હીંદી જનતાનાં દુઃખો અને મુશ્કેલીઓ જાણવા અને તેમનો અંત આણવા સ્થળે સ્થળે સંસ્થાઓ સ્થપાઈ છે. સહકાર નીગ્રહ અને સાધન મુક્ત આપવાનું બળ જન્મ્યું છે. અને તેણે આ લડતને ઉપાડી લીધી છે.

આ ચળવળને દાબી દેવાનો જો કોઈ પણ માર્ગ હોય તો તે એજ છે કે તેને ઉત્પન્ન કરનાર મૂળ કારણોને દૂર કરવાં. આથી વીશેષ હીંદુસ્તાનની ગરીબાઈ કોઈપણ રીતે ટાળવી જોઈએ.

હિન્દુસ્તાનની ગરીબાઈનાં સંખ્યાબંધ કારણો છે. હિંદની પ્રજાનો મોટો ભાગ પોતાનો જીવન નિર્વાહ ખેતી ઉપર ચલાવે છે. ઉદ્યોગોમાં કામ કરનાર વર્ગ છેકજ ઓછો છે દેશના મોટા ભાગમાં સેંકડો વર્ષોથી ખાતરને અભાવે ઘણી જમીન ખેતી વીના પડી રહી છે છાણુ બળતણ તરીકે વાપરવામાં આવે છે અને હાડકાં પરદેશ મોકલી દેવામાં આવે છે. આ રીતે ખાતરને ઉપયોગી વસ્તુઓનો લાભ હીંદની જમીનને મળતો નથી. બહુજ થોડા પ્રદેશમાં નહેરની વ્યવસ્થા છે એટલે બાકીના ભાગોમાં ચોમાસું માફક થાય કે ન થાય તો એક ખેડુત જેનો થોડીકજ જમીનમાંથી પોતાનો નીર્વાહ કરવો હોય છે તેની સ્થીતી કફોડી થઈ પડે છે.

હીંદુસ્તાનની આબોહવામાં ફેરફાર કરવાનું કે ચોમાસાને નીયમીત કરવાનું કામ અશક્ય છે પણ નહેર કામ વધારવાનું અને તે રીતે ગરીબ ખેડુતની વરસાદની પરાધીનતા ઓછી કરવાનું કામ અશક્ય નથી તેમજ હીંદના ખેડુતને ચાલુ ખેતીની પદ્ધતીનું, કરકસર કરવાનું, ગામડામાં સહકાર મંડળો સ્થાપી એક બીજાને મદદ કરવાનું, ખાતરનો ખેતીમાં ઉપયોગ કરવાનું, સારાથી અને વધારે ઉપજ કરી શકે એવા હથીઆરો વાપરવાનું, શીક્ષણ આપવુંએ શક્ય નથી સાથી વધારેનો હીંદી ખેડુતને પોતાનો પ્રારબ્ધવાદ-કીસ્મત પર ભરોસા રાખવાની આદત દેવ તજાવવાનું અને કેટલીક સામાજીક રૂઢીઓ કે જે ખેડુતોની પ્રજા-વૃદ્ધિમાં કારણભૂત થાય છે અને પરીણામે જમીન વહેંચાઈ જવા આર્થીક હાની કરે છે તે સુધારવાનું કાર્ય શીક્ષણ આપી સરકાર અવશ્ય કરી શકે છે.

આ દીશામાં સરકારે કંઈ પણ નથી કર્યું એ કહેવું વાજબી નથી. સરકારે નહેરકામ સારા પ્રમાણમાં કર્યું છે. તેણે ખેતીના શીક્ષણ માટે કેટલીક શાળાઓ પાઠશાળાઓ અને પ્રયોગ કરવાના સ્થળો તેમજ સહકાર મંડળોની યોજના કરી છે.

જ્યાં નહેરોની વ્યવસ્થા થઈ બીજા સુધારા થયા છે ત્યાં જમીનની ઉપજ વધી છે અને ખેડુતોની આર્થીક સ્થીતિ સુધરી છે. પરંતુ હિંદુસ્તાન એક વિશાળ દેશ હોઈ-તેની વસ્તી મ્હોટી હોઈ સરકારની તીજોરીમાં આવાં કામમાં વાપરવા નાણાંની છૂટ નહોવાથી થયેલો થોડો ઘણો પ્રયત્ન પૂરતો નથી.

કદાચ તીજોરીમાંથી નાણાં પણ મળી શક્યાં હોત અને અમલદારોએ મન લગાડી આ યોજના મ્હોટા પ્રમાણમાં અમલમાં આણવા મહેનત કરી હોત તો પણ હિંદની ગરીબાઈનો કોયડો ઉકેલવા તે સંપૂર્ણ થાત નહિં. પ્રજા વધતી જતી હોવાથી કેવળ ખેતીમાં સુધારો કરવાથી લોકોની ગરીબાઈનું ઓસડ થઈ શકે તેમ નથી જો હિંદની પ્રજાને સમૃદ્ધ બનાવવી હોય—સમૃદ્ધ થવાનો દરેકને જન્મ સિદ્ધ હક્ક હોય તો હિંદના ખેડુત વર્ગને ખેતીમાંથી બીજી હુન્નર ઉદ્યોગમાં યોજવો જોઈએ.

એ કે છેલ્લાં પચાસ વર્ષમાં હિંદુસ્તાનમાં ઘણાં કારખાનાં અને મીલો ઉત્પન્ન થઈ છે છતાં બીજા દેશોની સરખામણીમાં હિંદુસ્તાનની સ્થીતિ એક ખેતી કરનારા દેશ કરતાં જરા પણ સુધરી નથી. પોતાનાં ખનીજ પદાર્થો અને હુન્નર ઉદ્યોગની કાચી પેદાશનો પોતેજ ઉપયોગ કરી તે રીતે લાખો કે કરોડો માણસોને સારી રોજી પૂરી પાડવાને બદલે હિંદુસ્તાન કાચો માલ પરદેશ મોકલાવે છે અને ઘણે ભાગે તેમાંથીજ બનેલો સફાઈદાર માલ તે પાછો આયાત કરે છે. જપાન જરમની અને ઓસ્ટ્રીયા—જો દાખલા તરીકે ત્રણ જ દેશને લેવામાં આવે તો તેઓ હિંદનો કાચો માલ સુદ્ધાંજ ખરીદી ખૂબ પૈસાદાર થતા હતા.

આ અત્યંત અસહ્ય પરિસ્થીતિ કેટલેક અંશે લોકોની પહેલ કરવાની અને યોજવાની શક્તિના અભાવને આભારી છે અને કેટલેક અંશે સરકારની હિંદની હુન્નર ઉદ્યોગને ઉત્તેજના આપવાની—આગળ વધારવાની અને લોકોને હુન્નર ઉદ્યોગનું જ્ઞાન આપવાની બેદરકારીને આભારી છે. દાખલા તરીકે એકજ પ્રકારના કાપડના ઉદ્યોગને જોઈએ તો સરકારે હિંદુસ્તાનની મીલો ઉપર કર નાંખ્યો છે અને જપાન હિંદુસ્તાનમાંથીજ રૂ લઈ જપાનની મજુરીથી બનાવી, આગબોટોના ભાડાંમાં છુટ આપી હિંદના દેશી કાપડની બજારને તોડી શકે છે.

હિંદીઓ અને બ્રીટીશોની ખરી મિત્રતાથીજ હિંદમાંથી ગરીબાઈ દૂર કરી ઉખેડી શકાય તેમ છે. જો તાત્કાલીક ઉન્નતિ કરવી હોય તો બંને પ્રજાઓએ પોતાના મતભેદને ભૂલી જઈ એકજ હેતુ તરફ દ્રષ્ટિ રાખી કામ કરવું જોઈએ.

મોન્ટેગ્યુ ચેમ્સફર્ડ સુધારામાં ભલે ગમે તેટલી ખામીઓ અને ત્રુટીઓ હોય તથાપિ તેનાથી હિંદીઓના હાથમાં ક્રમશઃ કાયદાની વિશેષ સત્તા જવાનો સંભવ હતો. તેના દ્વારા હિંદુસ્તાનની ધારા સભાઓમાં હિંદીઓને કેળવણી આરોગ્ય અને બીજા સામાજિક વિષયોમાં સુધારા કરવાનું પ્રાપ્ત થયું છે કેમ હિંદીઓ દયાપાત્ર પ્રજા તરીકે મટી જઈ અને પોતાના કારોબારમાં વિશેષ ભાગ લેવા અધિકારી થાય

હેરાયાનું છે. તેઓ એમ માને છે કે તરકી સાથે જે રીતની સુલેહ કરવામાં આવી છે તે વિગ્રહ વખતે બ્રીટીશ રાજ્ય કર્મચારીઓએ આપેલા વચનોથી ઉલટી છે. વિગ્રહ વખતે બ્રીટીશ પ્રધાનોએ એવી કબુલાત આપી હતી કે તેમના ધર્મના સ્થળો—તેમના પયગમ્બરોની કબરો છે તેવા—મેસોપોટેમીયા અને પેલેસ્ટાઇન વિગેરે સ્થળો તરકીના તાબામાંજ રહેશે.

એ બનાવોથી હિન્દી પ્રજાનો બ્રીટીશ ન્યાય અને શુભનિષ્ઠામાં જે વિશ્વાસ હતો તે લગભગ ઉડી ગયો છે. એથી પ્રજાનાં સ્વમાન અને ગૌરવ ઉપર નવસુધી શકાય એવા જ ઘા પડ્યાં છે ચાલુ રાજ્યદ્વારી ગંભીરતાનો ઉપાય જો દબાણ નીતિજ સમજવામાં આવે તો પરિણામ શું આવશે તે કહી શકાય તેમ નથી. કદાચ એથી હિન્દીઓ સામ્રાજ્યનાં દુશ્મનો, જેઓ હિન્દની રાજકીય અશાંતિને ઉંડી નજરથી જોઇ રહ્યા છે તેમના હાથમાં જઇ પડે

જો હિન્દનો જ્વાલા મુખી ફાટે તો એ ઝેરી રસ—લાવા તેની સરહદ ઓળંગી ઇજિપ્ત, મેસોપોટેમીયા, પેલેસ્ટાઇન, અરબસ્તાન, વિગેરે મધ્ય પૂર્વના દેશોમાં પ્રસરે અને ધુમાડા આકાશ ઘેરી લે એ ન બનવા જોગ નથી.

હિન્દમાં ઉભો થયેલો ભય ટાળવાનો માત્ર એકજ માર્ગ છે. હિંદીઓને દિલાસો આપવોજ જોઇએ હિંદીઓની બ્રીટીશ ન્યાય અને શુભ નિષ્ઠામાં વિશ્વાસ—નીચે ગયેલો પુનર્જીવન મળવુંજ જોઇએ જે કારણોથી હિંદીઓના વર્તનમાં આ કડવાશ ઉત્પન્ન થઇ છે તે દૂર થવા જોઇએ અને તેમનાં પોતાના આદર્શો અને આશયો અનુસાર તેમનો કારોબાર ચલાવવાની તેમને તક મળવી જોઇએ.

હિંદીઓને હલકા પાડનારા અને ગભરા વનારા પંજાબના અત્યાચારોનાં જે પણ ચિહ્નો સરકારે મોભાને ખાતર રાખ્યા હોય તે દૂર કરવા જોઇએ. હિંદીઓ બ્રીટીશોથી દબાયલા રહે—અથવા બ્રીટીશ સ્વાર્થનો ભોગ થઇ રહે એવી કોઇ પણ નીતિનો આગ્રહ પૂર્વક ત્યાગ થવો જોઇએ મેસોપોટેમીઆના આરબો કે બીજી નાની સ્વતંત્ર પ્રજાઓની સ્વતંત્રતા લુંટવા લશ્કરી હિંદીઓને હથીયાર બનાવવામાં આવે છે. તે પદ્ધતિ હમેશને માટે બંધ થવી જોઇએ. અન્ય રાષ્ટ્રોને સદ્ભાવની અને તેટલા પ્રમાણમાં હિંદી મુસલમાનોની ખીલાફત સંબંધી સળગી રહેલી ધાર્મિક લાગણી શાંત પાડવી જોઇએ.

હિંદુસ્તાનના પગાર અને પેનશનો ખાતા બધા ઇંગ્રેજોએ હિંદુસ્તાન પોતાનો કારોબાર ચલાવવા પોતેજ યોગ્ય અને તેવો પ્રયત્ન કરવા સત્યનિષ્ઠાથી બહાર પડવું જોઇએ અને ઇ. સ. ૧૯૧૯નો હીંદી સરકારનો કાયદો જેને હિંદીઓ અપૂર્ણ માને છે તેને મજબુત બનાવી હિંદીઓને પોતાના દેશમાં પોતાની ઇચ્છા વિરૂદ્ધ અમલ નથી થતો તેની ખાતરી કરી આપવી જોઇએ.

ભવિષ્યના ભાવનામય રાજ્યતંત્રની ચીર બદ્ધ કલ્પનાજ આજે હિંદુસ્તાન સામ્રાજ્ય માટે બચાવી શકે તેમ છે આવી ઉદાર ભાવનાજ હીંદના કોયને મજબુત મિત્રતામાં તેના અસહકારને રાજ્યનીષ્ઠ સહકારમાં ફેરવી હિંદને હમેશને માટે સામ્રાજ્યનો અતૂટ આધાર સ્થંભ બનાવી શકે છે.

ક્રોકટીને વખતે ઇંગ્લાંડ આવી રાજ્ય નીતિ દેખાડી શકશે ? ×

---

× લંડન મેગેઝીન ઉપરથી.



ચિત્રકાર ] લેડી હેમિલ્ટન ચરખે કાતતાં [શ્રી. રોમની.

By Courtesy of Mr. Gopalji Ramji
from his Painting Collection.

જુઓ પૃષ્ઠ ૭૮.

# ચરખો, ને ઇતિહાસોના કેટલાક પ્રસંગો.

લખનાર
ર. ન્હાનાલાલ દલપતરામ કવિ
એમ એ



ર. ન્હાનાલાલ દલપતરામ કવિ એમ. એ

When Adam delved, and Eve span, Who was then a gentleman?

* * * * *

**બાવા આદમ ખેડતા, અને અમ્માઇ હવા કાંતતાં ત્યહારે ગૃહસ્થાઈ ક્યહાં વસતી ?**

* * * * *

ગૃહસ્થાઇ એટલે શું ? રોટીવાની રોડાઈ શિમા છે ? આજે યુરોપ અમેરિકામાં એ વિશે નેતિરાજા તરંગો છે. ને ત્હેમની રગવાવા હમિના સુધારાની સાથે, હિન્દમાંયે કાઇક ફેરી છે. એ ઍાટી ભાવનાઓ સ્હામે ઉપ-લી ઇમિજી બેનતો પોકાર છે. ને હિન્દવા-સીઓએ તે સાંભળવો ઘટે છે.

એક મિત્ર પાસેથી એમ સાંભળ્યુ હતુ કે જર્મની સાથેના છેલ્લા મહાસંગ્રામના પાંચ વર્ષો દરમિયાન, જ્યહારે જર્મન સબ્મરીન ફિરકારનો પોતાનાં ને સ્વદેશીનાં પ્રદર્શનો પ્રચારનો પવન ઇંગ્લન્ડમાં વાતો હતો, ત્યારે સ્વદેશિએ એમીને પ્રાંતનાં મહારાણી એ-લેકઝાન્ડ્રાનું ચિત્ર પ્રસિદ્ધ થયું હતું. તે ચિત્ર શોધી મોકલવા એ મિત્રને કહેલ, દરમિયાન બીજા એક મિત્ર ર. ભાઇ ગોપાળજી રામજીને ત્યહાં ત્હેમનો ચિત્રસંગ્રહ જોતાં જોતાં સ્હામેનું ચિત્ર દીઠું, ને આ 'ગરવી ગુજરાત માસિકના તંત્રી અન્ય કો કામ પ્રસંગે પધાર્યા હતા ત્હેમણે પ્રસિદ્ધિ માટે લીધું

ચરખાની શક્તિમાં ઘણાને અશ્રદ્ધા છે ઉદ્યમવાદ વાતપ્રવાદ ને વગતિગે એ દૈત્યોની વાતો આગુનાગઓને એવી અશ્રદ્ધા હોય એમાં આશ્ચર્ય નથી આશ્ચર્ય તો એ છે કે હિન્દની પ્રજાએ ચરખાનો પુનરુદ્ધાર કર્યો છે, આશ્ચર્ય તો એ છે કે ઇગ્લાંડમાં યે લેડી હેમિલ્ટન ને મહારાણી એલેક્ઝાન્ડ્રા જેવાં ચરખે કાંતતા બેઠાંનાં દશ્યો છે

# હૃદય જીતે છે.

લખનારઃ-ઉદ્ધવજી તુલસીદાસ ઠક્કુર.

:o:

"જો મારા દાગીના એક ચ બળાના આંસુઓથી ભીંજાયલા હોય તો તેનાથી મને તિરસ્કાર છે. તમારી વાડી અને ગાડી, મારો અને મારા બાળકની મોજ મજાનું કારણ જો કોઇ નિર્દોષનું રક્ત હોય તો તેના મોહથી મને ધિક્કાર છે હું એકજ પ્રશ્ન પૂછું છુ મને કહો કે તે ગુન્હેગાર છે તેની તમે તપાસ કરી હતી "?

"બીન્દુ તું મને શું કહેવા માગે છે? આજના કેસમાં જીત થવાથી કોર્ટમાં મને શાબાશી મળી છે. અમારા મંડળમાં ફસ્ટ ક્લાસ વકીલે મારી પીઠ થાબડી, મારી સાથે શેકહેન્ડ કરી છે. એક કેસ માટે મારી સલાહની માગણી કરી છે."

"એટલે" ?

"આજે હું ઉન્નતીના માર્ગે ચ્હડ્યો છું."

"એક ગુન્હેગાર ખરી રીતે ગુન્હેગાર છે કે નહિ તેની તપાસ કર્યા વિના ? એક વકીલ તરીકે તમારી ફરજ બજાવ્યા વિના"?

"એ તપાસ કરવા અને ફરજ બજાવવા તેનો બચાવ કરવા રહેલો સ્હામો વકીલ હોય છે. દલીલો સાંભળવા અને ઇન્સાફ આપવા અદાલત હોય છે. ન્યાયાધીશ હોય છે. અમારૂં કામ, અમારો વિજય, અમારો પક્ષ, સબળ અને સફળ કરવામાં છે. એક વકીલની કીંમત તેની ચતુરાઇમાં, કેસ કન્ડક્ટ કરવાની બાહોશીમાં છે."

"નીતિ અને અનીતિ?"

"તે ન્યાય તપાસે છે."

"મનુષ્ય તરીકે તમારો આત્મા?"

"આત્મા કેવળ વિજયને ઇચ્છે છે. ત્મા અમારી બુધ્ધિને પોષણ દે છે. કોર્ટ ગુનાહની તપાસ થાય છે, કાયદાનું માપ થ છે. પાપ અને આત્માનો હિસાબ નથી તો. વેન્દ્રાતની કલ્પનામાં રમનારા પાપ ક પુણ્યના સરવાળા બાદબાકી ગણનારા વકી મૂર્ખમાં લેખાય છે, અને ભૂખ ભેગા થાય છે

મારા કાયદાને જાણનારા સ્વામિ ! સ્ત્રી છું, ભોળી છું, પણ મૂઢ નથી. તેમ જો ધર્મથી-ધર્મ અને શાસ્ત્રોની આજ્ઞા તમે મારૂં પાણી ગ્રહણ કર્યું હોયતો હું ત રી દાસી છતાં કેવળ આજ્ઞાની ઉઠાવન દાસી નથી. હું તમને યોગ્ય કહેવાનો હ કરનારી તમારા હૃદયને પાપમાંથી બચાવન અને સાચું લાગે તે કરાવનારી દાસી એક મનુષ્ય તરીકે તમે અમુક માણસ પ છે કે નહિ તેની પરવા ન કરતાં તેને પ બતાવવા અને બનાવવાનો પ્રયત્ન કરો વર્તન હું યોગ્ય માની શક્તિ નથી.

"તો વકીલના ધંધાને તિલાંજલીજ ર પછી જોઇએ.''

"આજેજ આપી દો. મારા ને ખાતર હું કહું છું. મારા બાળકનાં ર

ને માટે કહું છું કે એવી વકીલાતનો આજેજ ત્યાગ કરો "।

"બીન્દુ, મહાભારતમાં કહ્યું છે કે લક્ષ્મી ને ચોટલો લોહીથી રંગાયલા હાથેજ બંધાય છે, એટલે કે પાપ અને પુણ્યનો વિચાર કરનાર લક્ષ્મીને વરી શકતો નથી."

"લક્ષ્મી વિના પણ માણસ સુખે રહી શકે છે. સાદા જીવનમાં પણ નિર્વાહ ચાલી શકે છે."

કિશોરલાલ ઘડીવાર નિરુત્તર થઇ ગયો. તેની બુદ્ધિવાન પત્નિએ તેને હરાવી દીધો. બુદ્ધિના રાજ્યમાં રમનાર લક્ષ્મી અને મોજશોખની સૃષ્ટિમાં ફરનાર વિદ્વાન વકીલ હૃદયનાં પ્રેમ પાસે ઝાંખો પડી ગયો.

"બીન્દુ મીરજા પર ફરી વિચાર કરતાં મને લાગે છે કે સજાપામેલો ગુન્હેગાર ખરી રીતે ગુન્હેગાર છે. થોડીવાર વિચાર કરી કીશોરલાલે નવો માર્ગ શોધ્યો. "

" તે કોર્ટમાં પોક મૂકી રડ્યો હતો ?

"દા પાપ કરતાં માણસ નથી ડરતો સજા જોઇ તે ડરે છે."

તમે જાણો છો કે તેની સ્ત્રી અને એકજ બાળક તેના કેદમાં જવાથી નિરાધાર થયા છે. આજે એક યુવાન સ્ત્રીનો નીતિ રક્ષણનો કિલ્લો તૂટી જઇ તે અધમ જગતની દયાપર પડી છે"

"ન્યાયને અને કોઇના દુઃખને લેશમાત્ર સંબંધ નથી."

ભલે ન્યાયને અને દુઃખને સબંધ ન હોય પણ ન્યાય અને નીતિનો સંબંધ હોવો જ જોઇએ રાજ્ય જે સમાજ-નીતિનું રક્ષણ ન કરી શકતું હોય. જો બધુ કાયદા મનાથી બધુ ગુનાહ થતા હોય, જો ગુન્હેગારો શીઘ્ર બોધવનાં સુધરવાને બદલે બગડતા હોય અને ભવિષ્યમા પણ સમાજની દૃષ્ટિમા અસર્પસ્ય થતા હોય તો તે રાજ્ય અધમ અને કાયદો સદુષો છે. એ કાયદો સમાજનો રક્ષક નહિ પણ વિનાશક છે. હું પંડિતાઇના વિવાદમા નહિ ઉતરૂં. હું તમને એકજ વાત કહુ છું. મારે ખાતે તપાસ કરવી છે મારી તપાસમાં જો પાર્વતીનો પતિ નિર્દોષ હશે તો તમારે મારા સ્નેહની ખાતર તેની અપીલ કરી તેને મુક્ત કરવો પડશે, તેને મુક્ત ન કરી શકો એટલી તમારા કાયદામાં જો અધમતા હોય તો તમારે તે કાયદાનો હમેશને માટે ત્યાગ કરવો પડશે' એક બાજુ મારો સ્નેહ અને બીજી બાજુ ઉપરી શરતો

બીન્દુમતીની સઘળી વિદ્વતા-ત્હેના મુખપર આવી વસી હતી, ત્હેના આત્માનુ સર્વ તેજ તેનાં નેત્રોમાં આવી રહ્યુ હતુ. હાવના વેગથી ત્હેનુ ગુલાબી મુખ-વિશેષ ગુલાબી થઇ પરસેવાથી ભીન્જયુ હતુ, પણ આ શ્રમ-પ્રસ્વેદ ત્હેના સૌંદર્યમા આજે જાણે અનેક ગણો વધારો કરતા હોય એવો ભાસ થતો હતો. પુરૂષનુ હૃદય નમી ગયુ માતાની મમતા, પ્રેમળતા, સ્ત્રીનુ યૌવન આરોગ્ય, સૌંદર્ય, ભગીનીનો ગુલાબ જેવો સૌરભ યુક્ત, પણ મીઠો પ્રેમ એ પુરૂષને હરાવવાના શસ્ત્રો છે સ્ત્રી જો સ્ત્રીપણામા આવે તો પુરૂષ બીચારો થઇ જાય છે, કીશોરલાલે બીન્દુની માગણી સ્વીકારી પણ એ તપાસમાં પક્ષકાર તરીકે પોતે હાજર થશે એમ કહ્યુ. બીન્દુને સત્ય શોધવું હતું એટલે આ માગણીનો તેણે અનાદર ન કર્યો

૨

ગતના સાડા આઠ વાગ્યાનો સમય હતો। જુન માસની શરૂઆત હતી મુંબાઇમા વર્ષા ઋતુ બેસી ચુકી હતી, ગાજવીજ સાથે મેઘ મહારાજની આજેજ પધરામણી થઇ હતી



સાઈકોફોન પર પ્રયોગ કરવા બેઠેલા ડાબી બાજુથી ૧ મી. એન્ડ્રુ મેક્કેન્ઝી—અગ્રગણ્ય ૨ મી. મેક્કેન્ઝી ૩ મી. જ્યોર્જ વાર્ડ ફેરન અને મી. વીલીયમ મેક્કેન્ઝી.

# પ્રેતો સાથે વાતચીત કરવાનું ટેલીફોન યંત્ર.

## એક અદભૂત શોધનો વીગતવાર હેવાલ.

લખનાર;—રા. હીરાલાલ હરજીવન ગણાત્રા. બી એ એલ. એલ બી



**પ્રેતો** સાથે વાતચિત થઈ શકે અને તેને માટે એક યંત્ર ઉપયોગી થઈ શકે, એમ કહેવામાં આવે તો ઘણા લોકો તેને અજ્ઞાન મનુષ્યોને છેતરવાની એક પ્રપંચી યુક્તિ જ માને, પરંતુ નીચેની હકીકત વાંચનારને સમજાશે કે પ્રેતો સાથે વાતચિત થઈ શકે છે અને તેને માટે એક યંત્રની શોધ થઈ છે તે યંત્ર દ્વારા અનેક પ્રયોગો પણ થયા છે. આ યંત્ર ટેલીફોન જેવું છે અને અંગ્રેજીમાં તેને સાયકોફોનને નામે ઓળખવામાં આવે છે

માનસ શાસ્ત્રના સંશોધકોએ કેટલાક વરસોથી એટલી તો ખાતરી કરી છે કે અભ્યાસથી અમુક વ્યક્તિઓ કેટલાક અમાનુષી સ્વરો સાંભળી શકે છે. આવા અભ્યાસીઓને સ્વરવાદકો કહેવામાં આવે છે અમેરીકાના ડેટ્રોઈટ પરગણાની એક બાઈ મીસીસ રીએક્ટ સ્વરવાદક તરીકે બહુ પ્રસિદ્ધિ પામેલી છે.

થોડા વરસ પહેલા તે ઇંગ્લંડમાં ગઇ હતી અને ત્યાં પણ અનેક માનસ શાસ્ત્રના અભ્યાસીઓને તેણે ખાતરી કરી આપી હતી કે પ્રેતો સાથે વાતચિત થઇ શકે છે. મી. જ્યોર્જ એચ લેથમ-એમણે એ બાઇના પ્રયોગો જોયા હતા તેમજ ત્યાર પછી બીજા અનેક સ્વરવાહકોના પ્રયોગો જોઈ એમણે વિશ્વાસ પૂર્વક ઉપરોક્ત વિષયની સત્યતા જાહેર કરી છે.

પ્રેત લોકો આ ભળી શકાય અને સહમજી શકાય તેવી રીતે બોલે છે તેમને પૂછવામાં આવે તે સાભળે છે અને તેનો યોગ્ય જવાબ આપે છે તેથી સહમજાય છે કે તેમનું બોલવું જરૂર કોઈ નિયમને અનુસરી થાય છે. જો કે માનસ શાસ્ત્રના અભ્યાસીઓ આ નિયમને યથાર્થ શોધી ન શક્યા નથી



સાઇકોફોન જેમાંથી પૃથ્વીપર વસતા માણસો પ્રેતલોક સાથે વાતો કરી શકે છે સાઇકોફોનની વિગત એ ૧ સંદેશા ગ્રહણ કરનારો ભાગ ૨ સંદેશા મોકલનારો ભાગ ૩ મધ્યસ્થ ભાગ, અને વીજળીક બેટરી આ યંત્ર અને તેના પ્રયોગોનો સંપૂર્ણ હેવાલ પ્રસ્તુત લેખમાં વિગતવાર આપવામાં આવેલ છે

'સાઇકોફોન'' ના છે અને ભવિષ્યમાં તેનો કેટલો વિકાસ થશે, તે સમજવાને માટે સ્વર સાંભળવાના સામાન્ય પ્રયોગ સમયે જે જે બને છે તેનું વર્ણન સંક્ષેપમાં આપવું જરૂરી છે

સામાન્યતઃ આવા પ્રયોગો અંધકારમાં કરવામાં આવે છે. એડમીરલ ઉસ્બોર્ન મુર નામક કુશળ સંશોધકને પ્રથમ આ પ્રયોગોમાં બીલકુલ શ્રદ્ધા ન હતી, પરન્તુ પાછળથી તેની શ્રદ્ધામાં અનેક ગણો વધારો થયો છે તે "ગ્લીમ્પ્સીસ ઓફ ધી નેક્સ્ટ સ્ટેટ" નામક પોતાના ગ્રંથમાં લખે છે કે, મીસીસ રીએકૂટ સાથે બેસીને તેમણે સામાન્ય પ્રકાશમાં અસ્પષ્ટ અવાજો સાંભળ્યા હતા, પરન્તુ જ્યારે પ્રકાશ દૂર કરવામાં આવ્યો ત્યારે તે અવાજો સંપૂર્ણ સ્વરે નીકળવા લાગ્યા હતા. અન્ય માનવાન સંશોધકોએ પણ પોતાનો એવોજ અનુભવ પ્રકટ કર્યો છે જેવી રીતે ફોટોગ્રાફ પાડતી વેળા પ્રકાશની માઠી અસર થાય છે, અને દોરડા વિનાના તારના વિસ્તારમાં પણ પ્રકાશ મુશ્કેલી ઊભી કરે છે તેવીજ રીતે પ્રેત-સ્વરમાં પણ પ્રકાશથી અડચણ થાય છે

...ના આદિ ...ઓનો વધારવાને માટે ધાતુનું બનાવેલું સ્વર વર્ધક યન્ત્ર-ભૂંગળું વાપરવામાં આવે છે, તેમાંથી જે સ્વરો સંભળાય છે

બહુધા, આવા પ્રયોગોમાં એક ઓરડામાં દશથી સોળ વ્યક્તિઓ ગોળ કુંડાળામાં બેસે છે, અને મધ્ય ભાગમાં સ્વર વર્ધક યંત્રો રાખે છે. સ્વર વાહક નિદ્રાધીન થાય અથવા ન થાય,–મીસીસ રીએકટ નિદ્રાધીન થતી નથી, અને ઘણી વાર તેના અવાજ પરથી સમજાય છે કે, એ સ્વરો તેના માનસીક બળથી ઉત્પન્ન થાય છે તેમ તેના કાબુમાં નથી હોતા.

પ્રસંગોપાત એમ પણ બને છે કે સ્વર વાહકને જે ભાષાનું બીલકુલ જ્ઞાન ન હોય, તે ભાષામાં પ્રેતના સ્વરો સંભળાય છે. મી. સેયર્સે પોતે ઘણી વિદેશીય ભાષાઓ એવી રીતે સાંભળી છે અને તેમને ચોકકસ ખાતરી થયેલી છે કે, સ્વર વાહકોને તે ભાષાઓનું બીલકુલ જ્ઞાન હતું નહિ. કેટલીક વેળા એ કે ત્રણ સ્વરો એક સાથે પણ સંભળાય છે.

સર આર્થર કોનેન ડોઇલ નામક ગૃહસ્થ કેટલાક સમય પર પ્રાસંગો થયા હતા, ત્યારે મી. જોન સ્લોન નામના એક સ્વર વાહકના ગૃહમાં તે પોતાનાં પત્નીની સાથે હાજર હતા. મી જોન સ્લોન સ્વર વાહકનો ધંધો કરતો નથી પરન્તુ તેનામાં સ્વર વાહકના અતિ વિકાસ પામેલી છે, અને પોતાને મળતી થોડી ફુરસદનો સમય માનસશાસ્ત્રની આ શાખામાં તે કોઈ પણ પ્રકારના બદલાની આશા વિના ગાળે છે, અને તેની સંપૂર્ણ પ્રામાણિકતા અને વિશ્વસનીયતા માટે સેંકડો મનુષ્યો ખાતરી આપે છે. તે સમયનું દશ્ય ઉપર વર્ણવવામાં આવ્યા પ્રમાણે હતું એટેક-મનુષ્યો હાજર હતા, અને ગોળ કુંડાળાની મધ્યમાં ત્રણ સ્વર વર્ધક યંત્રો હતાં.

એક સ્વર સંભળાયો. તે સ્વર એક પરલોકવાસી થયેલા તેમના એક મિત્રનો હતો સર આર્થર અને પેલા સ્વર વચ્ચે વાતચિત થઈ, પરંતુ કેટલાક સમય સુધી એ બોલનાર કોણ છે તે સપૂર્ણ જાણી શકાયું નહતું.

અંતે સર આર્થરે કહ્યું, "હું ધારું છું, તમે કોણ છો તે હું જાણું છું. લંડનમાં તમારી કલબમાં તમારૂં અચાનક મૃત્યુ થયું હતું."

પેલા સ્વરે ભૂલ સુધારતાં કહ્યું, "તમારી વાત ખોટી છે. મારી કલબમાં હું અસ્વસ્થ બની ગયો, અને નિશ્ચેષ્ટ થઈ ગયો પરન્તુ ત્યાંજ મારો અંત આવ્યો નહતો. મને ઘેર લઇ જવામાં આવ્યો, અને બીજે દિવસે હું મૃત્યુ પામ્યો."

"સર્વથા સત્ય; સર આર્થરે કબુલ-કર્યું." મને તેનું વિસ્મરણ થયું હતું, પરન્તું તે સત્ય છે, અને તમારી ઓળખની તે અત્યુત્તમ સાબિતી છે.

સર આર્થરની સાથે જે સ્વરનો સંવાદ થયો હતો; તે તદન યથાર્થ અને સ્પષ્ટ હતો, એટલે ઓરડીમાંના સર્વ મનુષ્યોએ તે સાંભળ્યો હતો. ત્યાર પછીથી સર આર્થરે કહ્યું કે, મારા વિના મી સ્લોન અથવા અન્ય કોઇને એ મૃત્યુ પામેલા પુરૂષની હકીકતનું જ્ઞાન હોય એ સર્વથા અસંભવિત છે

આ પ્રમાણે પ્રેતલોકો સાથે વાતચિત કરવાનો પ્રયોગ વર્ણવ્યા પછીથી અને પ્રેતલોકોની ખરેખરી હાજરી અને સ્મરણ એક ઉદાહરણ આપ્યા પછીથી હવે "સાઇકિફોન"નું વર્ણન આપીશું, અને સામાન્યતઃ આવા પ્રસંગોમાં સ્વરવર્ધક યંત્રોના કરતાં "સાઇકિફોન"નો ઉપયોગ કરવાથી સારા લાભો છે તે દર્શાવીશું.

આ 'સાઇકિફોન' કેવી રીતે બનાવવામાં આવ્યું તે આપણે જોઈશું. ત્રાસમોના એક પગમાં વીલીયમ મેકડેરી નામક એક

બહુધા, આવા પ્રયોગોમા એક ઓરડામાં દશથી સોળ વ્યક્તિઓ ગોળ કુંડાળામાં બેસે છે, અને મધ્ય ભાગમાં સ્વર વર્ધક યંત્રો રાખે છે. સ્વર વાહક નિદ્રાધીન થાય અથવા ન થાય,–મીસીસ રીએડૂટ નિદ્રાધીન થતી નથી, અને ઘણી વાર તેના અવાજ પરથી સમજાય છે કે, જે સ્વરો તેના માનસીક બળથી ઉત્પન્ન થાય છે તેઓના કાબુમાં નથી હોતા.

પ્રસંગોપાત એમ પણ બને છે કે સ્વર વાહકને જે ભાષાનું બીલકુલ જ્ઞાન ન હોય, તે ભાષામાં પ્રેતના સ્વરો સંભળાય છે. મી. સ્ટેથમે પોતે ઘણી વિદેશીય ભાષાઓ એવી રીતે સાંભળી છે અને તેમને ચોક્કસ ખાતરી થયેલી છે કે, સ્વર વાહકોને તે ભાષાઓનું બીલકુલ જ્ઞાન હતું નહિ. કેટલીક વેળા બે કે ત્રણ સ્વરો એક સાથે પણ સંભળાય છે.

સર આર્થરે કોનેન ડોઇલ નામક ગૃહસ્થ કેટલાક સમય પર ક્લાસમાં ગયા હતા, ત્યારે મી. જોન સ્લોન નામના એક સ્વર વાહકના ગૃહમાં તે પોતાનાં પત્ની સાથે હાજર હતા. મી જોન સ્લોન સ્વર વાહકનો ધંધો કરતો નથી. પરન્તુ તેનામાં સ્વર વાહકના અતિ વિકાસ પામેલી છે, અને પોતાને મળતી થોડી ફુરસદનો સમય માનસશાસ્ત્રની આ શાખામાં તે કોઈ પણ પ્રકારના બદલાની આશા વિના ગાળે છે, અને તેની સંપુર્ણ પ્રામાણિકતા અને વિશ્વસનીયતા માટે સેંકડો મનુષ્યો ખાતરી આપે છે તે સમયનું દશ્ય ઉપર વર્ણવવામાં આવ્યા પ્રમાણે હતું ચૌદેક મનુષ્યો હાજર હતા, અને ગોળ કુંડાળાની મધ્યમાં ત્રણ સ્વર વર્ધક યંત્રો હતા

એક સ્વર સંભળાયો, તે સ્વર એક પરલોકવાસી થયેલા તેમના એક મિત્રનો હતો સર આર્થર અને પેલા સ્વર વચ્ચે વાતચિત થઈ. પરંતુ કેટલાક સમય સુધી એ બોલનાર કોણ છે તે સપૂર્ણ જાણી શકાયું નહતુ.

અંતે સર આર્થરે કહ્યું, "હું ધારું છું, તમે કોણ છો તે હું જાણું છું. લંડનમાં તમારી કલબમાં તમારૂ અચાનક મૃત્યુ થયું હતું."

પેલા સ્વરે ભૂલ સુધારતાં કહ્યું, "તમારી વાત ખોટી છે. મારી કલબમાં હું અસ્વસ્થ બની ગયો, અને નિશ્ચેષ્ટ થઈ ગયો પરન્તુ ત્યાંજ મારો અંત આવ્યો નહતો. મને ઘેર લઇ જવામાં આવ્યો, અને બીજે દિવસે હું મૃત્યુ પામ્યો"

"સર્વથા સત્ય; સર આર્થરે કબુલ કર્યું." મને તેનું વિસ્મરણ થયું હતું, પરંતુ તે સત્ય છે, અને તમારી ઓળખની તે અત્યુત્તમ સાબિતી છે

સર આર્થરની સાથે જે સ્વરનો સંવાદ થયો હતો; તે તદન યથાર્થ અને સ્પષ્ટ હતો. એટલે ઓરડીમાંના સર્વ મનુષ્યોએ તે સાંભળ્યો હતો. ત્યાર પછીથી સર આર્થરે કહ્યું કે, મારા વિના મી સ્લોન અથવા અન્ય કોઇને એ મૃત્યુ પામેલા પુરૂષની હકીકતનુ જ્ઞાન હોય એ સર્વથા અસંભવિત છે

આ પ્રમાણે પ્રેતલોકો સાથે વાતચિત કરવાના પ્રયોગ વર્ણવ્યા પછીથી અને પ્રેતલોકોની ખરેખરી હાજરી અને સ્મરનું એક ઉદાહરણ આપ્યા પછીથી હવે "માઇક્રોફોન"નું વર્ણન આપીશું, અને સામાન્ય આવા પ્રસંગોમા સ્વરવર્ધક યંત્રોના કરતા "માઇક્રોફોન" નો ઉપયોગ કરવાથી શાશા લાભો છે તે દર્શાવીશું

આ 'માઇક્રોફોન' કેવી રીતે બનાવવામા આવ્યું તે આપણે જોઈશું' ક્લાસગોના એક પગામા વીલીયમ મોકેંઝી નામક એક

કારીગર રહે છે; વીલીયમ અને એન્ડ્યુ નામક તેના બે પુત્રો અને જે મૅકેન્ડ્રી પોતે આ શોધખોળ માટે યત્ન કરવા લાગ્યા. એ ત્રણે ને બેએક વર્ષો ઉપર અચાનક માલુમ પડ્યુ કે, સ્વર વાહકતાનો ગુણ તેમનામાં છે. પોતાની મેળે તેઓ પ્રયોગો કરવા લાગ્યા અને કેટલાંક માનસશાસ્ત્ર વિષયક દસ્યો જોયા, પ્રેતોના સ્વરો પણ સાંભળ્યા, અને તેને માટે એન્ડ્યુમાં વિશિષ્ટ ગુણો જોવામાં આવ્યા.

આ ફતેહથી આનંદ પામીને મેકેન્ડ્રીએ પોતાના અનુભવો મી. ગાર્સ્ટેકનને કહી બતાવ્યા. મી. ગાર્સ્ટેકન પોતે ટેલિફોનના પ્રયોગો કરતો હતો. તેથી આ ત્રણે જણની સહાય બહુ મહત્વની થશે, એમ તેને લાગ્યુ કેમકે વિશેષ કરીને મોટા છોકરા વીલીયમને ટેલીફોનનાં યંત્રોનું વ્યાવહારીક જ્ઞાન હતું તેથી તે બંને એક સાથે પ્રયત્નો કરવા માંડ્યા.

ટેલીફોનનું યંત્ર વાપરવાથી મી. ગાર્સ્ટેકનને સંતોષ થયો નહિ, સુરક્ષિત રાખવામાં ન આવે તો ટેલીફોનનું સ્વરવાહક યંત્ર સ્વરવર્ધક યંત્ર જેટલુંજ સંશયગ્રસ્ત થઈ જાય તેથી, તેણે એવો નિર્ણય કર્યો કે શબ્દવાહક યંત્રને તદન અલગ રાખવું; અને તેને માટે સર્વથી અધિક અસરકારક માર્ગ એ સુઝ્યો કે, તેને એક પેટીમાં મુકી દઈ પેટીએ તાળું વાસી દેવું અને શબ્દો સાંભળવાના તારો તેમાંથી પસાર કરવા.

તાળું દિધેલી આ પેટી અને ટેલીફોન યંત્રના સંમિશ્રણનું "સાયકોન્ફોન" બનેલું છે.

મી. વીલીયમ જેકે નામક અન્ય કુશળ સંશોધકે મી. ગાર્સ્ટેકનને આપેલા માપ પ્રમાણે એક પેટી ખાસ બનાવરાવી. તેનું માપ પંચ ૩૧×૨૨×૧૯$\frac{1}{2}$ છે. તેના ઉપલા ઢાંકણની નીચે આશરે ૭ ઇંચ દૂર એક ઇંચ જાડો લાકડાનો પડદો છે. આ પડદો ખરેખરી પેટીનું ઢાંકણું છે, અને ઉપરની છાજરી પેટીનું તળીયું છે, જેમાં સ્વર સાંભળવાના તારો રાખી મુકવામાં આવે છે.

તે પેટી સંગીન લાકડાની બનાવેલી છે અને તે એટલી ચપ્પટ બેસી જાય છે કે બારણું અને ઢાંકણુ બંધ કર્યા પછી એન કોઈ પણ ફાટકે છિદ્ર રહેતું નથી, જેની દ્વારા સંશયગ્રસ્ત સ્વરો અથવા તારો શબ્દવાહક યંત્રને પહોંચાડી શકાય, તે સ્હેલાઇથી એકથી બીજે લઇ શકાય છે. અને જોવાને માટે ફેરવી અથવા ઉપાડી શકાય છે.

આપવામાં આવેલા ચિત્ર પરથી માલુમ પડે છે તે પ્રમાણે, શબ્દવાહક યંત્ર પેટીની પાછળની દીવાલ પર રાખવામાં આવ્યું છે, જેથી કરીને તે બારણાની સામે રહે છે. આ યંત્રને સાવધાનના પૂર્વક અલગ રાખવામાં આવેલ છે. વિદ્યુતપ્રવાહ પૂરો પાડનાર બેટરીઓને તે શબ્દવાહક યંત્રની પાછળ રાખવામાં આવેલ છે, અને તારનાં સાંધણે બેટરીઓ અને શબ્દવાહક યંત્રની મારફતે પેટીના ઉપલા ઢાંકણામાંની નળીઓમાંથી પસાર થાય છે અને બહારના ભાગ પર આવેલ એક સ્વીચ આગળ એકઠી થાય છે. આ સ્વીચ વડે મરજી પડે તે પ્રમાણે વર્તુળ સંપૂર્ણ બની શકે છે અથવા તોડી શકાય છે

ભુંગળીઓ પીતળની છે, લગભગ ૬ ઇંચ લાંબી, અને તેમને લાકડામાં સ્ક્રૂ વડે જડી દેવામાં આવી છે. આ ભુંગળીઓના બાહ્ય છેડાઓમા સ્વર સાંભળવાના તારો જોડવામાં આવ્યા છે, અને જ્યારે સ્વર સાંભળવાનો પ્રયોગ ચાલતો હોય છે ત્યારે ઉપલી પેટીનું ઢાંકણું બંધ કરવામાં આવે છે અને તે ઢાંકણાની નીચેનાં છિદ્રોમાંથી પેલ

તારો પસાર કરવામાં આવે છે. એટલું સ્પષ્ટ લક્ષમાં રાખવું જોઈએ કે એ છિદ્રો ઉપલા પોલાણની દીવાલોમાં હોય છે; અને પેટીના ગર્ભભાગમાં સ્વરવાહક યંત્ર જડવામાં આવ્યું હોય છે તેની અને તેમની વચ્ચે એક ઇંચ જાડો પડદો આવેલો છે.

પ્રેતોના સ્વર સાંભળવાના પ્રયોગોમાં સ્વર વર્ધક યંત્રોની આવશ્યકતા હોય છે, એવી ધારણાથી સ્વર વાહક યંત્રની સમક્ષ સંખ્યાબંધ નાનકડાં સ્વર વર્ધક યંત્રો રાખવામાં આવે છે, પરન્તુ મી૦ ગાર્સકેડનના કથન અનુસાર તેથી કાંઈ લાભ થતો નથી. પેટીમાંથી નીકળતા ઝીણા સ્વરો, તેની ધારણા પ્રમાણે ખુદ સ્વરવાહક યંત્રમાંજ ઉત્પન થાય છે.

આ પ્રયોગોને માટે એક ખાનગી ઓરડો રાખવામાં આવે છે, તેમાં એક ટેબલ અને છ કે સાત જણ બેસે એટલી જગ્યા હોય છે તેમાં મી. મેકકેડી અને તેના બે પુત્રો (વિલિયમ અને એન્ડ્રયુ) અને મી. ગાર્સકેડન નિયમિત બેસે છે. માત્ર કોઇ કોઇ પ્રસંગે અન્ય પ્રેક્ષકોને દાખલ કરવામાં આવે છે. કેમકે અત્યાર સુધી પ્રયોગોનાં પરિણામો ચોક્કસ અને આશા પૂર્ણ મળ્યા છે તથાપિ સંશોધકોની અભિલાષા એવી છે કે યંત્રને સંપૂર્ણ બનાવવાને માટે પોતાનાથી બનતા તમામ પ્રયત્નો કરવા, ત્યાં સુધી ક્રમે ક્રમે આગળ વધવું અને તેને માટે સતત પ્રયત્નો કરવા. એન્ડ્રયુ અને મેકકેડી કુંડાળાની મધ્યમાં બેસે છે. તેની પર સર્વ માનસિક શક્તિ કેન્દ્રસ્થ થાય છે, અને તેની મારફતે સ્વરો સંભળાય છે.

[ આ લેખનો વિશેષ આકર્ષક ભાગ આવતા અંકમાં આપવામાં આવશે. ]

# કોણએ?

સનમ આંખી કરીતા ઉંઘથી જાગ્યો જગાડ્યો કોણ એ!
પ્રભુ નૂરની દહ ઝાંખી દા! દિવાનો બનાવ્યો કોણ એ?
બન્યું એક જામ લાગ સાગર શગળે, ભોળી ક્યો હસતા;
જુદાની મધુરતા ના તે, મધુનો રંગ લગાડયો કોણ એ?
પ્રીતિના પાઠ શીખવ્યા જે અનીતિ મૂખે દુનીયાને,-
છતાં સ્વાધિનતામાં શ્રેય એ જય ઘોષ જગાવ્યો કોણ એ?
હૃદયને હૃદયની એકતા મળે નં આપથી આપો,-
અખંડ એ ખાંખમા વસતાં છતાં અનતર-મનાવ્યો કોણ એ?
જડ દેહથી જડ જગતમાં ચેતન જગે જગ ન્યાળતાં:
છે જડ જગત માયાની રજ્જુ૨! કહી ફ્રમાવ્યો કોણ એ?

રંજુર.

સાહિત્ય પ્રેમી કુટુંબમાં થયો હતો એમના પિતાશ્રી પ્રતિષ્ઠિત અને તે વખતના પ્રમાણમાં ધનવાન વ્યાપારી હતા—વ્યાપારનો એમનાપર બોજો છતાં—સાહિત્ય પ્રેમી હતા, પોતે સારું વાચતા અને પ્રેમ ગોપાન સાહિત્ય પ્રેમીઓનો એમને ત્યાં અખાડો જામતો "રશીદા" નામે કહાની હાતમની વાર્તા એમને બહુ પ્રિય હતી સ્વર્ગસ્થ હાજી મહમ્મદે એ પુસ્તકનું ગુજરાતી ભાષાંતર કરી, તે પોતાના પિતાશ્રીને અર્પણ કરી પિતૃઋણ અદા કર્યું હતું હાજી મહમ્મદને પણ સાહિત્યનો શોખ બાળપણથીજ હતો એમના અનેક મિત્રો પોતે સ્વર્ગસ્થના પેઢીગેટના અગાસીમાં જતા ત્યાં સાહિત્ય અને કળાની ચર્ચા કરતા, તેનું વર્ણન હમણાં પણ પ્રેમ પૂર્વક કરે છે સ્વર્ગસ્થ નાનજીઆણંદી અને શરીફ સાલેહમહમ્મદની સંકલ્પ હતો અને રૂબાઈઓમાંજ એ અપૂર્વ પત્રિકા લખાઇ છે, સાહિત્ય અને કળા પરત્વે પતિ પત્નિમાં ચર્ચા થાય સંગીતની પ્રેમમય ધૂનમાં પતિ પત્નિ એક સાથે રમી રહે એ પ્રસંગો અનેરાં છે.

## સાહિત્ય સેવા.

એમણે ગુર્જર સાહિત્યને "**કુર્આનના મોતી**" અને ઇમાનને સમર્થન કરે એવાં "**રશીદા**" અને **મહેરુન્નિસાના** પુસ્તકો ભેટ કર્યાં છે **ઉમ્મરખય્યામની** રૂબાઇઓ અપ્રસિદ્ધ છે એમણે "ગુલશન" નામે કોમી માસિક પત્રની શરૂઆત કરી એક વર્ષ ચલાવ્યું હતું તેમાં મહાત્મા **શેખ સાદીના** અપ્રતિમ નીતિગ્રંથ ગુલિસ્તાનનું પોતે ભાષાંતર કરી પ્રસિદ્ધ કર્યું હતું તે સિવાય મુજાના

લખનાર વર્ગ ઉત્પન્ન થયો અને "વીસમી સદી"ના સંપાદનથી મૅજ્યુએરોના સિવાય, નડીયાદના સક્ષર મંડળ સિવાય લોકો હોંસથી વાંચે-લોકોને ગળે ઉતરે અને તેમને સાહિત્યના રસ તરફ આકર્ષે એવા લેખો લખનારા છે એમ ગુજરાતને સ્પષ્ટ જણાયું. એમની પસંદગીમાં લોક રૂચીનો વિચાર અવશ્ય થતો પણ 'વીસમી સદી'ના લેખો જીવન વિનાનાં

રોરેજ ખરીદી લીધાં હતાં આ ચિત્રે ધીચિત્રકારને સુવર્ણ પદક મળ્યું હતું. મુંબાઈના નામદાર ગવર્નરે એ ચિત્રો જોવા ખાસ મંગાવ્યા હતાં અને હાઈસ્કુલના નાતાલના અંકની બધી નકલો એ ચિત્રોને લીધે થોડાજ સમયમાં વેચાઈ ગઇ હતી.

આશાવાદી.

અને પાસે બેસનારાઓને ઉપરોક્ત કથનની પ્રતીતિ થઈજ હશે.

એક યુરોપીયન બાઈ પાસે સ્વર્ગવાસીએ પોતાનું ભવિષ્ય જોવરાવ્યું હતું. એ બાઈની રૂપરેખા પ્રમાણે સ્વર્ગસ્થનું જીવન મુશ્કેલી ભર્યું જ રહે, એ નિર્માણ હતું. માત્ર કટોકટીને વખતે તેમને ક્યાંથી પણ સહાય મળશે. સ્વ. હાજીમહમદના કહેવા પ્રમાણે આમ અનેકવાર બન્યું હતું. એટલે આ ભવિષ્યવાદમાં સદ્‌ગતની અટલ શ્રદ્ધા થઈ ગઈ હતી.

"એ દીન પણ વહી જાશે" એ હાજીમહમદના જીવનનું લક્ષ્યસૂત્ર હતું. પોતાની સ્થીતિનું વર્ણન કરતાં બીજી એક વાત પણ પોતે રસપૂર્વક કહેતા. કોઇ ગામમાં એક ફકીર કોઈ સ્ત્રીને જોતાંજ "ક્યોં ન ગીર ગઇ" એમ બોલતો. લોકો તેને આનો અર્થ પૂછતા પણ તે કોઇને કહેતો નહોતો.

કોઇ ધનવાનની પરગામથી આવેલી પુત્રવધુ બારી ઉપર ઉભી હતી અને ફકીરે ક્યોં ન ગીર ગઇનો" પોકાર કર્યો તે પ્રશ્ન બાઇએ જવાબ આપ્યો, " ચલ ગઇ સો ચલ ગઇ." ફકીર ત્યાંથી ચાલ્યો ગયો. તે ગામ પણ છોડી ગયો. તે બાઇને તેના સંબંધીઓએ જ્યારે સૌ હકીકત પૂછી ત્યારે ખુલાસો થયો કે ફકીર વિધાત્રીની કલમને કહેતો હતો કે તું નિષ્પાપ અને નીતિમાન છતાં આમ કફોડી અવસ્થામાં શા માટે ? હે વિધાત્રીની કલમ ! તું પડી કેમ નહિ ગઇ ! ધનવાનની પુત્ર વધુ મર્મ સમજી અને કહ્યું કે તું ચાલ્યો હોય તો શોક કરવો યોગ્ય નથી, એ કલમ ચાલી તે ચાલી.

સદ્‌ગતનો સ્વભાવ માયાળુ અને મીલનસાર હતો. પોતાના ગમે તેવા વખતમાં પણ કોઇના ઉપકારનો બદલો વાળવા હમેશાં તત્પરજ રહેતા. કળા પર વાત કરતાં-કોઈ ચિત્રની ખામીઓ અને ખુબીઓની ચર્ચામાં એમને એક પ્રકારની મોજ જણાતી હતી. એમના સ્વર્ગવાસ વખતે એક પત્રે લખ્યું હતું તેમ હાજીમહમદનું ઘર સાહિત્ય રસિકોનું મક્કા હતું એ વાત અક્ષરશઃ સત્ય છે. "વીસમીસદી"ની ઓફીસમાં સાહિત્ય રસિકોનો અખાડો જામતો.

ભલે એમ કહેવાતું હોય કે હાજીમહમદે ચિત્રોના મોહમાં કેટલાક નિઃરસ લેખો છાપ્યા હતા. ભલે એમ કહેવામાં આવે કે હાજીમહમદે યોગ્ય ન હોય એવા કેટલાક લેખોને સ્થાન આપ્યું હતું. કે "વીસમી સદી" અનુવાદોજ પ્રસિદ્ધ કરતું, હો તે હો, એટલું ચોક્કસ છે કે "વીસમીસદી" પ્રતિ સાક્ષરો આકર્ષાતા હતા. સાધારણ જનો તે હોંસથી વાંચતા હતા. રસિકજનો તે નિહાળવાની પ્રતીક્ષા કરતા હતા. આજે એટલું તો મનાય છે કે "વીસમી સદી"નું સ્થાન ખાલી છે. આટલી વાત માન્ય હોય તો સદ્‌ગતના જીવનનો ઉદ્દેશ સફળ થયો છે.



સુન્નુને મારી ગોદમાંથી છીનવી લીધો. અને કદાચિત આ પ્રથમજ અવસર હતો કે તેણે મમતા પૂર્ણ સ્નેહથી સુન્નુનું કપોલ-ચુંબન કર્યું

૫

શોક! મહાશોક!! હું ક્યાં જાણતો હતો કે સુન્નુની અશુભ કલ્પના આટલા થોડા વખતમાં પૂર્ણ થઈ જશે. કદાચિત તેની બાલ-દ્રષ્ટિએ ભાવિ કાલને જોઇ લીધો હતો.

કદાચ તેના બાલ-શ્રવણ મૃત્યુ-દૂતોના વિકરાળ શબ્દોથી પરિચિત હતા. ૭ મહિના પણ વીત્યા નહોતા કે અંબા બીમાર પડી, અને ઈન્ફ્લુએન્જાએ જોતાં જોતાં તેને અમારા હાથમાંથી છીનવી લીધી. પુનઃ તે ઉપવન મરૂ તુલ્ય થઇ ગયું, પુનઃ આ વસેલું ઘર વેરાન થઇ ગયું. અંબાએ પોતાને સુન્નુ પર અર્પણ કરી દીધી હતી. હા, તેણે પુત્ર-સ્નેહનું આદર્શ રૂપ બનાવી દીધું. શીતકાલમાં રાત્રિ શેષ રહેતાં સુન્નુ માટે પ્રાતઃકાલનું ભોજન બનાવવા ઊઠતી હતી. તેના આ સ્નેહ બાહુલ્યે સુન્નુ પર સ્વાભાવિક પ્રભાવ નાખી દીધો હતો. તે હઠીલો અને નટખટી થઇ ગયો હતો. જ્યાં સુધી તેની મા જમાડવા ન બેસે ત્યાં સુધી મ્હોંમાં કોળિઓ ન નાખતો. જ્યાં સુધી અંબા પંખો ન નાંખે ત્યાં સુધી ખાટલા પર પગ ન મૂકતો. તેને છેડતો, ચિડાવતો અને હેરાન કરી દેતો: પરંતુ અંબાને આ વાતોથી આત્મિકસુખ પ્રાપ્ત થતું હતું. ઇન્ફ્લુએન્જાથી પીડાઇ રહી હતી. કરવટ બદલવાની શક્તિ સુધ્ધાં નહોતી. શરીર કંટાળી ગયું હતું પરંતુ સુન્નુના પ્રાતઃકાલના ભોજનની ચિંતા તો તેને લાગેલીજ હતી. હાય! તે નિસ્વાર્થ માતૃ-પ્રેમ હવે સ્વપ્ન થઇ ગયો. તે સ્વપ્નના સ્મરણથી હમણા પણ હૃદય ગદ્ગદ્ થઇ જાય છે. અંબા સાથે સુન્નુની સાથાકુટ અને બાલ-ક્રીડા પણ વિદાય થઇ ગઇ. હવે તો તે શોક અને નિરાશાની જીવન-મુર્તિ છે. તે હવે કદિ પણ રડતો નથી. આવો પદાર્થ જોઇએ હવે તેને કોઇ આટક-ટોક થાય ન રહ્યાં.



# ગરવી ગુજરાત.

## માસિક પત્ર.

પુસ્તક ૧ લું. તંત્રીઃ–ઉદ્ધવજી તુલસીદાસ ઠક્કર. અંક ત્રીજો.

### જુલાઇ ૧૯૨૧ના અંકની અનુક્રમણિકા.

# नवदीक्षा

चित्रपरीचय



लखनारः रा. रविशंकर म. रावल. ( चित्रकार )

भारतीय वीरने उद्धारनुं सूत्र आपता भारतमाता नवदीक्षाना पाठ सुणवी रहेछे. नवीन विद्यार्थीनुं आ एक मानसिक चित्र छे. संयम एकाग्रता अने शांत उपासना तेना कार्योना मुख्य लक्षण बनशे देशना कायदानो उपयोग थोडो जणायातो, पवित्रता तेना व्यवहारना मुख्य अंगो गणाशे. आ नवी दीक्षामा भारतनुं सर्वतः हितज समायेलुं छे.



પુસ્તક ૧૫મું. જુલાઈ ૧૯૨૧. અંક ૩જો.

# મારી માતાની મૂર્તિ

પ્રભુ! મારી માતાની હથેળીઓમાં ચંદ્ર અને સૂર્ય વિરાજે છે.

હૃદયમાં પ્રેમ છે.

હોઠ ઉપર સ્નેહનું હાસ્ય સ્ફુરે છે.

આંખોમાં ભક્તિ અને યોગ ચમકે છે સાગર સમું ગંભીર આશીર્વચન નભોમંડળને અને દશે દિશાને શાંતિમાં ઝુલાવે છે.

માથે વિરાજતો રત્ન—ખચીત મુકુટ સમસ્ત પ્રજાઓની ઈર્ષ્યાનું કારણ થઈ પડ્યો છે.

આલિંગનની હુંફ દુઃખોને વિસંરાવે છે. પગના નુપૂરનો ઝણકાર બધા દેશોને પાદસેવામાં પ્રવર્તાવે છે.

આવી સર્વાંગ સુંદર માતાને હું પ્રણામ કરું છું. અને તેને પેટે જન્મ આપવાને માટે પ્રભુ! હું તને લક્ષાવધિ પ્રણામ કરું છું.

પ્રભુદાસ.





ડાક્ટર હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ

# દારૂના પીઠાં પર પેહેરો.

———

અમદાવાદની પીકેટીંગનો વિગતવાર હેવાલ.
ન્યાતવાળાઓએ, મીલોના ઉપદેશિકાઓ અને ઘર ધણીઆણીઓએ શું કર્યું?
એક બહારવટીયાની અદ્ભુત વાત.
પીઠાવાળાઓએ મફત દારૂ પાયો
સ્ત્રીઓ પણ પીકેટીંગ કરતી.
આખેર દારૂડીયા પહેરેગીર બનવા લાગ્યા
લખનાર.—ડાક્ટર હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ (અમદાવાદ)

ચિતરનાર રા. રવિશંકર મ. રાવળ

કાચી કેદમાં પડનાર ભાઈ હુકીમીંચ તથા ચુનીલાલ આત્મારામે હદ કરી. એક બ્હારવટીયો એમની સાથે જેલમાં હતો તેનાં પોલીસની ચોકી છતાં કોઇ વસ્ત્ર હરણ કરી ગયું. ચુનીલાલે એને પોતાનું ધોતીયું અડધું ફાડી આપ્યું અને આખી રાત મહાત્મા ગાંધી, એમના સિદ્ધાન્તો, અને મદ્યનિષેધની તથા દેશસેવાની અને સ્વરાજ્યનીજ વાતો એમણે પોલીસના માણસો અને બ્હારવટીયાઓની સાથે કરી. બ્હારવટીયાના મનપર અને પોલીસના માણસોના મનપર આટલાથી આ ભાઇઓ પર ઘણોજ ભક્તિભાવ ઉત્પન્ન થયો. બ્હાર-



દારૂનું પરિણામ

**વેરીયો એમનું ધોતીયું પાછું આપવાં લાગ્યો અને કહેવા લાગ્યો કે. મહાત્મા ગાંધીના ત્હમે માણસો હોવાથી હું એ વસ્ત્ર નહીં લઉં પણ ચુનીલાલે એ પાછું ના લીધું. ચુનીલાલે પોતાની માને કહ્યું કે "તું આજે લાપશી ને ઘી જમજે; અને ઘરનાંને જમાડજે આજ મ્હારી જીંદગીનું સાર્થક થયું છે."**

આ પછી પેહેરો ભરનાર ૧૦-૧૨ સ્વયં-સેવકોને દારૂ પીનારાઓ તરફથી ઓછો વત્તો માર પડ્યો પણ કોઈ ડગ્યું નહીં. ઉલટું કામ પર આવનારની સંખ્યા અને હુસ્સામાં વધારો થયો. વિઘ્નો આવ્યાં પરન્તુ મક્કમતાથી અને દ્રઢતાથી કામ નિયમિત પણે ચાલ્યા કર્યું તેથી આ ચાર પાંચ મહિને પીઠાં વાળાઓ નરમ થયા છે. પીઠે વેચાણ નહીં જેવું છે અને સ્વયં-સેવકોને આજ કાલ કામમાં બહુ મેહેનત નથી.

ટાઢ, તડકો, ભૂખ, તરસ વગેરે દુઃખો વેઠીને સ્વયંસેવકોએ જેવું મ્હારે પીઠે કામ કર્યું છે અને જે જે વિપત્તિઓ વેઠી છે તેજ પ્રમાણે બધે પીઠે અમદાવાદ અને આસપાસનાં ગામોમાં બન્યું છે. ગાડીયોડે ફરનાર, ખુરશીઓ અને કોચ પર બેસનાર, ખાનદાન કુટુંબના, લાડકવાયા છોકરાઓએ કેવળ સ્વદેશ પ્રીત્યર્થે, ધુળમાં, મલિન સ્થળે, એક પોલીસની માફક, પેહેરો ભર્યો છે. કુલિન અને સુકોમળ સ્ત્રીઓએ, આ દુષિત વાતાવરણમાં, અધમોધમ પુરુષોને અનેક નરકના શારિરીક ત્રાસે વેઠી વિનંતીઓ કરી છે!

કેવળ પુસ્તકો વાંચી જ્ઞાન મળે છે એવું માનનારો દેશનું જે જ્ઞાન દારૂને પીઠે પેહેરો ભરનાં સ્ત્રી પુરુષોએ મેળવ્યું છે તે જાણી ચકિત થશે! પરન્તુ આ વિષય મ્હારે હવે બંધ કરવો જોઈએ.

ચાર પાંચ મહિનાના આવા પ્રયત્નનું પરિણામ?-પરિણામ બીજું શું હોઈ શકે? હજારો કુટુંબો આજે સુખી થયાં છે. પ્રજાજનોની અને કામ કરનારાઓની પુષ્કળ આત્મ શુદ્ધિ અને આત્મોન્નતિ થઈ છે. મહિને ૧૦૦, ૧૦૦, રૂપીઆ કમાનાર, દારૂમાં એટલી ખુવારી કરતા કે પૈ પણ બચાવ્યા સિવાય ઉલટાં ૪૦૦, ૫૦૦, રૂપીયાનાં દેવાં થઈ ગયાં હતાં. એવાં સેંકડો કુટુંબો દેવામાંથી મુક્ત થયાં છે અને આજે ૨૦૦, ૩૦૦ રૂપીયા શીલીકો થઈ છે. રોજ રાત્રે ઘણા પુરૂષોને જાજરૂઓ ગટરોમાંથી અને ગટરોમાંથી ઉચકી લાવવા પડતા તે સંધ્યાકાળ થતાં સીધા ઘેર આવે છે અને બાળ બચ્ચાં સાથે નિરાંતે ભોજન લે છે. **એક કાળે જેઓ સખત દારૂડીયા હતા તેના કેટલાક અમારી સાથે પેહેરો ભરવાનું અને પોતાના બીજા અભાગીઆ દેશ બન્ધુઓને મુક્ત કરવાનું પુણ્ય કાર્ય તન મન અને ધનથી કરે છે.**

દરરોજ-સાંજરે પીઠાં પર જ્યારે કામ ન્હોતું ત્યારે હું કાંકરીયા તળાવના મનોહર અને શાન્ત સ્થળોએ ફરવા જતો હતો. એકાન્તમાં ત્યાં ઘણી વાર ઈશ્વર પ્રાર્થના કરતો. "પીકેટીંગ" આવ્યું ત્યારથી કાંકરીયાનું આરોગ્ય મ્હેં જોવા પામું છું. હવાખાનું એ સરસ સુરનું પીઠું તે મ્હારે મન કાંકરીયાથી પણ અધીક છે.

ક્લબોમાં અને સભાઓમાં જે મિત્રો કર્યાં હતા તેમના જેવા, કેળવણી અભણ અને અજ્ઞાન દેશ બન્ધુઓમાંથી એ પીઠે હવે બાદ મ્હેં ઘણા મિત્રો કર્યા છે હાકરવા બાબ્બો, કેડ બાબ્બો, આરોટ, પારીકાર, મસાણ, વહોરા શાણી વગેરે બાબ્બોના અનુભવ અને પ્રેમનો અમુલ્ય લાભ મેળવ્યું છું.

જે સ્થળે અપશબ્દો, મારામારી અને ધમપછાડ ચાલતાં ત્યાં આજે રાગજ્ય, સ્વધર્મ અને જ્ઞાનની ચર્ચાઓ ચલે છે. જ્યાં **બીભત્સ ગીતો ગવાતાં ત્યાં કોઈ કોઈવાર તુલસીકૃત રામાયણના મીઠા દુહા ઓ લલકારાય છે.**

પ્રભુને પતિત પાવન કહ્યા છે અધમોદ્ધારક પણ કહ્યા છે જેવ પ્રભુનું સાનિધ્ય મ્હારા પરમ પ્રિય સ્થળ કાંકરીયા તળાવના કિનારા કે કુંજોમાં ન્હોતું મળતું તેવા મ્હને આ સત્પુરુષ ને દારૂને પીઠે, કામ કરતાં કરતા કદાચિત પ્રાપ્ત થયા છે !



# નવયુગ.

રચનાર:—રા. 'બુલબુલ.'

રમણીય ઉષા શુચી આવિ પરે,
રૂડલા સુખદા નવરંગ પૂરે,
ઘન ઘોર તિમિર બધીથી હરે,
જન અંતરમાં નવી આશ ધરે.

જગમાં જન્મી. દુખિયાં રડિયાં,
વરષો વિતવ્યાં કંઈ જીવનનાં,
જનનીનું હિતાર્થ ન લેશ કર્યું,
સહુ આયુષ્ય વ્યર્થ અમેજ વહ્યું.

જનની ભૂમિ કાજ રહ્યે ભ્રમતા,
અસિ હાથ ગ્રહી અરીને હણતા,
ઉર નમૂન શા કર કાર્ય સમે,
વધવું વધતું ડગ આગળી એ.

જન અંતરનો ઉદ્બોધ હવે,
બની કાયર આમશું બેસી રહે,
સહુ બંધન દૂર હવે કરવાં,
બની વીર હવે પગલાં ભરવાં.

ઠ. [illegible] ભેટ.





શ્રી ગુજરાત વિદ્યાપીઠનો સમારંભ

ઘડીભર શહેરની ગોજ સાગે ગામડાનું જીવન તુચ્છ લાગ્યું. સ્ત્રીઓએ સુંદર ગોરસ ગુમાવ્યાં; સ્વચ્છ ફળીઆં ગુમાવ્યાં; અને કવિ કાલિદાસની પેલી મનોરમ કલ્પના–સુંદર ફળીઆમાં રમ્ય નૃત્ય કરતા મયુરની–નિષ્ફળ ગઇ ! હિંદુસ્તાન પર વિદેશીય સત્તા ન હતી. હિંદુસ્તાનના દરેક ગૃહમાં પણ હતી. પ્રજા જીવનમાંજ ફેરફાર હતો. જે પ્રજાએ 'શંકર' ને એક આદર્શ મુખ્ય દેવ માન્યો તે પ્રજા ભૂલી ગઇ કે સ્વરાજ્ય એટલેજ સ્વાધીન સાધન: શંકરના રમ્ય કૈલાસમાં જો વસ્ત્ર ન હોય તો એ રાખ ધારણ કરે. પરંતુ આલ્પસના શ્વેત-શિખર પર એનો દ્રષ્ટિપાત પણ ન થાય; અનેક વિરોધી સત્વોને સાચવે અને છતાં ત્હેની શાંતિ ડગે નહિ: સમૃદ્ધિ પ્રત્યે ઉદાસીનતા: મિત્ર પ્રત્યે ઉદારતા; શત્રુ પ્રત્યે ક્ષમા જીવનમાં અદ્ભુત તત્વ એટલું કે પાર્વતી ત્હેની પાસેજ રહે; અને છતાં જીવનનું કેન્દ્ર એકજ અને અડગ ! જો મનુષ્યનું ગૃહજીવન આ આદર્શ પ્રમાણે હોય તો સ્વરાજ્યજ છે ! પ્રજાજીવનમાંથી જ્યારે ગ્રામ્યજીવનનો આનંદ લુટાઇ ગયો અને લીમડાની શીળી છાંયમાં 'હિલોળા' દેતા ગામડીઆ પોતાના તંગ ઢોલીઆ ઉઠાવી શહેર તરફ ફરવા લાગ્યા ત્યારેજ હિંદુસ્તાન માટે આ ગરીબી અનિવાર્ય બની ? મુંબઈના દરેક માળા પાસેજ હજારો કંગાલ પડ્યા રહે છે.

પ્રજાજીવનને સામાન્ય પોષણથી વિકાસપ્રતિ દોરવાની પ્રાચીન આર્યસંસ્કૃતિને સ્થાને અસાધારણ શાહુકાર અને અસાધારણ ગરીબ એવો વિષમ પંથ યુરોપના પવન સાથે આવ્યો ત્યારેજ કૃષિપ્રાધાન્ય હિંદુસ્તાન માટે ગરીબી અનિવાર્ય બની. ગ્રામ્યજીવનના ભોગે શહેરી-જીવન બન્યું; અને આર્યસંસ્કૃતિના ભોગે પશ્ચિમનો અસંતોષ આવ્યો; અને સ્વરાજ્યના ભોગે વિલાસનાં સાધનો આવ્યાં ! આ એક એવું પાત્ર વિનાનું નાટક હતું કે આ બાલ વૃદ્ધ સૌને ફ્રાન્સજાપાનના કપડાં કરતાં હિંદુસ્તાનનું કાપડ સારૂં નજ લાગ્યુ. હિંદુરમણીનો શુભ્ર ગોરસ લેતો હાથ ન્હાના પ્યાલામાં પડ્યો ! શિવાજી પ્રતાપ અને અકબરનો ફેંટા બાંધનાર પોતાના બચ્ચાંને 'નેકટાઇ' વિના બહાર જતો જોઈ શરમાવા લાગી !

એક માણસ અંગ્રેજી ન જાણતો હોય તો "માણસ' કહેવાય કે નહિ એવી જબરી શંકા પ્રજાજીવનમાં આવી; ઘંટી કરતાં 'ફ્લોરમીલ' ની સગવડતા જોઈ સ્ત્રીઓએ ગૃહ વ્યવસ્થા ધીમે ધીમે વિસારી: નળને જોઈ કુવા ને નદી ભૂલાયાં 'મીટીંગ' જોઇ વટસાવિત્રીવ્રત ભૂલાયું, પીઆનો જોઇ સુંદર સારંગી ભૂલાઈ યુરોપનાં ખોટાં ફુલ જોઈ ઘર ઘરને આંગણે ઉગતા ન્હાનાં ફુલ છોડ કરમાયા. અરે ! જાણે કોઇ અદ્ભુત જાદુગરે આખું હિંદુ–જીવન ફેરવી નાંખ્યું. કુટુંબ જીવનમાં સ્વરાજ્યનું ન્હાનું સ્વરૂપ જોવાને બદલે પરાધીનતા લાગી. પ્રજાજીવનમાં જે આવશ્યક રસ પૂરવાની યોજના હતી તે નિષ્ફળ થઇ કે તરતજ વિદેશીય સંસ્કારો એવા ઘર કરી બેઠા કે આજે હવે રેંટીઆ...જેવા સર્વસામાન્ય ગૃહ હુન્નર વિષે ઘણું લખ્યા પછી એવું, સમજાય છે કે કદાચ રેંટીઓ હિંદનું દારિદ્રય હરે ! વાત એવી છે કે હિંદુગૃહની કલ્પના કલાના સુંદર તત્ત્વ પર રચાયલી હતી. ન્હાના ગામને પાદર સ્વચ્છ વહેતી નદી પર જે વડલો હોય તેજ ગામનો 'ટાઉનહૅાલ' અતિથી ગૃહ અને ગામના છોકરાંનો કસરતનો અખાડો. એવી કોઇ રમત છે કે જે આ કસરતને પહોંચી શકે છે?

આપણે રમતનું સ્વરાજ્ય પણ ગુમાવ્યું. હિંદુસ્તાનનું કોઇપણ ઘર સુંદર સ્વચ્છ

ફુલીઆ વિનાનું હોયતો તે ઘરને મર્યાદા નથી; ગાયવિનાનું હોયતો તે ઘરમાં સમૃદ્ધિ નથી; છાયાવિનાનું હોયતો તેમાં તંદુરસ્તી નથી; ઈંડીઆ વિનાનું હોયતો શીઅળી, વાયવિનાનું છે; સંગીતવિનાનું હોયતો આત્મા વિનાનું છે; અને જે ઘરમાં ઉંચટ રસોઈ કરનાર સ્ત્રી ન હોયતો તે ઘરરૂપે ભયંકર સ્મશાન છે! પ્રજાજીવનમાંથી અદ્ભુત રસ ચાલ્યો ગયો. આજે માત્ર સ્નેહ માટે જોખમ ખેડવા કરતાં દાંભિક વ્યભિચાર પસંદ કરેછે! કોઈપણ શહેર વિષે કહી શકાય કે તે શહેરમાં જેટલી વેસ્યા છે તેના કરતાં વધારે ગૃહસ્થ વેસ્યા છે! પ્રજાજીવનનું આ નીતિતત્વ પ્રજા જ્યારે પોતાના પર કાબુ અને વિશ્વાસ ખોઇ બેસે ત્યારે તે સ્વરાજ્યજ ખોઇ બેસે છે. ગ્રામ્ય પંચાયતનું ધોરણ નાશ પામ્યું, ત્યાર પછી પ્રજાના નીતિતત્વ પર જે વૃદ્ધપુરૂષો કાબુ રાખી શકતા તે ગયું જેમ સ્નેહનું નિર્મળ સ્વરૂપ કયારેક આ પરણેલા વડીલના જેવી ઉદારતાથી પોતાના તેમ તેના સ્ફુરિત સ્વરૂપ માટે આ વર્ગ પાસે હથિયાર વિનાની જબરી સત્તા હતી

આહેર રબારી અને ભરવાડના 'નેહ' એ પણ એક જાતનું 'સ્વરાજ્ય' હતું. જેમ દરેક ઘરમાં કુલમર્યાદા હતી તેમ આખી જ્ઞાતિની અમુક મર્યાદા હતી. તે મર્યાદા બ્હાર કોઇ પગ મુકતું નહિ: આ એક જાતનું શાસન ન હતું પણ સ્વરાજ્ય હતું અને હજી રબારી ભરવાડનાં અત્યાં ભ્ભારણાથી એમની 'ગ્રામ્ય પંચાયત' જેવીજ ન્યાય સંસ્થા છે! આ વર્ગમાં ઉદારતા હતી, ભલાઈ હતી: અને આતિથ્ય હતું. એમનામાં પ્રજાજીવનનાં જીવતા સંસ્કાર હતા અને એને પરિણામે હમેશાં અદ્ભુત તત્વનો વિકાસ આ વર્ગમાં વધારે જોઇએ છે. એનું એક પરિણામ એ આવ્યું છે કે એઓની નૈતિક મર્યાદા સાથે સ્નેહ જીવન જેટલું આ કોમમાં પ્રકાશ્યું છે અને હજી પ્રકાશે છે તેટલું ભાગ્યેજ પ્રજાના બીજાજીવનમાં રહી શકે. અને એને લીધેજ હજી આ એકજ એવો વર્ગ છે કે જ્યાં સ્વરાજ્ય છે! એમનાં વચ્ચે એમના જ બનાવેલ, સ્ત્રીઓ એટલીજ શુધ્ધ અને નિખાલસ; પુરૂષો એટલાજ ભોળા અને ભલા: સ્નેહ જીવન હજી સુંદર: ન્યાય જ્ઞાતિમાંજ: આ સ્વરાજ્ય જેવું નથી?

પ્રજાજીવનનો ફેરફાર એ સ્વરાજ્યની શરૂઆત છે. અત્યારે હવે પ્રજાએ જાણવું જોઇએ કે આર્ય સંસ્કૃતિ અર્થવિનાની ન હતી; સ્વરાજ્યનો એ જબ્બર કોટ હતો. આપણા જીવનમાંથી રેંટીઓ ચાલ્યો જતાં કેટલો ફેરફાર થયો? રેંટીઆની ખાલી જગ્યા બીજા ગૃહ ઉદ્યોગે લીધી નહિ વૃદ્ધ માણસો પણ કરી શકે એવું એ એકજ કામ ગયું. આપણે કાપડની સ્વાધીનતા ગુમાવી, કલા ગઈ, હુન્નર ગયો, અને છેવટે જીવનનો આનંદ ગયો. કલા પોતાની મા હતી કે બ્હેનનું કંઇક નુતન અને ત્યાં યુરોપનું ટાપટ! પ્રજામાંથી એક આદર્શ ગયો આટલા ન્હાના સરખા રસ ઉદ્યોગના પતનથી. શુભ ચાંદનીમાં જ્યાં મા રેંટીઓ કાંતતાં અને આસપાસ ન્હાનાં છોકરા વાતો સાંભળતા એ કુટુંબજીવનજ નાશ પામ્યું! અરે! જ્યારે ગંડમાં ડોશી રેંટીઓ કાંતતી એવી વાતો વૃધ્ધ માતાઓ એ કહેવી બંધ કરી, ત્યારથીજ આ દેશમાં અચાનક ઘણા ફેરફાર થયા: મોડીરાત્રિ સુધીનો ગૃહ ઉદ્યોગ અને છોકરાંઓની મજાની બંધ પડ્યાં: ડોશીની અનુભવી વાતોથી ન્હાનું સીમંતણ 'ઘરેડું,' કરતું બંધ થયું! અને પરદેશી આછા કાપડથી... મનુષ્યમાં વિલાસવૃત્તિ જન્મી! આખા હિંદુસ્તાનને નગ્ન બનાવવા માટે જાપાન અને ફ્રાન્સનું કાપડ બસ છે!

તેના ઠરાવોનો યથાશક્તિ અમલ કરે એ યોગ્ય છે, પરન્તુ જેમને ગાંધીજીના મત માન્ય ન હોય ત્હેમને માટે કોંગ્રેસના સભાસદ થવાનો વાસ્તવિક અર્થ શો? સભાસદોની સંખ્યામાં ઉમેરો કરવા સિવાય એનું બીજું ફળ શું? જે વખતે કોંગ્રેસ એ પ્હેલાંની માફક વિચારાત્મકજ માત્ર નહિ, પરન્તુ ક્રિયામાં મુકવાની આજ્ઞાઓ પણ ગણાય છે: અને એથી યે આગળ વધીને જે વખતે ગાંધીજી ક્રમે ક્રમે કોંગ્રેસ અને ત્હેને અંગેની સંસ્થાઓ મારફત પ્રજાની પાસે વધારે ને વધારે સાહસભર્યાં પગલાં ભરાવતા જાય છે તે વખતે પોતાની જાતને ન્યાયની ખાતર તેમજ કોંગ્રેસને અને ગાંધીજીને ન્યાયની ખાતર એ જ્યારે પ્રામાણિક, નિખાલસ બનું અને યોગ્ય જણાય છે કે ગાંધીજીના મત માન્ય ન હોય અથવા જેમને ત્હેમના ક્રમોમાં શ્રદ્ધા ન હોય ત્હેમણે સભાસદ થવાની જવાબદારી માથે ન લેવી, પરન્તુ દૂર રહીને રહરે પોતાનાથી થાય તટલું દેશની ખાતર કરવું. સભાસદ થઈને કોંગ્રેસના ક્રમોનો અમલ ન કરવો તેના કરતાં સભાસદ ન થવાને ગાંધીજીના ક્રમોને અંગે જેટલું પ્રામાણિકપણે થઇ શકે તેટલું કરવું એ વધારે ઠીક લાગે છે.

હવે સાધન પરત્વે. અસહકારની પ્રવૃત્તિ એ વિભાગ અને અનેક અંગોવાળી પ્રવૃત્તિ છે. મૂળ પંજાબ અને ખિલાફતની બાબતોમાં સરકાર પાસેથી ન્યાય મેળવવા માટે એ પ્રવૃત્તિ આરંભમાં આવેલી છે, પરન્તુ અત્યારે એ પ્રવૃત્તિ સ્વરાજ્ય સાધવાના શાન્ત અને શુદ્ધ સાધન તરીકે પણ રજુ થયેલ છે. એ પ્રવૃત્તિને અંગે અત્યાર સુધીમાં જુદા જુદા ક્રમો જુદે જુદે વખતે રજુ થયે ગયા છે. એ ક્રમો માટે બે મુખ્ય પ્રશ્નો પૂછવામાં આવે છે; એક તો એ પ્રશ્ન પૂછવામાં આવે છે કે સ્વરાજ્ય સાધવામાં રાજકીય અગત્યના નહિ એવા ક્રમોની ઉપયોગિતા શી? દાખલા તરીકે રેંટિયો, ખાદી, સ્વદેશી, અસ્પૃશ્યતા, મદ્યપાન નિષેધ વગેરે વગેરે બીજો પ્રશ્ન એ પૂછવામાં આવે છે કે જે ક્રમો રાજકીય અગત્યના છે તેથી દેશને લાભ છે કે કેમ? દાખલા તરીકે કાઉન્સિલોનો બહિષ્કાર આ પ્રશ્નોના ઉત્તરમાં એમ કહી શકાય કે જુદી જુદી રીતે ગાંધીજી પ્રજાને કેળવે છે ને કસે છે, પછી તે ક્રમો સીધી રીતે રાજકીય અગત્યના હોય કે આડકતરી રીતે રાજકીય અગત્યના હોય ત્હેમના ઉપાયો અપૂર્વ અને ઉગ્ર છે. ત્હેમનો પૂરેપૂરો પ્રયોગ થાય ને પૂર્વે સફળતા નિષ્ફળતાનું તો આગળથી શું કહેવાય?

અન્તમાં એટલુંજ કે એટલું તો ચોક્કસ છે કે ભારતે સ્વરાજ્ય—સાધનાનો સમારંભ ઝુકાવ્યો છે, પછી કોઈ તે માટે એક પ્રકારના સાધન યોગ્ય ધારતા હોય અને કોઈ બીજા પ્રકારના યોગ્ય ધારતા હોય. સાધનભેદ હશે, પણ સાધ્ય તો એકજ છે—

"ભારતીય સ્વરાજ્ય."



# "એ ઝાળો."

તેની આંખોથી આંસુ ઉતર્યાં.
મેં પુછ્યું "હેશું ભીંજ્યું ?"
મારા સાથીએ દૂર દૂર દેખાડી કહ્યું,
"આવી ઝાળો જગતનેય સૂકાવે!"
એવે વરસાદનું કરુણ સંગીત સુણાયું. મેં કહ્યું.
"વિશ્વના મેલ ધોવા વર્ષા પધારીએ.
"ઝાળોને શાંત કરી સહુને હારશે!"
"ધરાના ધાની કર્મથી એય સમાપ્ત થાય, એરી.
"ઝાળે એય સરી જાય, પાક થઇ પ્રેમનાં."
"સંગીત ગાવા ફરી ઉતરે"
"એમજ થયું! વાદળના એ ચિરંજીવ બાલોએ પળોમાં પોતાની માત્રા પૂર્ણ કરી.
મેં કહ્યું "આ ઝાળો તો અનંતા રંગોય"
"અજનવા! વળી ક્યાંય સમતી તો."
"ક્યાંય વિરાટ્ રૂપ ધરતી!"
મારા સાથીએ કહ્યું "આજ તો ઝાળોનો ઉત્સવ છે."
"પાંડુનાં દૈવાની તાણા તાણ સાંભરે છે!"
"આ ઝાળોય હૃદયભક્તની આરતુ છે."
"એ દૈવાનાં ભક્તિ અદ્ભૂત પાગશે!"
મેં કહ્યું "આ ઝાળતો **રાતી,** જાણે."
"ભગવાન્ સ્મરહરની આંખોનાં તેજ!" મારા સાથીએ બીજી તરફ બતાવી કહ્યું,
"આજે! '**લીલી** જાણે કુદરતની."
"કવિતા."
એ ઝાળો નાચતી નાચતી સભી ગઇ,
માત્ર રહી પુણ્યની **સહેતી!**
વર્ષોની સમાધિમાંથી જાગ્યો હોય એમ મારો સાથી મારી તરફ ફર્યો અને કહ્યું,
"ભાઇ! આ **હૃદય!** આજ **આત્મરાજ્ય.**"
મેં કહ્યું "વાયુનિજ વિરાટ્ એણીમા"
ભરી ભરી એ સહેતી મારા સંસારને
રેશને સુમશે જગત્ એ સુજનની અમલી ખાક!

તે મહર્ષિની પુણ્ય-તિથિએ!
મુંબઈ તા. ૧લી ઑગષ્ટ ૧૯૨૧. }   દલપતરામ પ્રાણશંકર પાઠક.

## પરિવર્તન.



મ. ગાંધીજી ૧૯૨૪ માં.



મ. ગાંધીજી ૧૯૨૨ માં.



મ. ગાંધીજી ૧૯૦૬ માં

works.



સત્યાગ્રહ આશ્રમના વિદ્યાર્થીઓ સુતર લપેટે છે.



સત્યાગ્રહ આશ્રમના વિદ્યાર્થીઓ સાળપર.




# સ્વદેશી.

લેખકઃ—રા. દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર.

ડૉક્ટર લોકો કહે છે કે દરેક રોગના અસંખ્ય જંતુઓ હવામાં ફરતા રહે છે. શ્વાસ મારફતે કેટલાયે એવા જંતુ આપણા પેટમાં જાય છે અને બહાર આવે છે, અથવા અંદર મરી જાય છે. જ્યાં સુધી આપણું શરીર નિરોગી છે ત્યાં સુધી ગમે તેટલાં જંતુઓ પેટમાં જાય તોપણ આપણને ડરવા જેવું કશું નથી રહેતું. પણ આપણી પ્રકૃતિમાં જ્યારે કોઈપણ વિકૃતિ થાય છે ત્યારે આ રોગ જંતુઓ શરીરમાં ઘર કરી શકે છે. અને એકવાર ઘર મળ્યું એટલે આખા શરીર ઉપર પોતાનું સામ્રાજ્ય ચલાવે છે. નળરાજના પગની પાની કોરી જોઈ જેમ કલિએ તેનામાં પ્રવેશ કર્યો તેમ શરીરની નબળાઈ જોઈ રોગ જંતુઓ શરીરમાં ઘર કરે છે.

પરદેશી માલનો મોહ એ આપણી એવી નબળાઈ હતી અને તેથીજ પારકી સત્તાએ આપણા દેશમાં ઘર કર્યું. એક ફ્રેંચ મુસાફરે પુનાના પેશ્વાઈ દરબારનું વર્ણન કરી લખ્યું કે "જ્યાં સુધી આ લોકોમાં આટલી સાદાઈ છે ત્યાં સુધી આ લોકો પરતંત્ર થશે એમ જણાતું નથી. કોઈપણ વિદેશી માલની આ લોકોને જરૂરજ નથી દેખાતી." આગળ જતાં તે લખે છે:" પણ મુગલાઈ પ્રાંતના મુસલમાન લોકો પરદેશી માલને માટે આતુર જણાય છે તેથી નિરાશ થવાનું કારણ નથી. આપણને અહીંઆ અવકાશ છે." થોડાજ દિવસોમાં આ મુસાફરની આશા સફળ થઈ. હિંદુ અને મુસલમાન બધાજ પરદેશી માલથી લલચાયા તેનું પરિણામ શું આવ્યું તે આપણે જોઈએ છીએ.

ડૉક્ટર લોકો કહે છે કે નિરોગી થવાનાં બે સાધનો છે. જંતુનાશક (એન્ટિસેપ્ટિક) દ્રવ્યોનો ઉપયોગ કરવો, અને રોગજંતુને મારી નાખવા. આથી રોગજંતુ મરે છે, પણ સાથે સાથે શરીર પણ નબળું પડે છે. કેટલીક વાર આ નબળાઈની સ્થિતિમાં બીજા રોગ જંતુ શરીરમાં પ્રવેશ કરે છે. તેનો નાશ કરવા માટે જંતુ નાશક બીજી દવા લઈએ, એટલે શરીર ફરી વધારે નબળું પડે છે. ડાક્ટરો આ ઉપાય હાલમાં અખત્યાર કરતા નથી. બીજો ઉપાય શરીરને જંતુ પ્રતિકૂળ બનાવવાનો. જંતુ ફાવીજ ન શકે એવી શરીરની સ્થિતિ કરી મુકવી તેને 'એસેપ્ટીક' સ્થિતિ કહે છે. આમાં શરીરની શક્તિ જોત જોતામાં વધે છે, અને પછી રોગ જંતુઓ નોટીસ આપ્યા વગર ચાલ્યા જાય છે કેમકે, "એસેપ્ટીક" સ્થિતિમાં રોગ જંતુને રહેવું પાલવતું નથી. સ્વદેશી એ એવી સ્થિતિ છે. અને તેથી સ્વદેશીમાં સ્વરાજ છે.

રાજ્ય શાસન શાસ્ત્રીઓ કહે છે કે દરેક રાજ્યતંત્ર એક આપત્તિજ છે, માત્ર હાલની



લેનીન પોતાના ટેબલ પર.

# રશીયન ક્રાંતિનો પિતા વીર–કેસરી લેનીન.

No one shall have Cake until every body has Bread.

* * * *

દરેકને રોટલી ન મળે ત્યાંસુધી કોઇને મીઠાઇ ખાવાનો અધિકાર નથી.

* * * *

લખનાર—ઈંદ્રવજી તુળસીદાસ ઠક્કુર.

યુરોપીય મહાવિગ્રહમાં માનવ સમાજની રંગભૂમિ પર અનેક મહાન્ વ્યક્તિઓ આવી અનેક વેશ પહેરાયા—અનેક ભૂમિકાઓ ભજવાઇ. અનેક વાતો થઇ અને ભૂલાઇ ગઇ અનેક આદર્શો રચાયા અને ધુળમાં મળી ગયા મહાન્ કૈસર વિલીયમ, પ્રખર સેનાનાયક હિન્ડનબર્ગ અને મૅકન્સન એકવાર જર્મનીના ભાગ્યને પોતાની હથેળીમાં રમાડતા હતા, આજે તેઓ બધા અંધકારમાં અદ્રશ્ય થયા છે. માનવ સમાજની રંગભૂમિ પર ઉભા રહેલ અયોગ્ય મનાયા છે. અમેરિકન પ્રમુખ વીલ્સન યુરોપના દેવ તરીકે ન્યાય અને સમાનતાના રક્ષક તરીકે નાની—નાની પ્રજાઓના ત્રાતા તરીકે યુરોપ પધાર્યા હતા. પ્રજાઓએ તેમના ઉદ્દેશોને વધાવ્યા હતા. પણ આજે ખુદ અમેરીકન પ્રજાએજ અધ્યક્ષપદ પરથી તેમને પદભ્રષ્ટ કર્યા છે તેમના આદર્શો માત્ર હવામાં ઉડનારાં છાયાચિત્રો મનાયાં છે. ફક્ત લેનીન જીવે છે યુરોપીયન છાપાના ભૂતની નજરમાં અનેકવાર મરી જનાર, અનેકવાર કેદ થનાર, લેનીન હજી જીવે છે પ્રખ્યાત વિચારક ઇમર્સનના શબ્દોમાં આ જીવન જો કસોટીની શરત હોય તો યુરોપીયન વિગ્રહની કસોટીમાં માત્ર લેનીન જ પસાર થયો છે

રશીયાના ત્રીશ લાખ પુત્રો રણશાયી થયા હતા, એટલાજ માતૃભૂમિની કે રણસંગ્રામની હોસ્પીટાલોમાં મરણના ટકોરા ગણતા હતા, નિરાધાર બાળકોની ચીચીઆરીઓ, ગરીબ વિધવાઓના નિસાસા રશીયાના વાતાવરણને શોકમય કરી રહ્યા હતા, અન્નના સાંસા હતા. દુશ્મનો અફાર કૈસરની નિગ્રહથી અમને ઘેરો ઘાલી તેને અન્ન વિના મારી નાંખવાના પ્રયત્નમાં હતા, પોલાંડમાં આગ સળગી રહી હતી અને ફ્રાંન્સ તેનાં તેલ પુરતું હતું. કાલ્ચેક ડેનીકીન અને રેંગલ વગેરે દિશાઓમાંથી રશીયાને હંફાવી રહ્યા હતા. સંક્ષિપ્તમાં કહીએ તો સમગ્ર બહારની દુનિયા રશિયાની દુશ્મન થઈ બેઠી હતી ને વખતે માનીક થોડ રૂપીયાના ખર્ચે અટે-નાગ બિહન મજુર લેનીને રશિયાનું રક્ષણ કર્યું છે. રશીયાને શત્રુઓના હુમલાથી બચાવી લેહેની આત્મહત્યા કરી છે. સમાજ વ્યવસ્થા પરત્વે તેનો પુનરુદ્ધાર કર્યો છે.



બોલ્શેવીકો અથવા કોમ્યુનીસ્ટો (સામ્યવાદીઓ)ની રાજ્ય વ્યવસ્થા, ગૃહવ્યવસ્થા, મૂડી પરત્વે ત્હેમના સિદ્ધાન્તો વિગેરે ઉપર ઘણું લખી શકાય, અમે અત્રે લેનીનના જીવનની રૂપરેખા માત્ર આપીશું.

લેનીનનું ખરું નામ નીકોલાય લેનીન નહિ પણ વ્લાડીમીર ઈલીચ ઉલીઓનોફ છે. તેનો જન્મ ઈ. સ. ૧૮૭૦ ના એપ્રીલ મહીનાની ૧૦મી તારીખે માના વોલ્ગાના કિનારા પર આવેલા સીમ્બર્સ્ક નામના ગામમાં એક ખેડુત અમીર કુટુંબમાં થયો હતો. તેનો પિતા પ્રથમ ખેડુત હતો પણ ત્યના ને કરી ને અમીરની પદ્દિને પામ્યો હતો. લેનીનની માતાનું નામ મારીયા એલેક્ઝાન્ડ્રોવના હતું.

લેનીનના પિતાને સંગીત કાવ્ય, અને અંગ કસરત પ્રિય વિષયો હતા; તેન ત્રણ પુત્રો અને બે પુત્રીઓ એ સર્વેને શાળા કે ગામ પ્રમાં બુમા ઉપયોગી જદે વિષયોનો શોખ લાગ્યો હતો. સંગીત અને ભક્તથી અ

છે અને બીજો મોટો પક્ષ જેને બોલ્શેવીકી કહે છે. બોલ્શેવીક શબ્દ આ પક્ષના નામ ઉપરથી ઉત્પન્ન થયો છે. આજે રશીયામાં બોલ્શેવીક જેવો કોઈ ખાસ પક્ષ નથી.

લેનીન મોટા દળનો એટલે બોલ્શેવીકી દળનો નાયક થયો. રશીયન સામ્યવાદના ઘણા આગેવાનો તેની સાથેજ જોડાયા. થોડા વખત પછી આ દળમાં પણ ફૂટ પડી અને પ્લેનોવ જેવા મહીસાદના વિરોધિઓ લેનીનના સંપને

**ઈ. સ. ૧૯૦૫ માં રશીયામાં પહેલી** ક્રાન્તિ થઈ અને લેનીનને સ્વદેશમાં દાખલ થવાની પરવાનગી મળી. બળવાનું જોર નરમ પડતાં અને ઝારશાહી સત્તામાં આવતાં લેનીન ઈ.સ. ૧૯૦૬ માં ફીન્લેન્ડમાં ૧૯૦૭ માં સ્વીટઝરલેન્ડ અને ૧૯૦૮ માં પેરીસમાં રહ્યો. આ ત્રણ વરસ દરમ્યાન તેણે બે પત્રો કહાડ્યા. છેવટે ગેલીશાની સરહદ ઉપર ક્રેકોમાં તેણે સ્થાયી વાસ કર્યો જ્યાંથી તે ક્રાન્તિને ખુલ્લી રીતે મદદ કરતો હતો.



બોલ્શેવિક વિચારો ફેલાવતી રેલગાડી.

આ માર્ગ નહિ તો બીજો કયો માર્ગ—એ પ્રશ્ન, મહાત્મન્! અમને પૂછશો નહિ. અસહકારના માર્ગમાં કાંટા ભોંકાવાથી સહકારીઓની દુનિઆ સ્વર્ગની ફુલવાડી નથી બની જતી, કે તટસ્થો વિમાનમાં ઉડવાનો પરવાનો મેળવતા નથી. છતાં અસહકારની અંદર પણ ન્યારા પંથ હોઈ શકે. પરંતુ એ ચર્ચામાં ઉતરવાનો હવે કોઇનો અધિકાર હોઈ શકે ખરો? અસહકારવાદીઓને એ ચર્ચા સાંભળવાનો અવકાશ પણ હોય ખરો? જેને પુરાણા રાજ્યદ્વારીઓ અને મુગ્ધ સંસારીઓ સ્વરાજ્યના નામથી ઓળખે છે તેની પુરાણ કથા અત્યારે હવે ઘણી મોડી છે. **અત્યારે તો સ્વરાજ્ય સમારંભ છે!** તેટલા માટે પ્રિય અસહકારવાદી! એ ત્હારા સ્વરાજ્ય સમારંભમાં शिवास्ते पन्था नःसन्तु।

---

જેને ઇશ્વર સિવાય અન્ય કંઈ અવલંબન નથી તે જગતમાં પરાભવ જેવી કોઈ વસ્તુ જોતોજ નથી.

જો માનવ સમાજને આત્માના અસ્તિત્વમાં વિશ્વાસ હોય તો એ વાત ચોકકસ છે કે શરીર બળ કરતાં આત્મબળ અનેકધા શ્રેષ્ઠ છે. આ પ્રેમનો એવો સિદ્ધાન્ત છે કે જે પર્વતોને હલાવી શકે છે.

ભારત આત્મબળથી સૌને જીતી શકે છે. આત્માની શક્તિ પાસે શરીરની શક્તિ તૃણવત્ છે.

જે અહિંસા ધર્મનું સંપૂર્ણ પાલન કરી શકે છે ત્હેનાં ચર્ણો પાસે સમસ્ત સંસાર નમે છે.

જે મનુષ્ય અહિંસાના સિદ્ધાન્તનું યથાર્થ પાલન કરે છે ત્હેનો આ સંસારમાં, કોઇ શત્રુ હોઇ શકેજ નહિ

વજ્ર સમાન કઠોર હૃદય પણ આત્મબળના અગ્નિમાં પીગળી જાય—એ અતિશયોક્તિ નહિ પણ ગણીતના અંક જેવું સત્ય છે.

દયા બળ એજ આત્મ-બળ અથવા સત્યાગ્રહ છે. જો આ બળ ન હતે તો પૃથ્વિ ક્યારનીયે રસાતલ ગઇ હોત.

મારી દૃઢ માન્યતા છે કે જ્યાં સુધી એક મનુષ્યનું આચરણ શુદ્ધ અને તેના વચનનું મૂલ્ય ન હોય ત્યાં સુધી તે કોઇ મહાન્ કાર્ય અથવા રાષ્ટ્રોન્નતિ નથી કરી શકતો.

મહાત્મા ગાંધીજી





મહાત્મા ગાંધીજી સિંધુનદીના તટપર મૌનવ્રત ધારણ કરી
લખતા બેઠા છે.



શ્રી ગુજરાત વિદ્યા પીઠ સમારંભ શ્રીમતી સરલાદેવી
ભાષણ કરે છે.



મહાત્મા ગાંધીજી સિંધુનદીના તટપર મૌનવ્રત ધારણ કરી
લખતા બેઠા છે.



શ્રી ગુજરાત વિદ્યા પીઠ સમારંભ શ્રીમતી સરલાદેવી
ભાષણ કરે છે.



સત્યાગ્રહ આશ્રમનો એક વિદ્યાર્થી રૂ સાફ કરે છે.



સત્યાગ્રહ આશ્રમનો વિદ્યાર્થી કાંતે છે.




લેખક-શ્રીયુત્ પ્રેમચંદ.

(૧)

જોખુ ભગત અને બેચન ચોધરી વચ્ચે ત્રણ પેઢીઓથી દુશ્મનાવટ હતી. ખેતરની હદમાં ડાળ પાંદડાંનો ઝગડો હતો. તેમના પરદાદાઓમાં ઘણીવાર લોહી વહ્યું હતું. આ બન્નેના પિતાશ્રીઓના સમયથીજ મુકદમાબાજી શરૂ થઈ ગઇ હતી. બન્ને ઘણીએ વાર હાઇકોર્ટ સુધી ગયા હતા. છોકરાઓના વખતમાં સંગ્રામની ભીષણતાએ પ્રચંડ રૂપ ધારણ કર્યું તે એટલે સુધી કે બંન્ને અશક્ત થઈ ગયા. પહેલાં તેઓ ગામના અરધે ભાગે હીસ્સેદાર હતા, હમણાં તેમની પાસે તે ઝગડાવાળા ખેતર સિવાય એક નખ પણ જમીન નહોતી. ભૂમિ ગઇ, ધન ગયું, માન મર્યાદા ગઇ પણ તે વિવાદ તો જેમનો તેમ રહ્યો. હાઇકોર્ટના ધુરંધર નીતિજ્ઞો એક નજીવા ખટપટનો નિવેડો ન કરી શક્યા

આ બે સજ્જનોએ ગામને બે વિરોધી પક્ષોમાં વેંચી નાખ્યું હતું. એક પક્ષની ભાંગ બુટી ચોધરીના દ્વાર પર છણાતી અને બીજાના ચરસ, ગાંજાના દમ ભગતના ઘેર લાગતા હતા. વાત એટલી વધી હતી કે બંન્ને સજ્જનોના સામાજિક અને ધાર્મિક વિચારોમાં પણ વિભાજક રેખા દેખાતી હતી. ચોધરી કપડાં પહેરી હથ્થી ખાઇ લેતા અને ભગતને ઢોંગી કહેતા. ભગત કપડાં ઉતાર્યા વગર પાણી પણ ન પીતા અને ચોધરીને ભ્રષ્ટ કહેતા. ભગત સનાતન ધર્મી બન્યા તો ચોધરીએ આર્ય સમાજનો આશ્રય લીધો. જે કાપડીયા ગાંધી અને શાક ભાજી વાળાની દુકાને ચોધરી માલ લેતા તેની તરફ ભગત જોવામાં પણ પાપ સમજતા હતા. અને ભગતજીના હલવાઇની મીઠાઈ, તેમના ગોવાળીયાનુ દૂધ અને તેલીના તેલ ચોધરી માટે ત્યાજ્ય હતા. એટલુંજ નહિ પણ તેમના આરોગ્યતાના સિદ્ધાંતોમાં પણ ભિન્નતા હતી. ભગતજી વૈદકના પક્ષવાળા હતા અને ચોધરી યુનાની પ્રથાના માનનારા હતા. બન્ને ભલે રોગથી મરી જાય પણ પોતાના સિદ્ધાંતોને તોડતા નહોતા.

(૨)

જ્યારે દેશમાં રાજ નૈતિક આંદોલન શરૂ થયું, ત્યારે તેના પવન તે ગામમાં પણ ફૂંકાયો. ચોધરીએ આંદોલનનો પક્ષ લીધો તો ભગત તેના વિપક્ષી બની ગયા. એક સજ્જને આવી ગામમાં ખેડુત-સભા સ્થાપી. ચોધરી તેને સંમત થયા ભગત અળગ રહ્યા. જાગૃતિ વધી ગઈ, સ્વરાજ્યની ચર્ચા થવા લાગી. ચોધરી સ્વરાજ્યવાદી થઈ ગયા, ભગતે રાજભક્તિનો પક્ષ લીધો. ચોધરીનું ઘર સ્વરાજ્યવાદીઓનો અડ્ડો થઈ ગયો, ભગતનું ઘર રાજ ભક્તિની કચેરી બની ગયું.

ચોધરી જનતામાં સ્વરાજ્યવાદનો પ્રચાર કરવા લાગ્યા—

"મિત્રો, સ્વરાજ્યનો અર્થ છે પોતાનું રાજ્ય. આપણા દેશમાં આપણું રાજ્ય હોય તે અચ્છ કે કોઈ બીજાનું?"

જનતાએ કહ્યું: " આપણું હોય તે જોય."

ચોધરી:" તો પછી આ સ્વરાજ્ય કેમ મળશે? આત્મબળથી, પુરૂષાર્થથી અને સંપથી એક બીજાથી દ્વેષ કરવો છોડી દો. પોતાના ઝગડા સ્વયં નીવેડી લ્યો "

એક શંકા." આપ તો નિત્ય અદાલતમાં ઉભા રહો છો."

ચોધરી:" હા પણ આજથી જો અદાલતમાં જાઉં તો મને ગૌહત્યાનું પાપ લાગે. તમોને પણ એ વાત જરૂરી છે કે તમો તમારી મોટી કમાઈ તમારા બાલ બચ્ચાને ખવાડી અને બચે તો પરોપકારમાં વાપરો. વકીલ મુખત્યારના ખીસા શા માટે ભરો છો? થાણદારને લાંચ, અમલદારોની ખુશામત શા માટે કરો છો? પહેલા, આપણા છોકરા પોતાના ધર્મની શિક્ષા લેતા, ને સદાચારી ત્યાગી અને પુરૂષાર્થી બનતા હતા. હમણા તે વિદેશી શાળાઓમાં ભણી ચાકરી કરે છે. લાંચ ખાય છે, ખુબ મોજ માણે છે. પોતાના નેતાઓ અને પિતરોની નિંદા કરે છે, સિગારેટ પીએ છે. ચાહ વાળે છે અને હાકેમોના પગની સલામી ભરે છે, ત્યારે શું આપણું કર્તવ્ય નથી કે આપણે આપણા બાળકોને ધર્માનુસાર શિક્ષા આપીએ?

જનતા:" હું ફરી પાઠશાળા ઉઘાડવી જોઇયે. ચોધરી: " પહેલાં આપણે મદિરાને સ્પર્શ કરવામાં પણ પાપ સમજતા હતા. હવેતો ગામે ગામ અને ગલીએ ગલી દુકાનો થઇ ગઇ છે. આપણે આપણી મોટી કમાઇના કરોડો રૂપીઆ ગાંજા અને શરાબમાં ઉડાડી દઇયે છિયે."

જનતા: " જે દારૂ પીયે તેને સજા કરવી જોઇયે."

ચોધરી: "આપણા બાપ દાદાઓ, નાના મોટા સર્વે જાડી ખાદી પહેરતા હતા. અમારી દાદીઓ રેંટીઓ કાંત્યા કરતી હતી. સર્વ ધન દેશમાં રહેતું હતું આપણાં વણકર ભાઇઓ એનાથી ખરી કમાતા હતા. હવે આપણે વિદેશમાં બનેલા મુલાયમ-પાતળાં કાપડપર જાન આપીએ છિયે. આમ બીજા દેશવાલા આપણું ધન હરી જાય છે, બીચારા વણકરો કંગાલ થઇ ગયા, શું આપણો એ ધર્મ છે કે આપણા ભાઇઓની થાળી છીનવી બીજાઓની સાગે રાખી દઇયે?

જનતા:"ખાદી તો ક્યાં મળતી પણ નથી".

ચોધરી:"પોતાના ઘરનું બનાવેલું કાપડ પહેરો. અદાલતોને ત્યાગો. નશાબાજીને છોડી દો. પોતાની સંતતિને ધર્મ કર્મનું જ્ઞાન આપો, સંપથી રહો. બસ એજ સ્વરાજ્ય છે. જે લોકો કહે છે કે સ્વરાજ્ય માટે ખુનની નદી વહેશે. તેઓ પાગલ છે. તેમની વાતો પર ધ્યાન ન આપો."

જનતા આ વાતો અતિ પ્રેમથી સાંભળતી હતી. દિવસે દિવસે શ્રોતાઓની સંખ્યા વધ ની જતી હતી.

ચોધરી સર્વેના શ્રદ્ધા પાત્ર બની ગયા.

(૩)

ભગતજી પણ રાજ ભક્તિનો ઉપદેશ કરવા લાગ્યા:

'ભાઇયો રાજાનું કામ રાજ્ય કરવું અને પ્રજાનું કામ તેની આજ્ઞા પાલન કરવાનું છે. એને રાજભક્તિ કહે છે અને આપણા ધાર્મિક ગ્રંથોમાં આપણને રાજ ભક્તિની શિક્ષા દેવામાં આવી છે. રાજા ઇશ્વરનો પ્રતિનીધી છે. તેની આજ્ઞા વિરૂદ્ધ ચાલવું તે મહાન પાતક છે. રાજવિમુખ પ્રાણી નરકનો ભાગી થાય છે."

એક શંકા: રાજાને પણ પોતાના ધર્મનું પાલન કરવું જોઇયે:"

બીજી શંકા: "આપણા રાજા તો નામનાં છે. અસલી રાજા તો વિલાયતના વાણિયા મહાજન છે"

ત્રીજી શંકા: "વાણિયા ધન કમાવવું જાણે છે. તે રાજ કરવું શું જાણે?"

ભગત: "લોકો તમને ઉપદેશ કરે છે કે અદાલતોમાં ન જાઓ, પંચાયતોમાં મુકદમાં લઈ જાઓ પરંતુ એવી પંચાયતો ક્યાં છે જે સાચો ન્યાય કરે, દૂધનું દૂધ અને પાણીનું પાણી કરી દે? અંહિંયા તો જોઈ વાતો કરશે. જેમનો દબાવ છે તેમની જીત થશે. જેમનો કંઈ દબાવ નથી તેઓ માર્યા જશે. અદાલતમાં સર્વ કારવાઈ કાનુનના આધારે થાય છે, ત્યાં નાના મોટા સર્વ બરાબર છે, સિંહ બકરી એક આરે પાણી પીએ છે. આ અદાલતોને ત્યાગી દેવી એ પોતાના પગમાં કુહાડી મારવા બરાબર છે.
એક શંકા: "અદાલતમાં જઈએ તો રૂપીયાની થેલીઓ ક્યાંથી લાવીએ?"

બીજી શંકા: "અદાલતોનો ન્યાય તો કહેવાનો છે, જેમની પાસે તૈયાર કરેલા સાક્ષીઓ અને દાવપેચ સમજનાર વકીલ હોય છે તેમની જીત થાય છે. ખરાખોટાની કોણ પરીક્ષા કરે છે? હા, હેરાનગતિ અલબત થાય છે."

ભગત: "કહેવાય છે કે વિદેશી ચીજોનો વ્યવહાર ન કરો પણ એ તો ગરીબો સાથે ઘોર અન્યાય છે. આપણને બજારમાં જે ચીજ સસ્તી અને સારી મળે તે લેવી જોઈએ જોઈએ તો તે સ્વદેશી હોય કે વિદેશી. આપણો પૈસો ફોગટ નથી આવતો કે તેને રદી કચરા જેવી સ્વદેશી ચીજો પર ફેંકી દઈએ.

એક શંકા: "પૈસો આપણા દેશમાં રહે છે બીજાના હાથમાં તો નથી જતો!"

બીજી શંકા: "પોતાના ઘરમાં સારું ખાવાનું ન મળે તો શું વિજાતિઓના ઘરનું-સારું ભોજન ખાવું?"

ભગત: "લોકો કહે છે કે છોકરાઓને સરકારી નિશાળોમાં ન મોકલો પણ ભાઈઓ જો સરકારી નિશાળમાં ન ભણ્યા હોત તો આજે મોટી મોટી નોકરીઓ કેમ મેળવી શક્યા હોત? મોટા મોટા કારખાના કેમ ચલાવી શક્યા હોત? અસલ વાત તો એ છે કે નવી વિદ્યા ભણ્યા વગર હવે સંસારમાં નિર્વાહ નથી થઈ શકતો. પુરાણી વિદ્યા ભણી પંચાગ જોવા અને કક્કો વાંચવા સિવાય બીજું શું આવડે છે? રાજ-કાજ શું પાટીપોથી વાંચવા વાળા લોકો કરશે?"

એક શંકા: આપણને રાજ-કાજ નથી જોતું પણ અમે અમારી ખેતીવાડીમાંજ મગ્ન છીએ કોઈના ગુલામ તો નથી."
ત્રીજી શંકા "જે વિદ્યા ઘમંડી બનાવી દે તેનાથી મુરખા રહેવું એજ સારૂં. આજ નવી વિદ્યા ભણી લોકો સૂટ-બુટ, ઘડીયાળ છત્રી અને હેટ-કેટ લગાવી રહે છે. પોતાના શોખની પાછળ દેશનું ધન વિદેશીઓના ખીસામાં ભરે આ દેશના વેરી છે

ભગત: "ગાંજા, શરાબની તરફ આજ કાલ લોકોની કડી નજર છે નશો બુરી લત છે તે સર્વ કોઈ જાણે છે. સરકારને નશાની દુકાનોમાંથી કરોડો રૂપીઆની વાર્ષિક પેદાશ છે દુકાનમાં ન જવાથી લોકોની નશાની લત છુટી જાય તો બહુજ સારી વાત છે પરંતુ નશાબાજનો નશો કદિ છુટે ખરો! તે દુકાનપર ન જશે તો ચોરી છુપીથી કોઈને કોઈ રીતે બમણા ચોગણા ભાવ આપી,

સજા ભોગવવાને પણ તૈયાર થઈ પોતાની લત પુરી કરશે. તો પછી ભાઈઓ એ કામ શા માટે કરવું કે સરકારને પણ નુકશાન થાય અને ગરીબ રૈયતને પણ નુકશાન? વળી બીજી પણ એક વાત છે. કોઈ કોઈને તો નશો કર્યાથી ફાયદો થાય છે. મારીજ વાત કહું છું કે એક દિવસ અફીણ ન ખાઉં તો સાંધામાં દર્દ થવા લાગે દમ ચઢે અને શરદીથી પકડાઈ જાઉં "

એક અવાજ. "શરાબ પીવાથી બદનમાં ફુર્તી આવી જાય છે."

એક શંકા: " સરકાર અધર્મથી રૂપીયા કમાય છે તે તેને ઉચિત નથી. અધર્મીના રાજ્યમાં રહી પ્રજાનું કલ્યાણ કેમ થઈ શકે ?"

બીજી શંકા: "પહેલાં દારૂ પીવાળી પાગલ બનાવી દીધા. લત પડી તો પૈસાની તંગી પડી. અને એટલી મજુરી તે કોને મળે છે કે રોટી કપડા પણ લેવાય અને દારૂ-શરાબ પણ ઉડે. જેઓ તો બાલ બચ્ચાને ભૂખે મારો અથવા ચોરી કરો, જુગાર રમો અને બેઈમાની કરો. શરાબની દુકાન શું છે? આપણી ગુલામગીરીનો અડ્ડો છે.

(૪)

ચોધરીનો ઉપદેશ સાંભળતા દેશજનો વધતા તેમને ઉભા રહેવાને સ્થાન પણ નહોતું મળતું. દિવસે દિવસે ચોધરીનું માન વધવા લાગ્યું. તેમનો ત્યાં નિત્ય પંચાયતોની, રાષ્ટ્રોન્નતિની ચર્ચા થતી. જનતાને આ વાતોથી અતિ આનંદ અને ઉત્સાહ થતો તેમના રાષ્ટ્રનૈતિક જ્ઞાનમાં વૃદ્ધિ થતી. તે પોતાનું ગૌરવ અને મહત્વ સમજવા લાગ્યા. નિરંકુશતા અને અન્યાય પર હવે તેમની આંખો ચઢવા લાગી. તેમને સ્વતંત્રતાનો સ્વાદ મળ્યો. ઘરનું રૂ, ઘરનું સુતર, ઘરનું કાપડું, ઘરનું ભોજન, ઘરની અદાલત, ન પોલિસનું ભય કે ન અમલદારોની ખુશામત, સુખ અને શાન્તિથી જીવન વ્યતીત કરવા લાગ્યા. કેટલાકોએ નશાબાજી છોડી દીધી અને સદ્ ભાવોની લહેર દોડવા લાગી.

પરંતુ ભગતજી એટલા ભાગ્યશાળી નહોતા. જનતાને દિવસે દિવસે તેમના ઉપદેશોની અરૂચી થતી હતી. તે એટલે સુધી કે તેમના શ્રોતાઓમાં મોટે ભાગે પટવારી, ચોકીદાર, અને એમનાજ મતલીયા કારભારીઓના મિત્રો સિવાય બીજું કોઇ આવતું નહિ. કદિ કદિ મોટા હાકેમો પણ આવી ચઢતા અને ભગતજીનો ઘણો આદર સત્કાર કરતા જરા વખત માટે ભગતજીનાં આંસુ લુછી જતા પણ ક્ષણ ભરનું સન્માન આઠ પહોરના અપમાનની બરોબરી કેમ કરી શકે! જ્યાં જતા ત્યાં આંગળીઓ ઉપડતી. કોઈ કહેતું 'ખુશામદી ટટુ છે.' કોઈ કહેતું છુપી પોલીસનો જાસુસ છે. ભગતજી પોતાનાં વિરોધીની બડાઇ અને પોતાની લોકનિંદા પર ઝેર પીને ચાલી જતા. જીવનમાં આ પ્રથમજ અવસર હતો, કે તેમને પોતાના શત્રુ સામે નીચે જોવું પડ્યું. લાંબા સમયથીજ કુળ-મર્યાદાની રક્ષા કરી હતી અને જેનાપર પોતાનું સર્વસ્વ અર્પણ કરી ચૂક્યા હતા તે ધુળમાં મળી ગયા. આ દાહમય ચિંતા તેમને એક ક્ષણ માટે પણ ચેન લેવા દેતી નહોતી. નિત્ય એજ વેદના પીડતી કે પોતાનું ગુમાવેલું સન્માન કેવી રીતે પ્રાપ્ત કરે, તેમના પ્રતિ-પક્ષીને કેવી રીતે પદ દલિત કરે અને તેનો ગર્વ કેમ તોડે.

અંતમાં તેમણે હિંસને તેની ગુફામાંજ પછાડવાનો નિશ્ચય કર્યો.

# લોકમાન્યની શ્રાદ્ધ તિથી.

મુંબાઇમાં તા. ૩૧ મી જુલાઈના રવિવારે એલ્ફીન્સ્ટન મીલના મેદાનમાં પરદેશી કાપડની હોળી સળગાવી. તા ૧ લી ઑગસ્ટે જ્યાં લોકમાન્યના પંચભૂત શરીરની અંતિમ ક્રિયા થઇ હતી ત્યાં મુંબાઇના લાખો નગર જનોને શુદ્ધ સ્વદેશીની દીક્ષા આપી મહાત્મા-ગાંધીજીએ લોકમાન્યની શ્રાદ્ધ તીથિ ઉજવી છે. સમગ્ર ભરત ખંડે એ ચિરંજીવ વિભૂતિની સંવત્સરીનો આજ દીક્ષા લઇ પ્રતિધ્વનિ પાડ્યો છે સ્વદેશી ભાવનાના એ નેતાની સંવત્સરી આનાથી વિશેષ સારી રીતે નજ ઉજવાઈ હોત. સ્વરાજ્ય ફંડ સાથે લોકમાન્યનું નામ જોડી, અને ત્હેમની શ્રાદ્ધ તિથિને નિમિત્તે દેશને સ્વદેશીની દીક્ષા આપી મહાત્મા ગાંધીજીએ એક એકનિષ્ઠ પ્રજાના સાચા નેતાને શોભાવે એમ કર્યું છે પ્રજાએ એમની આજ્ઞાનો ભાવ પૂર્વક આદર કરી લોકમાન્ય પ્રતિ પોતાની પૂજ્ય ભાવના અને સ્વરાજ્ય માટે હ્રદયની લાગણી પ્રદર્શિત છે ૧ લી ઑગસ્ટના દિવસે મુંબાઇમાં ચોપાટીના ભવ્ય મેદાનમાં જેમણે સ્વદેશી પોષાકમાં સજ્જ થયેલા મનુષ્યોનો ઉભરાતો વેગ જોયો હશે ત્હેમને હિન્દી પ્રજાની સ્વરાજ્યની ઉત્કટ ઇચ્છા માટે શંકા નહિંજ થાય. પરદેશીના મોહને ફેંકી દેવા પ્રજા કેટલે અંશે તૈયાર છે. તે મુંબઇના જન સમુદે પ્રત્યક્ષ બતાવી આપ્યું છે.

પ્રજાની ભાવનાઓને કેળવવામાં આવે. વ્યાપારી વર્ગમાં લોકનાયકોના વર્તન અને આજ્ઞાઓનું અન્તઃકરણથી સન્માન થાય તો શુદ્ધ અને સાર્વત્રિક સ્વદેશી અશક્ય નથી એમ આપણે થોડા વખતમાંજ જોઈ શકીયે. પણ સ્વદેશીને એક પવન માની-કમાણી કરવાનું સાધન માની વ્યાપારી વર્ગમાં હાલ જે કેટલાક ક્ષુદ્ર પ્રયત્નો થઇ રહ્યા છે તે અટકે તો સારૂં એમ કહેવું અમને યોગ્ય લાગે છે. કેવળ સ્વદેશ પ્રતિની લાગણીને ખાતર-કેવળ લોકનાયકોની આજ્ઞાનો આદર કરવાને ખાતર-કેવળ એક વિદેશી પ્રજા અને અમલદાર તંત્રને નિઃશસ્ત્ર બળથી હઠાવવાને ખાતર પ્રજા સ્વેચ્છાથી આત્મભોગ આપવા તૈયાર થઇ હોય ત્યારે એ નિઃસ્વાર્થી મમતાનો લાભ લઈ મીલો વાળાઓ અને વ્યાપારીઓ ભાવ વધારતા જાય એ નિંદ્ય છે. રેંટીયાને ઉત્તેજન આપવામાં મહાત્મા ગાંધીજીનો સ્પષ્ટ ઉદ્દેશ દેશની ગરીબાઇ મટાડવાનો ભુખમરો અટકાવી ગરીબ-બેહાલ ભૂખે ટળવળતા કરોડો દેશ બન્ધુઓના ઘરમાં રોટલીનો કટકો મોકલવાનો છે એમ જાણ્યા છતાં મીલોવાળાઓ ખાદી બનાવી, તેને હાથવણાટ તરીકે ખપાવવા પ્રયત્ન કરે વ્યાપારીઓ ખપાનથી ખાદી મંગાવી કમાણી કરવા જેટલી નીચ ઇચ્છા કરે, એ કોઇપણ રીતે ઇચ્છવા જોગ નથી સ્વરાજ્યમાં વ્યાપારીઓનો પણ ભાગ છે એમ તેમણે સમજવુંજ જોઇએ. આપણે શ્રદ્ધા પૂર્વ માનવું જોઇએ કે ગમે તેવું જાડું હોય ખડબચડું હોય છતાં ઉત્તેજનથી હાથવણાટનું કાપડ સુધરશે-ઉત્તેજનથી ફરી આ દેશમાં ઢાકાની મલમલ ઉત્પન્ન થશે હાથ કંતામણ અને વણાટને ઉત્તેજન આપવાથી આપણે આપણા દેશમાંથી ભુખમરાને દેશ નિકાલ કરીશું હીએ. પરદેશનાં કે મીલોના કાપડની સુંદરતાના મોહને ફેંકી દેવામાંજ લોકમાન્યના શુદ્ધ ચરિત્ર પ્રતિના આપણા પૂજ્ય ભાવની કસોટી છે.

તંત્રી.



પુસ્તક ૧ લું    ઑગસ્ટ ૧૯૨૧    અંક ૮ મો.

# એમ ઈચ્છું છું





મા ના પ્રભુ! શું ઇચ્છું? ઇચ્છવા જેવી કયી વસ્તુ તેં બાકી રાખી છે?

તોપણ—

આજ સૂર્યનાં નાચતા કિરણોમાં, પ્રકૃતિ માતાના ઝૂલતા ખોળામાં રમ્યા કરું એમ ઇચ્છું છું—

સદા સર્વદા મારું ચિત્ત શાંત, પ્રસન્ન અને તુંમયજ રહે એમ ઇચ્છું છું—

નાનામાં નાની સગવડનો પણ ઉપકાર માનતાં શીખું એમ ઇચ્છું છું—

બાળકની જેવો નિર્દોષ બનું એમ ઇચ્છું છું—

અત્યંત તીવ્ર વેદનાઓની તીવ્રતા અનુભવી શકું એમ ઇચ્છું છું—

તારી આપેલી અને મારી ઉત્પન્ન કરેલી સ્થિતિમાં આનંદ માનું એમ ઇચ્છું છું—

સંસારની સ્વાર્થથી ઉભરાવેલી કલેશ કંકાસની ગડમથલો મારા હૃદયને ન સ્પર્શે એમ ઇચ્છું છું—

અહર્નિશ 'પિયુ પિયુ' રટતા બપૈયાની જેમ મારું મન તારું રટણ કરે એમ ઇચ્છું છું—

પરદુઃખની દુઃખના કરી શકું એમ ઇચ્છું છું—

મોટાની મોટાઈ પણ સેવી શકું એમ ઇચ્છું છું—

અને છેવટે, મારા હૃદયેશ્વર બધું તારે ખોળે સમર્પણ કરતાં શીખું એમ ઇચ્છું છું.



# પૃથ્વી અને આકાશનાં લગ્ન.*

લખનાર—રા. વિહગ.

યુવાનની આંખોમાં સ્નેહ ઘેરાય તેમ ગ્રીષ્મના વાદળાંઓ ઘેરાય છે અને આકાશ નીચું નમી ધીરેથી પૃથ્વીને કહે છેઃ "હું તારો છું."

પૃથ્વી કહે છેઃ "તું નિઃસીમ છે ને હું તો અલ્પ છું."

આકાશ કહે છેઃ "મારી સ્નેહમીમા રૂપ વાદળાંઓને મેં તારી સર્વ બાજુએ વીંટી લીધાં છે."

પૃથ્વી કહે છેઃ "મારું આંસુ ભર્યું હૈયું પવનમાં ફફડી રહે છે ને તું તો નિશ્ચલ છે."

આકાશ કહે છે "મારાં આંસુઓ તારા આંસુને પ્રત્યુત્તર આપે છે ને તેમની અંધકારમય ગહનતામાં કંપી રહે છે."

અને તેને પૃથ્વીથી નિરંતર વિયોગી રાખનાર અંતરને ભેદી સંયોગ પામતાં પણ દૂર રહેનારા દંપતીના લગ્નમંત્ર ગાતાં પવનના સુસવાટ અને વર્ષાથી આકાશ ભરાય છે.

* રવિબાબુના [illegible]



# કલકત્તા રોડપર.

લખનાર:-શ્રી રવિંદ્રનાથ ટાગોર.

હું ડારજીલીંગ ગયો હતો ત્યારે ૠતુ ચોમાસા જેવી હતી. આકાશ વાદળાંથી આચ્છાદિત હોવાથી સર્વત્ર અંધારૂં જ દેખાતું. દિવસ એવો હતો કે બ્હાર જવું ગમે નહિ અને છતાં ઘરમાં બેસવા પણ કંટાળો આવે. સવારમાં હોટલમાં નાસ્તો કર્યો અને લાંબા બુટ તથા ઓવરકોટ પહેરી હું ફરવા નીકળ્યો.

પવન ગીસકાર કરી વ્હાતો હતો અને અંધકારમાં આડા ઊભા પહાડોનો દેખાવ એવો લાગતો હતો કે જાણે કોઇ ચિત્રકારે એક ચિત્ર આલેખી તે ભુસી નાંખવા યત્ન કર્યો હોય. હું કલકત્તા રોડના એકાન્ત રસ્તાપરથી જતો હતો ત્યાં નજીકમાંજ કોઈ સ્ત્રીનો ગુસગુસાયેલો કરૂણ સ્વર મારે કાને પડ્યો. આ કંઇ બહુ આશ્ચર્યકારક ઘટના નહોતી. સાધારણ વખતે આવા સ્વર પર કદાચ મારૂં ધ્યાન પણ ન જાત. પરંતુ આ અનંત અંધકારની વચ્ચે એ સ્વર પીડા પામતી પૃથ્વીનો હોય એમ મને લાગ્યું.

હું એ સ્થળે પહોંચ્યો. રસ્તાની બાજુમાં ન્હાના ટેકરા પર એક સ્ત્રી બેઠી હતી. તેના લાંબા વાળ વિખરાયલા દેખાતા હતા. તેના અંતઃકરણની ઊંડામાં ઉંડી ગુફામાંથી નીકળતું કરૂણ રૂદન એમ કહેતું હતું કે જીવનની કોઈ આશા—જીંદગીને ટકાવનારી કોઇ અમૂલ્ય આશા હમણાંજ તેને આ વેરાન અંધકારમય વનમાં નિરાધાર મૂકી ગઈ હોય!

મેં તેને હિન્દી ભાષામાં તે કોણ છે અને શી હકીકત છે એમ પૂછ્યું. કોઇ જવાબ ન આપતાં તે અંધકારને ભેદી આંસુઓની વચ્ચેથી મને જોઇ રહી મેં તેને કહ્યું "ભય પામવાનું કંઇ કારણ નથી"

તે જરા મુસ્કેરાઈ અને શુદ્ધ હિન્દુસ્તાનીમાં મને જવાબ આપ્યો, "ભયનો તો મ્હેં બહુ વખતથી ત્યાગ કર્યો છે તેમજ મારા માટે શરમનો પણ શું સવાલ છે! બાબુજી, એક વખતે હું જનાનાના પડદામાં રહેનારી સ્ત્રી હતી મારા ભાઇને મને મળવા આવવું હોય તોપણ ઇજા-જતની જરૂર પડતી. આજે દુનિયા ભરનો પડદો મારા માટે દૂર થયો છે."

મેં કહ્યું, "મારી મદદ કોઇ પ્રકારે ઉપયોગી થતી હોય તો તે હું આપી શકું છું."

મારા તરફ એક તીક્ષ્ણ પણ બેદરકારી ભરી નજર ફેંકી તેણે કહ્યું, "હું બદ્રાઉનના નવાબ ગુલામ કાદરખાનની બેટી છું"

બદ્રાઉન કયાં હતું આ વિશાળ વિશ્વમાં તેનો નવાબ કોણ હતો ત્હેની પુત્રી આમ ભીખારણ થઈ આ ડારજીલીંગના કલકત્તા રોડ પર શા માટે રડતી હતી આ બધું એકાએક મારી કલ્પનામાં કે વિશ્વાસમાં આવી શકે તેમ નહોતું પણ મેં વિચાર્યું કે મારે વિશેષ શંકાશીલ શા માટે થવું જોઇએ? તેની વાત સાંભળવા જેવી લાગતી હતી. મેં આદરથી નમી તેને સલામ કરી અને કહ્યું, "બીબી સાહીબા, મને માફ કરો! હું આપને ઓળખી શક્યો નહિ."

"બેઠીયે" કહી બીબી સાહીબા ખુશી થઇ જણાયાં. તેણે હાથથી મને સ્હામેના એક પથ્થર પર બેસવાની ઇશારત કરી

ત્હેના બોલવામાં–ત્હેના ઉચ્ચારમાં સ્વાભાવિક આજ્ઞા કરવાની પ્રતિભા હતી. મને એમ લાગ્યું કે સખત પથ્થર પર ત્હેના પાસે બેસવું, ત્હેની પાસે બેસવા યોગ્ય મનાવું એમાં પણ માન હતું. હું સવારે એવર કોટ પહેરી હોટેલમાંથી નીકળ્યો ત્યારે એવી કલ્પના પણ નહોતી થઈ કે એક નવાબની બેટીને આ અંધકારમય એકાન્ત ફૂટપાથ–ના રોડ પર હું જોઇ શકું ?

મેં તેને પૂછ્યું, બીબી સાહીબા આપની આ સ્થિતિ થવામાં શું કારણ બન્યું છે?

નવાબઝાદીએ કપાળ પર હાથ મૂકી કહ્યું, મને આ સ્થિતિમાં કોણે મૂકી એ હું કેમ કહી શકું? બાબુજી, આપણને વાદળના પડદામાંથી કોણે પૃથ્વી પર ઉતાર્યા હશે?"

નવાબઝાદાના વિચારમાં ફિલસુફીનું માપ મન નહોતું. મેં તેની વાત ન્હીકાળતાં કહ્યું "ખરું છે, ઈશ્વરની મરજી કોણ હાથ કરી શક્યું છે! આપણે તો માત્ર તે ચલાવે તેમ ચાલનારાં સામાન્ય જંતુઓ છીએ.

કારમન અને ત્યાંના મુસ્લિમ રહિતનો ભેદ હું કશાક સમજણથી શકત પણ હિન્દી ભાષાનું અજ્ઞાન આંતરે રૂપ થયું નોકરો પાસેથી કે અહીં તહીં સાંભળેલી મારી હિન્દી ભાષા ફીલસુફીનું ભાષણ કરવા જેટલા કામમાં આવે તેમ નહોતું

બીબી સાહીબાએ આગળ ચલાવ્યું, "આજે મારી જીન્દગીના નાટકનો છેલ્લો પડદો પડ્યો છે. કહો તો હું તમને બધું કહું "

"હું કહું! નહિ આપ એ વાત કહેતા મને લાયક માનો એ પણ અહેસાનમન્દી છે"

મારી હિન્દુસ્તાની ભાષી હું હતી જ્યારે ભ્યાગ બાદીના શબ્દો પાકી તૈયાર થઈ ત્હેના

પાસપર આકાશના પ્રભાત બીન્દુઓ જેવા શોભતા હતા ત્હેના ઉચ્ચાર મધુર અને શબ્દો અર્થથી ભરેલા હતા. મારે બોલવાની જરૂર પડતાં હું ટુંકા વાક્યોમાંજ પતાવતો

તેણે આ પ્રમાણે પોતાની વાત કરી, "મારા પિતાની નસોમાં દિલ્હીના શાહનશાહી ઘરાણાનું લોહી વહેતું હતું. આથીજ મારા માટે યોગ્ય વર શોધવાનું તેમને મુશ્કેલ થઈ પડ્યું લખનૌના નવાબ સાથે મારી શાદીની વાત થઈ રહી હતી પણ દરમ્યાન કમ્પની બહાદૂર સામે સીપાહીઓનો બળવો બગડ્યો ઉઠ્યો જમીન લોહીથી લાલ થઇ અને આકાશ દારૂના ધુમાડાથી કાળું પડી ગયું.

ત્હેના થોડા બોલવામાં પણ તેની હિન્દી ભાષા મ્હને મોહ ઉપજાવતી હતી મ્હને લાગ્યું કે હું એક શાહજાદીની–આજના વખતથી અને બજારમાં બોલાતી હિન્દી ભાષાથી કંઈ જુદીજ કેમળ મીઠી–નાજુક હિન્દી ભાષા સાંભળી રહ્યો હતો. ત્હેના અવાજમાં એ જાદૂ હતું કે જેણે દારૂણી ગવર ફુટપાથના રોડ પર પણ મારી કલ્પના સ્ત્રિમાં યોગેનાના આરસ પથ્થરના સફેદ દુધ જેવા મહેલો રંગનાથી બોધાવ્યા તેમના ફુવ્વા અર–બ્બી ઘોડા, અપૂર્વ રીગ મોતીથી શુંગારેલા હાથીઓ, આસપાસ ચાલતા જુદા જુદા બોલતા રંગના ફેરાથી શોભતા ઉમરાવો તેમના રેશમ અને છીક મખમલના લાંબા અંગરખાનો–શરવાણી તેમની ચાલ એ સર્વ વૈભવનું ચિત્ર ખડું કરી આપ્યું.

બીબીસાહીબાએ કહ્યું, "અમારો કિલ્લો જમુનાના તટપર હતો અને તેનો રક્ષક કેશવ નામે એક હિન્દુ બ્રાહ્મણ હતો,"

કેશવ નામ ઉચ્ચારતાં હણગાર આ સ્ત્રીનું શબ્દ સંગીત મૂર્છનામાં ડુબી ગયું. મારી લાકડી

મારા પિતા બહુ સાવચેતી થી વર્તે એવા હતા, તે ઇંગ્રેજોને તિરસ્કારના પણ સાથે એમ કહેતા કે આ પરદેશીઓ અસંભવીતને સંભવીત કરે એવા છે. હિન્દુસ્તાનીઓ તેમની સામે ટકી શકે તેમ નથી મુખા-કર્માં-મુમતાજની જેવી આશામાં હું મારું નાનું રાજ્ય ગુમાવી દેવાનું સાહસ નહિજ કરું. કમ્પની બહાદુર સાથે હું નહિજ લડું."

હિન્દુસ્તાનના હિન્દુ મુસલમાનોનું દેશ ઝનુન ઉકળી રહ્યું હતું. તેમનું ઝુન ઉકળી રહ્યું હતું ત્યારે મારા પિતાની આ નીતિ અમને શરમાવનારી લાગતી. ઝનાનામાં રહેતી મારી બેગમ માતાઓને પણ તે ઠીક નહોતી લાગતી.

કેશવે પોતાનાથી બને તેટલા લડવૈયા એકઠા કર્યા અને મારા પિતાને કહ્યું, "નવાબ સાહેબ, જો તમે અમારા પક્ષમાં નહિ રહો તો જ્યાં સુધી યુદ્ધ ચાલશે ત્યાં સુધી હું તમને કિલ્લામાં પહેરેગીર રાખીશ અને હું કિલ્લાનો બચાવ કરીશ."

મારા પિતાએ કહ્યું "અશાન્ત થવાનું કંઇ કારણ નથી હું ભગવાનો પક્ષજ લઇશ. કેશવે પછી પૈસા માગ્યા ત્યારે મારા પિતાએ થોડા આપ્યા અને કહ્યું, "પ્રસંગ આવ્યે હું વધારે આપીશ."

મેં મારા જર ઝવેરાત કાઢી નાખ્યા અને મારી હિન્દુ દાસી મારફતે કોઇ ન જાણે તેમ કેશવને મોકલી આપ્યા. તેણે જ્યારે એ મારી અદના ભેટ સ્વીકારી ત્યારે જે બદન પર એ ઝવેરાત શોભતા તે આખું બદન તનમનાટથી–શાન્ત ઉન્માદથી રોમાંચિત થયું. કેશવ અને તેના સાથીઓ લડવાની તૈયારીઓ કરી રહ્યા. જુની પુરાણી તોપો સાફ કરી નાખી. ચમાવલી તલવારો તૈયાર કરી કાટ કાઢી ચળકતી કરી. એક બપોરે ગોરે કમીશ્નર સાહેબ થોડા લાલ વસ્ત્રોવાળા ગોરા સિપાહીઓ સાથે અમારા કિલ્લામાં આવ્યા. મારા પિતા નવાબે, સાહેબ ને કેશવની તૈયારીઓની બધી વાત કહી દીધી કેશવ જરા પણ ગભરાયો નહોતો. પોતાના થોડા માણસો અને કટાવેલા હથીયારોથી તે લડવાને તૈયાર થયો પણ મારું હૃદય શરમ અને તિરસ્કારથી ઝખાઇ ગયું. મારી આંખમાં આંસુ નહતા પણ મારું જીગર તુટી ટુકડા થવા ચાહતું હતું

હું મારા ભાઇનો મર્દાની પોષાક પહેરી ઝનાનામાંથી બહાર નીકળી યુધ્ધથી ઉડતી રેતી, તોપોનો ધુમાડો. વીરોની હાક કે મરણ વખતની વેદનોના પોકારો સૌ શાન્ત થઇ ગયા હતા. પૃથ્વી અને આકાશમાં મૌનની ભયાણ શાન્તિ વ્યાપી રહી હતી સંધ્યાનો સૂર્ય આજે જમનાના જળમાં ખોદીની પથારી પર રાત્રીની નિદ્રા લેવા ચાલ્યો ગયો હતો ચન્દ્રનો ઉદય થયો હતો. રણક્ષેત્ર મરણ અને દુઃખની વિકાળ મૂર્તિ સમુ દેખાતુ હતુ. બીજે કોઇ વખતે આવા ભયંકર વખત અને સ્થળમા ચાલવુ મને અશક્ય થાત પણ આજે હું જાણે નિદ્રાના સ્વપ્નમા હોઉં તેમ ચાલતી હતી મારા હૃદયની એકજ ઉમેદ હતી કે એકવાર કેશવને જોઉં અને એ ઉમેદના અગ્નિએ મારા અંતઃકરણના સર્વ સંકલ્પ વિકલ્પને બાળી નાખ્યા હતા

મધ્યરાત્રીના વખતે છેવટે મેં કેશવને જોયો. આમ્બાના વૃક્ષોની છાયામાં તે ઘાયલ પડેલો હતો. તેની પાસેજ તેના વિશ્વાસુ નોકર દેવકીનુ શબ પડ્યુ હતું. મને એમ લાગ્યું કે કાંતો વિશ્વાસુ દેવકી કેશવના ઘાયલ શરીરને આ સુરક્ષીત જગ્યામાં લાવ્યો હશે અથવા કેશવે ઘાયલ છતાં અહીં પોતાના નોકરને બચાવવા પ્રયત્ન કર્યો હશે. મારા અંતરમાં જે સ્નેહના અંકુર હતા તેને હું

નીકળી હતી. સર્વના નાપે કે બહારના પવને મારા ગાલની—મારા શરીરની કોમળતામાં જરાપણ અસ્પૃતી ઉમેરી નહોતી. પણ જીંદગીના પ્રવાસની પહેલી મજલમાંજ મારા આત્માના પૂજ્ય માનેલા પુરૂષે મારી આ રીતે ઇજ્જત કરી!

આ ભીખારણ રાજકુમારીની વાતો હું કોઇ સ્વપ્નમાં ગુમ થયેલા માણસની પેઠે સાંભળી રહ્યો હતો. મારી સીગાર કંદી થઇ ગઇ તેની પણ મને ખબર રહી નહોતી. મારૂં મન આ અદભુત કથા કહેનારીની ભાગ્ય-રેખાની ઘટ્ટી જેના હેના અવાજમાં કે કથાનાદર્દમાં મુગ્ધ થઇ ગયું હતું તે હું કહી શકતો નથી. હું મુગ્ધ-શાન્તિથી એ વાત સાંભળતો હતો. પરંતુ જ્યારે આ ભાગ આવ્યો ત્યારે મારાથી કહેવાઇ ગયું. "પશુ જેવો."

નવાબજાદીએ કહ્યું, "પશુ કેમ કહેવાય? શું એક પશુ પોતાના મરણ કાળે પાણીની વેદનાથી શરીર સુકાઇ જતું હોય ત્યારે ત્હેના હોઠ પાસે આવેલા પાણીના પ્યાલાનો અનાદર કરી શકે છે?"

મને લાગ્યું મારે શાન્ત રહેવું એજ ઠીક છે. નવાબની કન્યાએ આગળ ચલાવ્યું.

સાવધાન થતાં પ્રથમ મને બહુ આઘાત લાગ્યો. જાણે મારા મનોરાજ્યની સૃષ્ટિ તૂટી પડી હોય અને ત્હેનો બોજો મારા શિરને દબાવી દેતો હોય. હું જરા દૂર ખસી અને તે કઠીનહૃદયના વીર બ્રાહ્મણને મ્હેં દૂરથી નમસ્કાર કર્યા. મારૂં હૃદય જાણે કહેતું હોય કે, અક્રમની સેવાનો તું અનાદર કરે છે, લિજ્જતીનાં ખોરાકનો ત્યાગ કરે છે, ખનવાનના પૈસાને તુચ્છ ગણે છે, યુવાનીના આલ્હાદ અને સ્ત્રીનો પ્રેમ ત્હેને શદ લાગે



આજે મેં ફરી એ કેશવને જોયા. ત્હેની બુઢીયા સ્ત્રી, પુત્રો, પુત્રીઓ અને પૌત્રો તેની આસપાસ બેઠા હતા.

આગળ જોઈ શકી ત્યાં સુધી મારા અંતરની આગ પણ મને આગળ વધારતી. મને એ આગના દુઃખ કે વિનાશનું ભાન સરખું નહોતું. પણ એ મારા અંતિમ સુખ કે અંતિમ વેદનાની–મારી ફક્ત એકજ આશાની ચીનગારી છેવટે મરી ગઇ. આગ બુઝાઇ ગઇ અને જગતની સામ્પ્રતાની રેતી પર પરેશાન થએલી હું આજે પડી ગઇ. આજે મારા અંતરની એ ચીનગારી સાવ બુઝાઇ ગઇ છે. અને એજ મારી કહાણીનો છેલ્લો ભાગ છે.

મારા મનથી વિચાર થયો કે આ દુઃખની કહાણીનો અંત આમ ન આવે, મે મારી અપૂર્ણ ભાગી તૂટી હિન્દીમાં કહ્યું મારો અવિનય થાય તો મને માફ કરો બીબી સાહીબા તમારી વાતનો અંત જરા વધારે ખુલાસાથી નહીં કહેશો તો મારા અંતરને જે મુંઝવણ થાય છે તે ટળી શકશે.

તે ફરી જરા હસી. મને જણાયું કે ભાગી તૂટી ભાષાની તેનાપર અસર થઈ હતી. જો મેં શુદ્ધ અપકારી ભાષામાં વાત કરી હોત તો મારા અનુમાન પર તે ભરોસો રાખત પણ અપૂર્ણ ભાષાએ તેની વાત જરા ખુલાસા વાર કહેવાની તેને પ્રેરણા કરી. તે બોલી

મને તે બનેલા બનાવ કેશવના ખબર મળતા પણ હું તેને મળી શકતી નહિ. તે બંગાળીઓના વાળીઓના સંઘમાં જોડાયો હતો કોઇવાર પુરમાં જવાતા કે પેટું તો કોઇવાર પશ્ચિમમાં વીજળીની પેઠે તે ઝળકતો. પાછો તે સમયના અંધકારમાં લુપ્ત જતો હતો મેં એક સિપાઈનો પોશાક મળ્યો અને બનારસ ગઇ ત્યાં શિવાનંદ સ્વામી પાસે હિન્દુ શાસ્ત્રોનો અભ્યાસ કર્યો સ્વામી મારા પર બહુ સ્નેહ કરતા અને હું તેમને બાપુ કહી બોલાવતી એમના મ્હોંમાં હિન્દના દરેક ભાગમાંથી બળવાની ખબરો આવતી અને ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કરતા ભયંકર વેદનાથી હું બળવાના સમાચાર સાંભળતી. છેવટે બ્રીટીશ બહાદુરે હિન્દુસ્તાન સમસ્તમાંથી બળવાના અગ્નિને હોલવી નાખ્યો કમ્પનીનો વિજય થયો.

તે પછી મને કેશવના વધુ ખબર ન મળ્યા યુદ્ધના લાલ અગ્નિમા મારા આત્માના ક્ષિતિજમાં જે ભીષણ મૂર્તિઓ અને કલ્પનાઓ ખડી થતી તે ધીરે ધીરે અંધકારમાં સમાઇ ગઇ મે માગ ગુરૂનું ઘર ત્યજ્યું અને ગામે ગામ શહેરીએ શહેરી દ્વારે દ્વારે હું કેશવની શોધમાં ભટકવા લાગી. હું એક પછી બીજા યાત્રાના સ્થળે ગઈ પણ તેની ભાળ ન મળી જે થોડાક તેને ઓળખતા તેઓ કહેતા કે કાતો તે રણમાં મરણ શરણ થયો હશે અથવા બળવા પછી ચાલેલા લશ્કરી કાયદાનો ભોગ થયો હશે. મારા અંતઃકરણમાં દૂર દૂર વાગનો રણકાર જાણે મને કહેતો હોય કે આ કેમ કરી બની શકે? કેશવ આ સંસારમાં નહોય એ કેમ બને? તે આત્મા–તે અગ્નિનો તેજસ્વી અંગાર શાનો બુઝાઈ જાય શકે! એ અગ્નિ દૂર દૂર જગાના કોઇ ખુણામાં મારા જીવન અને આત્માનો સાથી પેલા જરૂર પ્રકાશતો હશે!

હિન્દુ શાસ્ત્રોમાં એવું છે કે તપ અને ત્યાગથી શુદ્ર બ્રાહ્મણ થઇ શકે છે પણ મુસલમાન બ્રાહ્મણ થઇ શકે એવું કોઇ શાસ્ત્રમાં નથી મને એમ લાગ્યું કે હું કેશવને મળી શકું તે પહેલા મારે બ્રાહ્મણ થવા ઘણો ભોગ આપવાની જરૂર હતી આ રીતે મારા દુઃખી જીવનના ત્રીશ વરસ વીતી ગયાં.

મારા જીવનમાં મારા વર્તનમાં મારા મનથી હું બ્રાહ્મણ બની ગઈ મારી કોઇ માતામહીમાંથી ઉતરેલું બ્રાહ્મણ લોહી મારા જીવનમાં–મારી રગોમાં–સંસ્કારોમાં. મારા વિચારોમાં વહેવા લાગ્યું.



# મધુર મિલન.

લખનારઃ—રા. ડાહ્યાભાઈ દિ. રાવલ.

ચિત્રકારઃ રા. રવિશંકર પંડિત

મારા પિતાની આર્થીક સ્થિતિ સારી હતી અમદાવાદમાં કેમ્પમાં અમારો મોટો બંગલો હતો. અમારે ત્યાં ગાડી ઘોડા નોકર ચાકર પણ હતા, હું મારા પિતાની ઘણી વ્હાલી પુત્રી હતી મારી માતાનો પણ મારા ઉપર અત્યંત પ્રેમ હતો

હું માતાપિતાના અત્યંત પ્રેમ વચ્ચે તથા સુખ વૈભવમાં ઉછરેલી હોવાથી એક વાત સર્વથા ભૂલી ગઈ હતી. મારા માબાપ પણ એ વાત વિસરી ગયા હતા. મારૂં સાસરૂ ખેડાથી થોડે દુર આવેલા માતર નામના એક ન્હાના ગામડામાં હતું. મારા સ્વામી તથા સસરાજી કેટલાક વખતથી પોતાના ગામમાં રહેતા હતા. જો કદાપિ કોઈ ગરીબ કન્યાને માટે એવું દરિદ્ર સાસરૂ હોત તો સારૂં. પણ મારા જેવી સુખ સંપતીમાં તથા માબાપના અસાધારણ સ્નેહમાં ઉછરેલી કન્યાને એવી ઝુંપડીમાં-એવા ગરીબ પતિને ઘેર જવું કેમ ગમે!

મારા સાંભળવા પ્રમાણે જ્યારે મારૂં લગ્ન થયું, ત્યારે મારા સસરાજીની સ્થિતિ સારી હતી. અમદાવાદમાં તેમનો વેપાર ધમધોકાર ચાલતો હતો તેમને ત્યાં ગાડી ઘોડા નોકર ચાકર સઘળું હતું. પરંતુ ભાગ્ય દેવીની અવકૃપાને લીધે તેમને વ્યાપારમાં મોટી ખોટ આવી તેઓ એકદમ નિર્ધન થઇ ગયા તેથી શહેર કરતાં ગામડામાં ઓછું ખર્ચ આવે તથા પોતાની જે થોડી ઘણી જમીન હતી તેની ઉપર દેખરેખ પણ રાખી શકાય એ હેતુથી તેઓ અમદાવાદનો ત્યાગ કરી પોતાને ગામ માતર રહેવા જતા રહ્યા હતા. મ્હારા લગ્ન પછી કેવળ એકજ વખત હું સાસરે ગઈ હતી. એ પછીથી ઉપરોક્ત બનાવ બન્યો હતો તેથી મારા સાસરીઆંના માણસોના મનમાં એવો સંશય બંધાઇ ગયો હતો કે, નવી વહુનાં પગલાં સારાં નથી એ કારણથી તેઓ મને પોતાને ત્યાં તેડી જવાના કંઇ પણ પ્રયત્ન કરતા ન હતા. મારા પિતાજીએ પણ પોતાની પ્રિય પુત્રી ને એવા ન્હાના ગામડામાં નિર્ધન સાસરીયામાં મોકલવાની ઇચ્છા દર્શાવી નહિ!

એવી સ્થિતિમાં મ્હારે પિયરમાંજ રહેવું પડ્યું કે કે એમાં મ્હારો પણ થોડો ઘણો દોષ હતો એ દોષ મ્હારી આણસમજ ને લીધે હોય કે પછી સુખ સંપત્તિમાં ઉછરેલી હોવાને લીધે હોય તે હું કહી શકતી નથી પરંતુ એ વખતે મને ભાંગી તુટી ઝુંપડીમાં રહેવા કરતાં મ્હારા બંગલામાં રહેવું વધારે ગમતું હતું ઇશ્વરની આપેલી કુદરતી દયા કરતાં વિદ્યુત પ્રતિથીચાલતા પંખા-ની કૃત્રિમ હવા વધારે ગમતી હતી, એ સમયે મ્હને માબાપના સ્નેહ સિવાય અન્ય તરફ સ્નેહની આકાંક્ષા ન હતી માબાપની શીતળ છાયાને છોડી અન્યની છાયા નીચે જવું ગમતું ન હતું પરંતુ એમાં દોષ મારી અજ્ઞાનતાનોજ હતો કેમકે એ વખતે હું અણસમજુ હતી

મ્હને યાદ છે કે, મ્હારા પિતાએ કેટલાક સગાવ્હાલાંઓની સલાહથી મ્હારા સસરાજીને લખ્યું હતું કે અમારા જમાઇને અમારે ત્યાં મોકલી દો. તેમની ઇચ્છા મારા પતિને ઘર-જમાઇ

વસંત ઋતુનું આગમન થાય છે, એ વખતે વૃક્ષો નવ પલ્લવોથી સુશોભીત થઇ રહે છે. મનુષ્યના સંબંધમાં પણ તેજ પ્રમાણે થાય છે. બાલ્ય કાળ ગાળ્યા ગયા પછી યુવાવસ્થા પ્રાપ્ત થાય છે. એ વખતે મનુષ્ય જીવનમાં એકજ પ્રકારનું પરીવર્તન થઇ જાય છે

એક જ્યોત્સ્નામય રાત્રિએ હું મ્હારી અગાશીમાં બેઠી હતી નીલરંગ આકાશમાં ચંદ્રમા મૃદુ હાસ્ય કરી રહ્યા હતા હું એકજ દ્રષ્ટિએ ચંદ્રમા તરફ જોઇ રહી હતી એટલામાં પાડોસમાં રહેતી મારી સખી લીલા અગાસીમાં આવી. લીલાની ઉમર મ્હારા જેટલીજ હતી તેનું લગ્ન પણ મારી સાથેજ થયું હતુ. તે હજી કાલેજ સાસરેથી આવી હતી આ પહેલા તે પોતાને સાસરે જતી ને હું મ્હારા પિયરમાં રહેતી એ વખતે મ્હને તેના એવા દુર્ભાગ્ય માટે ઘણું લાગી આવતું પરંતુ હમણાં એ ભાવ જતો રહ્યો હતો હવે એમજ લાગતું કે તેને સાસરે જવાનો અધિકાર છે. પરંતુ હું એ અધિકારથી મરંયા વંચિત છુ

લીલા મ્હારી પાસે બેઠી તેના સાસરીયાની વાતો કરવા લાગી તેનો સ્વામિ તેના ઉપર કેટલો પ્રેમ રાખે છે તેનું મન ખુશી કરવા સારૂં કેવી કેવી વસ્તુઓ લાવી આપે છે, એ સિં ને મ્હને કહેવા લાગી સંસારમાં કેટલીયે કલ્પનાઓ સામે જઇ આવે છે! લીલા પોતાના પ્રેમની વાતો કરતા કરતા એટલી બધી હસવા લાગી કે મ્હને એમજ થયુ કે હવે તે ક્યારે અહીંથી જતી રહે કદાચ કોઇ નીચેથી સાંભળતુ હશે તો શુ કહેશે? લીલા પોતાના પોલકના ગજવામાંથી તેના પતિનો પત્ર કાઢીને ચંદ્રમાના અજવાળામાં વાંચવા લાગી ત્યારે મનમાં એમજ થયુ કે લીલા અહિંયા જતી રહે તો સારૂં થાય



દેવ! અપરાધ વિનીતે ક્ષમા કરો!

થોડી વાર પછી લીલા ત્યાંથી જતી રહી પરંતુ મને અગાસીમાંથી જવાનું ગમ્યુ જ નહિ હું ત્યાંજ બેઠી ની ક્રોધથી સમસ્ત શરીર ધ્રુજવા લાગ્યુ તથા અભિમાનને લીધે આંખોમાં આંસુ ભરાઇ આવ્યા શું આ મ્હારૂં અપમાન ન કહેવાય છે?

એ પ્રમાણે હું ઘણી વાર સુધી અગાશીમાં બેસી રહી એટલામાં મ્હારી માતાએ આવી બુમ પાડી—"કરૂણા હજી સુધી અહિં શું કર્યા કરે છે તને ઉંઘ પણ નથી આવતી ગાત

હોતા રહી શકતા. દુધાળ બચ્ચાંઓ માતાની છાતીએ ધાવણુ માટે ખાલીજ વલખાં મારતાં. વિપત્તિકારક પ્રસંગો તો ઘણા જોયા હશે પણ આ દૃશ્ય અત્યંત કરૂણાજનક હતું.

ગેરીબાંધિના અસહ્ય રોગથી તેઓ પીડાતા હતાં. નિર્ધનતા એજ તેમના દુઃખનું મૂળ કારણ હતું. આ દુઃખમાંથી છુટવા જ તેઓ બગીચા છોડી નાશી આવ્યા હતા. તેમને આશ્રય મળે એવું કયાંયે સ્થાન નહોતું. પણ તેમના અંતરમાં પ્રગટેલ અનેરી આશાના એક પ્રબળ કીરણના પ્રકાશ વડે જ તેઓ ધૈર્ય રાખી શકતા. તેઓ આશા ધરાવતા અને નિશ્ચય પુર્વક માનતા કે તેમના દુઃખો ટાળનાર મહાત્મા ગાંધીજી જ છે.

નહેરની બંને બાજુએ તેઓ પડયા હતા. કોલેરાનો ઉપદ્રવ ફાટી નીકળ્યો હતો. જ્યાં ખાવા અન્ન નહોતું ત્યાં ઔષધ ઉપચારની તો આશા જશી ? તો પણ એક આશાનું કીરણ તેમના ગનને સતેજ રાખી શકતું. પુરૂષોમાં આ આશાએ ધીરજ અને ખંત પ્રેર્યાં. સ્ત્રીઓને તો આ પ્રબળ આકાંક્ષા જ થઇ પડી. બંનેનો સબળ ઉત્સાહ કિંચિત અંશે તેમના બાળકોમાં પણ ઉતર્યો. તેમની વિપત્તિમાં સહાય કરવા આવેલ પ્રજાકીય સ્વયંસેવકો તો તેમની આ ઉર્મી જોઇ દંગ જ થઇ ગયા. આપત્તિના પ્રસંગમાં પણ સાધનરહિત કામદારોની કેવી અચળ શ્રદ્ધા, કેવું દૃઢ મન, ખરેખર, આ કંઇક દૈવીજ હતું

મહાત્માજી પોતાના સ્વદેશ–સેવાના કાર્યને પવિત્ર કર્ત્તવ્ય ઉપરાંત ગણતા જ નથી. બીજા તેમને દેવ ગણે એ ઇચ્છતા નથી. પણ મજુરોનો તેમના પ્રત્યેનો ભાવ કોઇ મનુષ્ય વ્યકતી કરતાં દેવાત્મા તરફનો હોય એમ વિશેષ લાગતું. મજુરો માનતા કે ગાંધીજી ને હાથેજ તેમનો ઉદ્ધાર થશે.

જ્યારે આ મજુરોને ચાંદપુરથી ગોલંડો લઇ જવામાં આવ્યા ત્યારે જે પ્રસંગો બન્યા તેમાંના એકાદનું વર્ણન મી. એન્ડ્રુજ આ પ્રમાણે કરે છે.

" હું તુતક ઉપર આમથી તેમ આવજા કરતો હતો ત્યારે એક બાળક તરફ મારૂં ધ્યાન ખેંચાયું. તેની ઉમર બાર વર્ષની હશે. દુષ્ટ કોલેરાનો ભોગ થતાં તે ગાંડ બચ્ચો હતો. હું તેની નીકટ કંઈ વિચારમાંજ ઉભો હતો. અમારી સ્ટીમર જમીનના એક વાંકવાળા ભાગ પાસે થી પસાર થઇ. કીનારો પાસેજ હતો. અહિં કેટલાક છોકરાઓ નાચીકુદી રહ્યા હતા. અમને જોતાંજ તેમણે ગાંધી મહારાજકી જય, ગાંધી મહારાજકી જય, ગાંધી મહારાજકી જયનો જયઘોષ કર્યો.

મેં બીમાર બાળક તરફ જોયું. તેના મુખપર કંઇક અનેરૂં તેજ પથરાયું. અતિ મુશ્કેલીથી તેણે માથું સ્હેજ ઉંચું કર્યું. પોતાના નબળા હાથો હલાવી કીનારેના બાલકોનો સંજ્ઞાથી સત્કાર કર્યો અને પછી તેના તીણા નબળા મંદ સ્વરે બોલ્યો– " ગાંધી મહારાજકી જય. "

તે બાળકની મુખમુદ્રા તો મારા મનમાં હજી પણ રમી રહી છે. આટલી નીર્બળ હાલત છતાં એનામાં એવું કાંઇક દૈવી ( દિવ્ય ) હતું જણે મૃત્યુ ઉપર પણ વિજય મેળવ્યો હતો. તેના આત્મામાં એવી કંઇ અદ્ભુત પ્રકાશમાન શકિત હતી જેને ઉપનિષદો " અનંતાનંદ" ના નામે ઓળખાવે છે.

મારાં નેત્રોમાંથી આ ભક્તિ–ભાવ જોઇ પ્રેમાશ્રુ ઝરવા માંડ્યા, અને મને નીચેના શ્લોકનું સ્મરણ થયું.

असतो मा सद गमय
तमसो मा ज्योर्ति गमय

અસત્યમાંથી મને સત્યમાં લઇ જા. અંધકારમાંથી મને પ્રકાશમાં લઇ જા. મૃત્યુથી બચાવી અમરત્વ અર્પ.

બીમાર બાળકની અચળ શ્રદ્ધામાં સર્વવ્યાપક ઇશ્વર જ પ્રકાશમાન થયો હતો.

આવા પ્રસંગથી કોને એમ વિચાર ન આવે કે હિંદના વિશાળ વિસ્તારમાં વસતાં "જનસમુ-

હમાં જે નવી જાગૃતી, નવું ચેતન આવ્યું છે તે એક મહાન ધાર્મિક ભાવનાનું જ રૂપ ન હોય !

અને ફક્ત રાજદ્વારી ચળવળ લેખી ગરીબો આટલો રસ તો ન જ લે. વળી વિદેશીય શાસન પદ્ધતિ, વિદેશી રાજ્યાધીકારીઓ અને સ્વાર્થી શ્રીમંતોના જુલમ અને દોર નીચે પીડાતી રૈયત હવે ઇશ્વર શીવાય કોની પાસે સહાય માગે !

અઢારમી સદીમાં ફ્રાન્સમાં વિપ્લવ થયો ત્યારે ણી જ ઘટના હતી. રાંક રૈયત અમલદારો ને ધનાઢ્યોના આપ ખુદી મતલબી દોરથી જ પાની હતી. મોટાઓના જનસમૂહ પ્રત્યેના તિરસ્કારે ઘણો અસંતોષ ઉપજાવ્યો. આથી લોકોમાં સમાનતા અને ભ્રાતૃભાવની લાગણી ઉત્પન્ન થઇ. અને તેથી જ ફ્રાન્સ આપખુદ અને જુલ્મી રાજસત્તામાંથી છુટયું.

આજ સુધી સ્વતંત્રતાની લડત ફક્ત થોડાઓ જ લડતા. હવે તો હિંદના લાખો લોકો તેમાં ઉલટ ભર્યો ભાગ લે છે. લાંબી ઉંઘ અને ઘોર અજ્ઞાનમાંથી તેઓ જાગ્યાં છે. મહાત્માજી જરૂર મુક્તિ અપાવશે એમ ગરીબો દૃઢતાથી માને છે. તે મુક્તિ પ્રાપ્ત કરવા અર્થે લોકો દીન બની, ઉત્સુકપણે અને કરૂણ રીતે પોતાનું સર્વસ્વ-જીવન સુદ્ધાં મહાત્માને ચરણે આપવા તૈયાર છે.

ગરીબ અને મધ્યમ વર્ગ, મજુરો અને કામદારો, અન્ત્યજ અને અન્ય અસ્પર્શ્ય જાતીએ પોતાનો ડર તજ્યો છે. મનુષ્ય તરીકેના સાદાં હક મેળવવા તેમનામાં કંઇક નવી હીમત આવી છે.

આમ ગામમાં ગરીબ ખેડુતો અને અજ્ઞાન કામદારો તેમની પાસે અમલદારો અને અન્ય સરકારી નોકર વર્ગ જે હેરાન કરે છે અને ટીકટ દાક્ષિણ્યા તથા ચીજ વસ્તુ પડાવે છે અને ફોકટ મહેનત કરાવે છે તે જુલમની સામે થવા તથા સામાજીક બાબતમાં સમાજના કહેવાતા ઉચ્ચ વર્ગોએ ગરીબોને નિર્ધન બનાવી તેમને હલકી પંક્તિના અને કેટલાકને અસ્પર્શ્ય (અસ્પૃશ્ય) ગણ્યા છે તે અન્યાયની સામે થવા હીંમતવાન થયા છે.

પટના સ્ટેશનપરના પ્રસંગનું વર્ણન આપતાં મી. એન્ડ્રુઝ લખે છે.

"ગોરખપુરથી પાછા વળતાં હું પટના સ્ટેશને ઉભો હતો. સંધ્યા સમય પડી ગયો હતો. આકાશ વાદળાથી ઘેરાયેલ હતું, પણ કયાંક ક્યાંક ખાસ્ત થતા સૂર્યના સોનેરી કીરણો કાળા વાદળાને ભેદી પ્રકાશ નાંખતા. હું વિચારમાં ઉભો હતો ત્યાં મને મળવા ઘણા ભેગા થયા.

રેલ્વેના વિવિધ નોકરો-પોર્ટરો, હમાલો, ભંગીઓ વગેરે જેને 'હલકા નોકર વર્ગ' તરીકે ગણે છે તેનું એક નાનું ટોળું મારી આસપાસ વીંટાઇ વળ્યું. સર્વેએ હાથ જોડી વંદન કર્યું. પછી તેઓમાંથી એકે અત્યંત ગાંભીર્યતાથી 'ગાંધી મહારાજકી જય'નો ધ્વની કર્યો. અન્યોએ હાથ ઉંચા કર્યા અને આ ધ્વનીમાં સાદ મેળવ્યો. સંધ્યા સમયે આ ગાંધીજીની આરતી જ હતી તો !

મહાત્માજીની ચળવળના પ્રતાપે ઉભી થયેલ મુક્તિની આશાએ રેલ્વેના નોકરો અને ચાના બગીચાના કામદારોનું જીવન ઉત્સાહથી ભરી દીધું છે. પહેલાના નિઃરસ ને નીરાશ જીવનમાં મુક્તિની આકાંક્ષાએ નવું ચેતન પ્રેર્યું છે. દુઃખના ખાડામાંથી જીવનના રસ ઝરણો વ્હેવા માંડયા છે, ૩૫ વર્ષ લગી કોન્ગ્રેસ જે કરવા અસમર્થ નીવડી તે એક વ્યક્તિએ ટુંક સમયમાં કરી બતાવ્યું છે. કેળવાયલાઓની કોન્ગ્રેસ સુશિક્ષિતોની જ સભા પુરી થઇ-હવે તો જન સમૂહની સમિતિ-લોકોની મહાસભા ભરવાની છે અને સ્વરાજ્ય ઝુંડો ફરકાવવાની છે.

સુંદર સમૃદ્ધીથી ભરપુર કેપરનમ અને બેથસૈદાના શહેરો કરતાં ક્રાઇસ્ટ ગેલીલીના ગરીબ ખેડુતો પાસે જવા પસંદ કર્યું. શ્રીમંતોને બાજુએ મૂકી રંકોને જ આશીર્વચનો આપ્યા ને કહ્યું કે "ગરીબો

પર પ્રભુની કૃપા છે, કારણ કે સ્વર્ગનું રાજ્ય તેમનું છે." કાઇસ્ટ દોલતવાનોથી દૂર જ રહ્યા. દુષ્ટ અને પાપી ગરીબોનો તે સાથી બન્યો. ગરીબો નિરાધારો–પોતાના દુષ્કૃત્યો માટે ઘણું ખમે છે. પણ શ્રીમંતોના કેટલાંયે અઘોર પાપો પર ઢાંક પીછોડાનો પડદો ફરી વળે છે તેની કોણ ના પાડી શકે ?

પોતાના બંધુઓના દુઃખમાં સાદું જીવન ગાળી તેમની ગરીબીને–આપત્તીને પોતાની ગણી તેમા ભાગ લેનાર ગાંધીજીના ગરીબો ભક્ત જ બની રહે એમાં શક શો ? સર્વે પ્રત્યેના સમાન ભાવથી જનસમૂહ મહાત્માજી પ્રત્યે ખેંચાય એમાં આશ્ચર્ય શો ?

ગરીબ જનસમૂહની આ જાગૃતી ઘણી અર્થ-સૂચક છે. કાર્લાઇલ્સ લખે છે કે ફ્રેન્ચ વિપ્લવ પ્રસંગે જનસમૂહે અમલદારો અને કારકુનોને કહ્યું હતું કે જો તેઓ સરકારનો પક્ષ તજી લોકોનો પક્ષ નહિ લેશે તો હવે પછીના સરકારી નોંધ–પત્રકો ના પાના માટે તેમનીજ ચામડીનો ઉપયોગ કરવામાં આવશે.

આજે હિંદમાં રાજકીય, સામાજીક અને ધાર્મિક યુદ્ધ ચાલી રહ્યુ છે. હિંદીઓ શાંતિપ્રિય છે. અસહયોગમાં અહિંસાનું તત્વ પ્રધાન છે એટલે ફ્રેન્ચ વિપ્લવ જેવું તો અહિં ન થવુ જોઇએ.

૧૯૧૯ મા પંજાબમાં રમખાણ પ્રસંગે મી. એન્ડ્રુએ એક અમલદારને શાંતીઅર્થે દંડક કરવા કહ્યું. અમલદારે કહ્યું, આ નિગતોથી ભરપુર નોંધ પોથીઓ જુઓ" આ સાંભળી મી. એન્ડ્રુએ તો ફ્રેન્ચ વિપ્લવના, પ્રસંગનીજ યાદ આપી છે.

શ્રીમંતાઇ ને ગરીબાઇના સંયોગ માટે સાદાઇ અને ત્યાગ પ્રીતિની જરૂર છે. મી. અબ્બાસ તૈયબજીએ ખાદી ધારણ કરી અને પછી મહાત્માજીને લખ્યું

"આ ફકીરના વસ્ત્રોએ બધી અડચણો દુર કરી છે. હવે સ્ત્રી પુરૂષો મને મળવા મુદલ અચકાતાં નથી. વિદેશીય લેબાસ મને જનસમૂહથી કેટલો વેગળો રાખતો તે હું જલદી જાણતે તો !"

સરકારે જાણવુ જોઇએ કે દેશનો આત્મા ખળભળી રહ્યો છે–અને દમનનીતિ ખરો ઉપાય નથી.






ચિત્રકારઃ શ્રી. સુંદરલાલ ચોરસકર.

સ્થળ—સડક.

શ્રી. દિલજલા વર્તમાનપત્રોનું પડીકું લઇ પ્રવેશ કરે છે.

દિલઃ—વર્તમાનપત્રોવાળા શાથે કોણ જાણે શું દુશ્મની હતી કે મારી ખાસી ભલી સ્ત્રીને લેખિકા બનાવી સત્યાનાશ વાળી નાંખ્યું. લોકો કહે છે ખુશીની વાત છે કે તારી સ્ત્રી આટલે દરજ્જે કાબિલ થઇ. હું કહું છુ કે મ્હારા શત્રુઓની સ્ત્રીઓ પણ એવી કાબિલ થઇ જાય! હું ભુખ્યો તરસ્યો ઓફીસથી ઘેર આવ્યો અને તે કમબખ્તે એ નાદિરશાહી હુકમ કરી પાછો ધક્કો કાઢ્યો કે હમણાજ જઇને કોઇ સારા લેખક પાસેથી કવિતા અથવા લેખ લખાવી મારા નામે છપાવવા "નવીન પત્રિકા"ના શીરનામે રવાના કરી પછી ઘરમાં પગ મૂકો. કારણ કે તમે ઘેર આવી રકજક કરી મારૂં મગજ બગાડી નાંખ્યું, અને મેં વિચારેલું કાવ્ય આ ગડબડ જાલામાં ભૂલાવી દીધું. હે ઇશ્વર! હવે હું લેખક શોધવા ક્યાં જાઉં! જ્યાં જોઉં ત્યાં હરકત જ નજરે પડે છે. કોઈ કહે એકાદ પુસ્તક લાવો તો મૂળ લેખકનું નામ સફા ચટ ઉડાવી આખું અવનું આમાંતર કરી દઉં. કોઇ કહે બેચાર લેખ લાવો તો તેના પગ માથું ભેગા કરી સફાઇથી એક નવો લેખ તૈયાર કરી આપું, અને ભાઇ એવા કહેણ મૂકી દઉં કે ન કોઇ વાંચે અને ન કોઇ અર્થ કરે કે જેથી ભેદ ખુલી જાય. પણ આ વખતે હું પુસ્તક કે બેચાર લેખો ક્યાંથી લાવી શકું? ભૂખથી પ્રાણ નીકળી જાય છે. વર્તમાન પત્રોના બંડલ! હવે તો તારો આસરો છે. ચાલ તને ગાંધીને હવાલે કરી જે મળે તેમાંથી થોડું ગોળ ખાઇ પાણી તો પી લઉં. એજ કારણે ઘરમાંથી તારી ચોરી કરી છે. આગળ જોયું જશે. હે પ્રભુ કોઇ લેખકથી મેળવી દે જે મારી મુશ્કેલી ટાળી શકે!

( ગડબડનું આવવું. )

દિલ—કેમ ભાઇ, તમે કોણ છો?

ગડબડઃ—હું રહમજ્યો. આપ મનેજ કંઈ પૂછી રહ્યા છો. ભૂલ થઇ ગઇ. માફ કરજો સાહેબ!

દિલઃ—હા હજરત જરા સાંભળો. હું આપને જ પૂછું છું.

ગડબડઃ—( અહીં તહીં જોઇને ) શું મને બોલાવો છો?

દિલઃ—હા સાહેબ, હા. આપ મને કોઈ કવિનું ઠેકાણું બતાવી શકશો!

ગડબડઃ—એક નહિ સેંકડોના.

દિલ—તો મહેરબાની કરી બતાવો કે એ લોકો ક્યાં મળશે!

ગડબડઃ—સીધા પાગલખાનામાં ચાલ્યા જાઓ!

દિલઃ—અને લેખકો?

ગડબડઃ—કાંઇ હાઉસમાં અથવા દરિયા કિનારે.

દિલ.—મશ્કરી મુકી દો. હું સાચું કહું છું કે મને એ લોકોની સખ્ત જરૂર છે.

ગડબડઃ—હું પણ સાચું જ કહું છું. તમે ત્યાં સુધી જવાની તસ્દી તો લ્યો પછી મારા કહેવાની સચ્ચાઇ કે જુઠાઇની ખબર પડશે.

દિલઃ—મને વિશ્વાસ નથી આવતો.

ગડબડઃ—હું તો પ્રથમથી જ સ્હમજતો હતો કે તમે મને નથી પૂછતા. નહિ તો વિશ્વાસ ન આવે એ મને જ કેમ ?

દિલઃ—(સ્વગત) અજબ ખોપરીનો માણસ છે, પરંતુ એના એ અજબ દિમાગમાં જ મારા મતલબની વાત દેખાય છે. (પ્રકટ) કેમ ભાઇ ચાલતા થયા ? અરે મને ગોટલું તો બતાવતા જાઓ કે હું કવિઓ અને લેખકોને કેવી રીતે ઓળખી શકું ?

ગડબડ—શું કહ્યું ? કેવી રીતે ઓળખી શકું ? બહુ જ સહેલી તરકીબ છે. સાંભળો ! કવિઓની આંખ ખોપરીમાં હોય છે જેથી તેઓ આસ્માન શિવાય બીજી કોઇ વસ્તુ જોઇજ શકતા નથી. અને લેખકોની આંખો પાછળ હોય છે એટલે તેઓ પાછળની વાતો જ જુએ છે. આંખ સ્હામેની વસ્તુ તેમની નજરે જ નથી ચ્હડતી.

દિલઃ—આ તો બાળપણમાં સાંભળેલી ભુતોની વાતો જેવી છે. માણસોની એવી વાતો તો નથી સાંભળી.

ગડબડઃ—તો એ લોકો માણસો જ ક્યાં છે ?

દિલઃ—તો પણ મારૂં કામ આવી વાતોથી નહિ થાય. મને સાફ સાફ બતાવી દો કે આજ કાલના અપ–ટુ–ડેટ કવિઓની શું પહચાન છે ?

ગડબડઃ—સાંભળો. જેની આખી ઉમર ગંવારી બોલી બોલવામાં ગુજરી હોય, જેણે જીવન ભરમાં એકવાર પણ ખરૂં કાવ્ય નથી સાંભળ્યું, જેણે સ્વપ્નમાં પણ ભાવાની ખુબી અને ખુમારીનો સ્વાદ નથી ચાખ્યો, જેઓ કવિતાનો આદર્શ માત્ર શબ્દોને બેસાડવાનોજ સ્હમજ્યા હોય, અને પદ બેસાડવામાં ભલે વ્યાકરણનાં કટકા ભુચકા થઇ જાય, ભાવ અને રસ ભલે ખાખમાં મળી જાય, એ વાતોની જે પરવા ન કરે, જે દિલના અનુરાગપર કવિતાને કાયમ કરવાને બદલે ગમે ત્યારે અને ગમે ત્યાં ખુદ કવિતા પર હુમલો કરવાને તૈયાર રહે. પદ બેસાડતાં કાનથી બીલકુલ કામ ન લેતાં માત્રાઓને ગણી ગણી મૂકે અને પચીશ પચાશ વખત શબ્દોનો ફેરફાર કરે, જુના શબ્દોથી જ્યાં કામ ન ચાલે ત્યાં તરત નવા અનાડી શબ્દોની ભરતી કરી લે. એટલાથી પણ કામ ન ચાલે તો સમાસનું પ્રેસીંગ (દબાવ) કરતા જાય. એટલે સુધી પણ ઠીક ન પતે તો ઉપસર્ગોના અહીં તહીં ઘોંચપરોણા કરે. હજી ચણું ઢીલું રહે તો એકાદા રદીઘા પુરાના બેશુનાહ અક્ષરની ટાંગ નિર્દયપણે લંબાવી જરૂર પ્રમાણે ગોઠવી દે. જો મામલો બ્હેકી જાય તો એએક શબ્દોને સીકડી બાંધી કવિતાના સંચામાં બોરસી સરખા કરી કવિતા મેન્યુફેક્ચર કરી નાખે એ આજ કાલના અપ–ટુ–ડેટ ખડી બોલીના–ગદ્યાપદ્ય કવિઓ કહેવાય છે.

દિલઃ—ઓ હો ! જ્યાં આવો દબાવ, અને ઠુંસઠાંસ થાય ત્યાં ભાવ, રસ અને લાલિત્ય ક્યાં રહી શકે ?

ગડબડઃ—પણહમણા કવિતામાં રસ અને ભાવાની ખુબીની જરૂરત પણ શું છે ? એ તો હવે પુરાની ફેશનની વાત થઇ.

દિલઃ—એ કેમ ?

ગડબડઃ—જેમ જલપાનમાં મધુર અમૃતીનું સ્થાન સુકી રોટીના ટોસ્ટે લીધું; ઠંડાઇની જગ્યા સોડાએ લીધી. અત્તરની જગ્યા લવન્ડરના પાણીએ લીધી, બેલા અને ચમેલીની જગ્યા વિલાયતી ફુલોએ લીધી, તેમજ કવિતાની જગ્યા હમણા તુક બન્ધીએ લઇ લીધી છે.

દિલઃ—તમે કંઇક વિચિત્ર અર્થની વાત કરો છો.

ગડબડઃ—એ કેમ?



મટભટઃ—નહિં ભાઇ હું કસમ ખાઈને કહું છું કે હું કવિ નથી.
રિવ.—અને હું પણ કસમ ખાઈને કહી શકું છું કે આપ કવિ નહિં તો લેખક જરૂર છો

દિલઃ—કેમકે તમારી ઘણી વાતો મારી સમજમાં ઉતરતી નથી. જેવી કે વ્યાકરણના કટકા, ચુથકા કરવા પ્રચલીત શબ્દોની ખેંચતાણ કરવી, નવા શબ્દોને અનાડી કહેવા.

ગડબડઃ—વર્તમાનપત્રો વાંચ્યા કરો ! એ વાતો ભરપૂર જોશો. બધી પોતાની મેળે સમજમાં આવી જશે.

દિલઃ—પણ હમણા કંઈક તો સમજાવો.

ગડબડઃ—હું શું સમજાવું ! હું કંઇ કવિ નથી. પણ હજારો હજાર શુકરાના છે. આજકાલના કવિકુલ દીપકોના જેમણે આમ કરી દુનિયાને બતાવી આપ્યું છે કે દરેક માણસ કવિ થઇ શકે છે. કવિ કુદરતી નહિ પણ બનાવટી થઈ શકે છે. એ લોકોએ એમ પણ ડંકા વગાડીને જાહેર કરી દીધું છે કે ખડી બોલી કે કોઇપણ બોલીમાં કવિતા કરવામાં તેની કંઇ ખાસ લાયકાતની જરૂરજ નથી. જે માદરી જબાન હોય કે નહિં હરએક શબ્દનું તોલ કે માપ એટલે કે તેમાં કેટલી શક્તિ છેઅને બીજા શબ્દો સાથે મળવાથી તેની શક્તિ કેટલી વધે છે અથવા કેટલું કમિપણું આવે છે, એનાથી કયી ભાવનાઓ વધારે ઠીક પ્રકટ કરી શકાય છે, કયા શબ્દોના સાથે મેળ ઠીક થાય છે, અને કયા બે મેલ કઠોર થઈ જાય છે, આ સર્વ વાતોની જરૂરીયાત હાલ જૂદી કરી નાંખવામાં આવી છે. આ બધા ઝગડા બખેડા હતા. એ વાતો ઉપયોગી હોવાનો એક સમય હતો.

દિલઃ—મને માફ કરજો. એક વાત વધુ સમજાવી દો. જ્યારે આ વાતોની જરૂર હતી ત્યારે કેમ હતી ? કવિતામાં માદરી ભાષા અથવા એ ભાષાની લાયકાત અને શબ્દોના મેળ માપથી શું ફાયદો થઇ શકે છે ?

ગડબડઃ—વાહ જનાબ વાહ તમેં તો બાવની ખાલ ઉતારવા માંડ્યા. 'કાંટાઓ દૂર થઈ ગયા. હવે દાટેલા મુરદાને કાં ઉખેડો છો ? છતાં સમજો, જ્યારે તમે વાતો કરો છો ત્યારે શબ્દો દ્વારા બીજાના મન પર તમારા મનના ભાવો ઠસાવો છો. પણ કેવળ તમારા શબ્દો ભાવ દર્શાવી શકતા નથી, અવાજનો ઉતાર ચઢાવ, ચહેરાની રંગત, હાથની ચેષ્ટાઓ, આંખના ઇશારા એ સર્વ તમારા ભાવ પ્રકટ કરવામાં મદદ કરે છે. પણ જ્યારે તમે પત્રમાં કોઇને, તમારા દિલની હાલત લખવા બેસો છો તે વખતે વાંચવા વાળાની સામે નથી તમારી જાદુ ભરી નિગાહ, નથી દિલને પિગળાવનાર અવાજના ઉતાર ચઢાવ, નથી ચેહરાની રંગત, માત્ર કાગળપર સુકા શબ્દો હોય છે. એ શબ્દોપર જ ભાવોનો આધાર ઓજો હોય છે. જ્યાં સુધી તમને ભાષાનું પુરૂં જ્ઞાન ન હોય, અને શબ્દોની અસર પારખવામાં તમે પૂરા કામિલ ન હો,ત્યાં સુધી કેવળ શબ્દોનો આસરો લઇ તમે તમારા દિલનો હાલ ઠીક રીતે જાહેર નથી કરી શકતા. માદરી ભાષા હોવાથી એટલો લાભતો ચોકસ થાય છે કે આપણે ખાસ પ્રયત્ન કર્યા વિના શબ્દોની શક્તિ અને કોમળતા પોતાની મેળે જ શીખતા જઇએ છીએ. અને જે વખતે જેવી ભાવના અંતરમાં હોય છે તે વખતે તે જાતના શબ્દો પોતાની મેળે બોલાય છે. તો પણ તે વધારે ખૂબીથી આપણે દર્શાવી શકીએ એટલા માટે લાયકાતની જરૂર છે. કવિતા તો ભાવનાઓની જ રમત છે. જ્યાં સૂધી કવિ ભાષાને મુઠીમાં નહિં કરી લે ત્યાં સૂધી તેના દિલમાં કંઇક હશે અને શબ્દમાં કંઇક આવશે. ભાવ દિલના દિલમાં રહી જાય છે. જો ભાષામાં ખૂબી ન હોય તો ભાવ ક્યાંથી આવે ? જો ભાવ ન આવે તો રસ ક્યાંથી હોય ? દુનિયામાં એવી કઇ ભાષા છે જેમાં રસ ન આવી શકે ? કહેવા વાળો જોઇએ. રસનોતો સાગર ઉભરાય છે. ભલે ખડી બોલી હોય કે પદ બદ્ધ.

દિલઃ—બસ જનાબ બસ. મેં આપને ઓળખી લીધા. આપ જ કવિ છો. અગર કવિ નહિ તો લેખક હોવામાં તો કંઇ શક જ નથી.

ગડબડઃ—એ કેમ !

દિલઃ—તમારી વાતોથી.

ગડબડઃ—( સ્વગત ) પ્રભુ ! બંબોલાનાથની સંગતની મારાપર અસર તો નથી થઇ !

દિલઃ—આપના વિસ્મય અને વિચાર સાફ જાહેર કરે છે કે આપ કોણ છો.

ગડબડઃ—નહિં ભાઇ હું કસમ ખાઇને કહું છું કે હું કવિ નથી.

દિલઃ—અને હું પણ કસમ ખાઇને કહી શકું છું કે આપ કવિ નહિં તો લેખક જરૂર છો.

ગડબડઃ—( ચાલતો થાય છે ) આજકાલ કોઇની સાથે વાતો કરવી એ પણ મુસીબત છે.

દિલઃ ( પાછળ જાય છે ) ચાલો જ્યાં જવું હોય ત્યાં હવે તો આપ ને મૂકી નથી શકતો. સદ્‌ભાગ્યથી આપનો મેળાપ થયો છે.

, ગડબડઃ—( ઊભો રહી ) ઠીક, પણ લેખકને મળી તમે શું કરશો !

દિલઃ—પ્રથમ તો તેમની પાસે હાથ જોડીશ. ઇજ્જત કરીશ. ખુશામત કરીશ. પછી—

ગડબડઃ—( પાછો ફરી ) વાહ વાહ ! લાવો હાથ આટલો વખત સુધી કેમ ન કહ્યું !

દિલઃ—હું તો પ્રથમ જ આપને ઓળખી ગયો હતો.

ગડબડઃ—અને મેં પણ હવે જાણી લીધું કે આ વખતે લેખક બનવામાંજ ભલાઇ છે.

દિલઃ—ઠીક પહેલાં કૃપા કરી આપનું નામ તો બતાવી દો !

ગડબડઃ—અરે નામ ન પૂછો, નહિં તો અહીંથી જ ગડબડાધ્યાય શરૂ થઈ જશે. એટલી જ સાબીતી બસ છે કે આ લેખો ( લેખોનું બંડલ બતાવે છે ) મારા લખેલા છે, અને રોજ આટલા લેખો હવાઇ ખાતાને હવાલે કરૂં છું.

દિલઃ—(પરબીડીયાં જોઇ) શું આપજ મહાત્મા બંબોલાનાથ છો ?

ગડબડઃ— જે સમજો તે.

દિલઃ—તો એક લેખ મને પણ આપી દો !

ગડબડઃ—( સ્વગત ) આ તો ઠીક થયું.

દિલઃ—હાથ જોડી કહું છું હુમણાંજ લખી આપો.

ગડબડઃ—એથી પણ વધારે શું ! ચાલો ઈમ્તીહાન લેવા લાગો.

દિલઃ—હું આપના પગપર ટોપી મૂકું છું.

ગડબડઃ—બસ જનાબ આપની ખુશામત વાપસ લો નહિ તો મારે બંબોલાનાથની પદ્દિ વાપસ કરવી પડશે.

દિલઃ—ગમે તે થાય પણ લેખ લીધા વિના હું તમારો પીછો છોડવાનો નથી.

ગડબડઃ—કેમ સાહેબ, આપ કોઇ નવા સંપાદક તો નથી ને કે સૌની પાસેથી મારી મારી લેખ લખાવતા ફરો છો ?

દિલઃ—નહિં ભાઇ અસલ વાત એ છે કે મારા બીબી સાહેબાને પહેલાં ફક્ત અખબાર વાંચવાનો શોખ હતો. વાંચતાં વાંચતાં થોડા દિવસ થયા પોતે લેખિકા થવાની ધુનમાં આવી. ત્યારથી ભોજન વિગેરે બનાવવાનું છોડી તે લેખજ લખવા મંડી પડી. આજ સવારથીજ કવિતા કરવાની ઉત્કંઠા એકદમ વધી ગઇ. ચાર કલાક સરખું માથું ફેરવ્યું અને એકપર બેઠાડીશકી ત્યાં આફતનો માર્યો હું ઘેર જઇ ચડ્યો. જરા રકઝક થઇ, આ ગોલમાલમાં તે પોતેજ પદ ભૂલી ગઇ. પછી તો જનાબ ન પૂછો વાત ! તે રોવા લાગી અને કહ્યું કે સવારની ટપાલમાં લેખ કેમ મોકલી શકું ! તમે આવી મારૂં દિમાગ એવું બગાડી નાંખ્યું કે હવે તેમાં એક શબ્દ પણ નથી પેસતો હાય ! કવિતાને બદલે એક લેખ પણ મોકલી શકત તો ચાલતે આ જોઇ મારી બોબડી બંધ થઇ ગઇ. મેં તેની સાથે વાયદો કર્યો કે લેખ જેમ બને તેમ આજજ કોઇ સારા લેખક પાસે લખાવી તારે નામે મોકલી પછી ઘેર આવીશ. એટલા માટે ભાઇ આપની આટલી ખુશામત કરી રહ્યો છું.

ગડબડઃ—જુઠું તદ્દન જુઠું. તમે તો લેખ પોતે પણ લખી શકો છો.

દિલઃ—શું કહ્યું ?

ગડબડઃ—તદ્દન સાચું. એવી તરકીબ બતાવું કે લેખનો લેખ તૈયાર થઈ જાય, ખીણી બન્ને વખત રાંધી તમને જમાડે (સ્વગત) અને મારા ઉપરથી તમારી આ બલા ટળે.

દિલઃ—પણ હું લેખ કેમ લખી શકું ?

ગડબડઃ—આજે તમારા ઘેર જે વાતો બની છે તે તો યાદ છે ?

દિલઃ—શબ્દે શબ્દ.

ગડબડઃ—બસ એજ તમે 'મરદાની ઔરત'ના નામે લખી નાંખો. એને માટે તમારી ઘરવાળીથી વધારે સારૂં ચરિત્ર બીજું કયાં મળે તેમ છે! અને તેનો ફોટો પૂરેપૂરો તમારા શિવાય બીજો કોણ પોંચી શકે ? કેમ કે જે વાતો દિલમાંથી નીકળે છે તે દિમાગમાંથી પેદા નથી થઈ શકિત આ હેવાલ લખી તમારી સ્ત્રીના નામે મોકલો. તે પછી એ લેખપર ખૂબ ગરમાગરમ સમાલોચના લખો. એનો લખનાર પણ તમારા પ્રમાણમાં વિશેષ પક્ષપાતી બીજો નહિ મળે. અને સમાલોચકોને માટે આજ કાલ પક્ષપાથી થવું બહુ જરૂરી છે. સાહિત્યની દૃષ્ટિથી ગુણદોષની પરીક્ષા કરવા લાયકાતની બહુ જરૂર હોય છે એટલે સમાલોચકોએ પક્ષપાતથી લાયકાતનું કામ લેવા માંડયું છે. એ રીતે તમે તમારા દિલનો બધો ઘખારો એ લેખની લેખિકાપર કાઢી શકશો. એમ લખજો કે આ લેખિકાએ **મરદાની ઔરતનું** ચરિત્ર આલેખવામાં સખ્ત ભૂલ કરી છે. સ્ત્રીઓમાં આટલી બેશરમી, કઠોરતા, નિર્દયતા, મરદાનિયત કોઇ કાળે ન હોઈ શકે. આમાં કોઇ એવી વાત નથી જે સ્ત્રીને સ્ત્રી બનાવી શકે. આ બધું લખી મહાત્મા બંભોલાનાથ એટલે મારા નામે કોઇ દૈનિક પત્રમાં મોકલી આપજો અને સાથે એવી સૂચના કરજો કે પેલી ચર્ચા છપાઇ ગયા પછી બે એક દિવસે એ સમાલોચના પ્રસિદ્ધ થાય. પછી એવી સેંકડો સમાલોચનાઓ બીજા બીજા પત્રોમાં પોતે લખાશે. કારણ કે કુવામાં એક મેંઢું પડતાં બધા મેંઢા આંધાની પેઠે તેમાં જઇ પડે છે. મેંઢાનો ન્યાય આજકાલના આપણા સમાલોચકોમાં ઠીક સત્તવાઇ રહેલ છે. આ બન્ને લેખો છપાતાં ઈશ્વર કરશે તો તમારો બગડેલો ઘરસંસાર સુધરી જશે. પછી શ્રીમતીજીને કોઈવાર લેખ લખાવવાની જરૂરત નહિં પડે.

દિલઃ—પરમાત્મા કરે એવું જ થાય ! પણ બગડેલો મામલો કેમ સંભાળાશે તે સ્હમજમાં નથી આવતું.

ગડબડ—બસ હવે મ્હેરવાની કરી જાન છોડો, અને બતાવ્યું છે તેમ કરો. રૂપના ઘમંડી કુરૂપના હાથમાં આરસી આપી ઘમંડ દૂર કરો. પોતાના ચપન અને આરામના રસ્તામાં ઉગેલા કાંટાને ઉખેડી દૂર કરો અને સાહેબ, મારી સલામ કબુલ કરો !

( જાય છે. )

દિલઃ—સલામ ભાઈ સલામ.



# "હું ચાહું છું"—"હું ચાહું છું:"

## વ્હાલી ! કહે—વ્હાલી ! કહે.

લખનારઃ—રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

હું ચાહું છું—હું ચાહું છું
—હું ચાહું છું આવેશથી
જો ચાહું હું વ્હાલી ! ત્હને
તો "ચાહું છું" કહું કાં નહિ?
ઉભરાય અદ્‌ભુત વ્હાલથી
—કાં દિલ ના ખાલી કરૂં?
દિલ "ચાહું છું" કહેવા ચહે
તો મૌન હું શાને ધરૂં?
શું સ્નેહની મીઠાશ કે
મૂગા રહ્યે વધતી હશે?
શું સ્નેહની કે ગ્રાહિની
"ચાહું" કહ્યે કમતી થશે?
જો સ્નેહીને ચાહ્યા વિના
ના ચેન સ્નેહીને પડે,
તો શી મઝા પડતી હશે
સંતાડવામાં સ્નેહને?
"હું ચાહું છું"—"હું ચાહું છું:"
દિલ શબ્દ એ સુણવા ચહે;
કાં દૂર આમ થતી પ્રિયે !
પ્રિય શબ્દ એ કાં ના કહે?
શી મૌન દે તુજને મઝા?
મુજને ખરે ! એ મૂંઝવે;
"હું ચાહું છું"—"હું ચાહું છું:"
વ્હાલી ! કહે—વ્હાલી કહે.

ચાઇનાબાગ, ગિરગામ,
મુંબાઇ,
તા.૨૮:૧૨:૧૯૨૦,



# દુર્ભાગી આયર્લેન્ડ.

લેખકઃ—રા. રંગીલદાસ મ. કાપડીઆ.

આયર્લેન્ડમાંથી આયરીશ સ્વત્વપણાનો જે રીતે નાશ કરવા પ્રયત્નો થયા છે, આયર્લેન્ડનાપીડીત 'યૌવનનો' જે રીતે ધ્વંસ થયો છે એ આપણા હૃદયો કંપાવે છે, આપણામાં અનુકંપા ઉત્પન્ન કરે છે; જ્યારે આયર્લેન્ડના પુત્રોએ—ત્યાંની વીરાંગનાઓએ સ્વાતંત્ર્ય યજ્ઞપર જે બલીદાન આપ્યું છે તે આપણી પ્રશંસા ખેંચે છે. એ અત્યાચારોનો વિસ્તૃત ઇતિહાસ મુંબાઈના જાણીતા દૈનિક અને સાપ્તાહિક હિન્દુસ્થાનમાં ગયે જ મહિને મેં લખ્યો છે એટલે આજે આયર્લેન્ડના એ ઇતિહાસનો એક જુદો જ સફો હું આપવા ઇચ્છું છું. આયર્લેન્ડમાં લશ્કરી કાયદાના અમલ હેઠળ સભ્ય નાગરિકને રહેવું આજે કેટલું મુશ્કેલ થઈ પડ્યું છે. એનો ખ્યાલ લશ્કરી દોર હેઠળ ગયા સાલના હિંદમાંના અમલના અનુભવી હિંદીઓને સહેજ આવશે.

આજે આખા આયર્લેન્ડપર ભયની છાયા પથરાઇ રહી છે. જ્યારે સીનફીનરો શાહી લશ્કર સામે લડાઇ ચલાવી રહ્યા છે ત્યારે સીનફીન સામે સરકારી ફોજ અને પોલીસ એટલી જ સખ્ત દમનનીતિનો આશ્રય લઈ બેઠી છે, આ ત્રાસ વચ્ચે સુલેહશાંતિમાં રહેવા ઇચ્છનારા શહેરીઓ બિચારા પોતાના પ્રાણ પોતાના હાથમાં લઈને—ડરપકડીએ મરણની ધારતીએ ધ્રુજતા—ફરે છે.

કોઇ પણ વ્યક્તિ એ જાણી શકતી નથી કે કયી ઘડીએ એનાપર ધાડ આવે; અને પોતાની હીલચાલનો, પોતાના રાજકીય વિચારોનો હિસાબ સરકારના જાસુસને આપવો પડે. એને ફક્ત વહેમની આધારે પકડવામાં આવે. કોઇ અણજાણ્યો મનુષ્ય ટીકીટીકીને જુએ તો બિચારાને આખો દિવસ ગમગીનીમાં—બેચેનીમાં—ગાળવો પડે. આયર્લેન્ડમાં પ્રત્યેક મનુષ્ય આ પ્રકારની મનોવેદના ભોગવે છે, અને ખાસ કરીને ત્યાંનો સ્ત્રીસમાજ હરએક દેશની સ્ત્રીઓની માફક પોતાના મરદોની સહીસલામતી માટે આખો વખત બેચેન રહે છે.

સરકારની સશસ્ત્ર ફોજ 'મીલીટરી' 'રોયલ આયરીશ, કોન્સટેબ્યુલરી' 'ઑક્ઝીલીઅરી આર આઇ-સી. કોન્સ્ટેબલો' અને કેડેટની બનેલી છે, જે સઘળા ખાસ અમલદારો છે એમની વિરૂદ્ધ, 'આયરીશ રીપબ્લીકન આર્મી'—કે જે સીનફીનનું લડાયક બળ છે, અને જેના સભ્યો કોઇ જાતનો ખાસ પોષાક ન પહેરતાં પ્રસંગવશાત્ સાધારણ નાગરિકોની માફક જ ફરતા રહે છે.

દક્ષિણનો મોટો વિસ્તાર લશ્કરી કાયદાના અમલ હેઠળ છે, અને ઘણાં ખરાં નગરોમાં સાધારણ રીતે રાતના દશ વાગ્યાનો–અને કેટલેક સ્થળે એથી પણ જલદી–સમય નક્કી કરવામાં આવ્યો છે કે જ્યારે ઘંટનાદ થતાં જ નગરજનોએ પોતાના ઘરમાં ગોંધાવુંજ જોઇએ. બેશક આમાં કેટલાક અપવાદો હોય છે, પાદરી મરણ પામતા માણસ પાસે હાજર થઇ શકે, દાકતર માંદાની મુલાકાતે જઇ શકે અને કેટલાક ટ્રામના માણસો પણ બહાર જવાનો પાસ ધરાવી શકે.

આ ધુરબાટ રાખવામાં આવેલો હોવા છતાં, નાગરિકોના દુઃખો તો એટલાંજ રહ્યાં છે. દાખલા તરીકે હમણાંજ ડબ્લીન નગરના એક સાંજના દૈનિકે એ નગરના ડાક્ટરોની મીટીંગ બોલાવી એમને રાત્રીના 'કરફ્યુ' દરમ્યાન જો એમને જરૂરી પ્રસંગે બોલાવવામાં આવે તો એઓ શું કરે એ પ્રશ્ન કરવામાં આવતાં એમણે સ્પષ્ટ જવાબ દીધો કે કોઇપણ સંજોગોમાં "કરફ્યુ"ના સમય દરમ્યાન એઓ પોતાની જીંદગીને જોખમાવવા તૈયાર નજ થાય. એમની ફરિયાદ એ હતી કે શત્રુની નિરંતર શોધમાં રહેતી સરકારી પોલીસ હમેશાં પહેલાં ગોળીબાર કરીને પછીથીજ તપાસ કરવાની રૂઢિનો આશ્રય લે છે.

આનું પરિણામ એ કે બિચારા માંદા આદ-



શ્રી એડવર્ડ ડી. વેલેરા

મીઓને ડાક્ટરી સહાય વિના સડવું પડે છે. એ પણ ખરું કે કોઇ વિરલ નરજ એ કલાકો દરમ્યાન ડૉક્ટરને કે પાદરીને તેડવા જવાની હિંમત ધરી શકે, કારણ કે આખી રાત મહોલ્લાઓમાં પહેરો સખ્ત આવુજ હોય છે.

નાગરિકોને બીજી એક વિટંબના પડે છે તે એ કે કેટલીક વખત સરકારી પોલીસ એમને તપાસ માટે કરફ્યુનો સમય વીતી જવા સુધી રોકી

રાખે છે અને પરિણામે એમને પોતે નિર્દોષ સાબીત થવા છતાં ઘેર જતાં રસ્તામાં કાયદાની સખ્તાઈના ભોગ થવું પડે છે. દાખલા તરીકે થેંડ્રક પર એક બીલીયર્ડ હોલ પર દરોડો પોલીસે પાડ્યો અને તેમાં કોઈ એકાદ બે માણસો પાસે શકમંદ કાગળો પકડાયા. પરિણામે આખા મકાનની જડતી લેવાઈ અને તે સાડાદસ વાગ્યા સુધી ચાલી. આમાં જે લોકો એમ સિદ્ધ કરી શક્યા હતા કે પોતે કોઈ કાવતરામાં સંડોવાયલા ન હોતા એ પણ ફરજીઆત ત્યાં રોકાયા. જ્યારે એ ઘેર જવા નિકળ્યા કે એમાંના મોટા ભાગને લશ્કરીઓએ રાત્રીના બહાર નીકળવાના ગુન્હા માટે પરહેજ કીધા. જોકે એમને બીજી પ્રભાતે મુક્ત કરવામાં આવ્યા, પરંતુ એમના ગરીબ બિચારાં કુટુમ્બજનો આખી રાત એમની સલામતી માટે ચિંતા કરતાં મરી ગયા હશે એનો ખ્યાલ સરકારને ક્યાંથી આવે !

આજ સ્થિતિ નાટક, સીનેમા જેવાં આનંદના સ્થળોની છે. એવાં ઘણાં સ્થળો કાં તો રાત્રીના સાડાદશ પહેલાં પોતાનું કામ બંધ કરે છે કે કાં તો રાત્રીના સાડાદશથી માંડી મળશ્કે પાંચ સુધી આખી રાત્રી પોતાના ખેલ ચાલુ રાખે છે. છતાંએ સરકારી ફોજ મરજીમાં આવે ત્યારે આવાં સ્થળોએ દરોડા પાડી એમનાં આનંદમાં ખલેલ પાડી શકે છે. આવીજ રીતે એક નાચ વેળા આખો પ્રેક્ષક વર્ગ જ્યાં નાચ જોવામાં મશગુલ હતો ત્યાં એકાએક સીપાઈઓએ હુમલો કર્યો, પ્રત્યેક માણસને "હાથ ઉંચા કરો" નો હુકમ મળ્યો. સ્ત્રીઓ ચીસો પાડી ઉઠી. મરદોના ગજવાં વગેરે તપાસાયાં. એટલેથીજ ન ધરાતાં સ્ત્રીઓની જડતી લેવાનો ઇશારો થયો. એક છોકરી બેભાન થઇ. આ બધાના પરિણામે સીપાઇઓ માત્ર બે જણને કેદી તરીકે પકડી ચાલતા થયા; પરંતુ આવા દ્રશ્યો દરરોજ મહોલ્લાઓ અને ગામડાંમાં બનતાં હૃદય ધડકાવે એવા બનાવો સામે કંઇજ નથી. ત્યાં બિચારા શહેરીઓની હાડમારીઓનો છેડોજ નથી હોતો.

જે ભાગોમાં "લશ્કરી કાયદો" જાહેર થયો હોય તે ભાગોમાં માણસ પોતાના ગજવામાં હાથ નાખીને ચાલતો હોય તો તે ગોળીબાર થવાનો જોખમ ખેડે છે. કારણ કોઇ વેળા કોઇ માણસોએ ગજવામાંથી રિવોલ્વર કાઢી તેનો ઉપયોગ કર્યાના બનાવો બન્યા હશે. એટલે ગજવામાં હાથ નાંખવો એ ગુન્હો ગણાયો છે. રસ્તે છાપું ખરીદવા, પૈસા કાઢવા અગર રૂમાલ લેવા ગજવામાં હાથ નાંખવો એ પણ ભાગ્યે જ સલામત હોય છે.

સીનફીનરો સરકારી સીપાઇઓને આવતા જોવા માટે અને જતા આવતા માણસો પર દૃષ્ટિ રાખવા માટે પોતાના માણસો મહોલ્લાઓને નાકે હમેશાં ઉભા રાખે છે, એટલા માટે ઘણા નગરોમાં એવી નોટીસ ચોરવામાં આવે છે કે શહેરીઓએ મહોલ્લાના નાકે ઉભા રહેવું એ જોખમ ભર્યું છે માટે એમ કરતાં ચેતવું અને એ પણ નોંધીશું કે "આર. આઇ.સી" ના માણસો ઘણાંમોટા શહેરોમાં પોતાના યુનીફોર્મ'માં આવતા નથી (જ્યારે એ લોકો પોતાની નોકરીપર નથી હોતા એ વખતે) અને "આર. આઈ. ઓ." ના માણસો તો હમેશા આવા સાધારણ પોષાકમાં ફરતા માણસોની શોધમાંજ હોય છે; પ્રસંગ મળતાં ગોળીબાર કરવાની રાહ જોતાંજ હોય છે. આમાં ભૂલો થાય છે અને અહીં પણ ગરીબ નાગરિકોની કમબખ્તી હોય છે.

સરકારી સૈનિકો ફરિયાદ કરે છે. માણસો છૂપા થયાં હોવાની જાણ હોવાં છતાં ઘણાં નાગરિકો હમને ખબર નથી આપતા; પરંતુ ખરી હકીકત એ છે કે એમની ખબર આપવાની ઇચ્છા થાય તો પણ એમને તેમ કરતાં ડર લાગે છે ! એ લોકો સારી પેઠે જાણે છે કે એની શિક્ષા શું મળે ! એમ ખબર આપવા જનારા ઘણાએ પોતાની જીંદગી ગુમાવી છે.

હમણાં એક ટ્રામગાડી પર દરોડો પડ્યાના ખબર આવ્યા, એ ઉપરથી એ સમજી શકાય છે કે માણસોને કેવા ત્રાસમાં રહેવું પડે છે. શહેરની ટ્રામ પર ધાડ પાડવામાં આવી અને જેવો પહેરો સૈનિક ટ્રામના બારીબારણે ચઢવા લાગ્યો કે એક માણસે પોતાની પડોસમાં બેઠેલી એક, સ્ત્રી ઉપર નીચા નમી એના બ્લાઉઝના



શહેરની ટ્રામપર ધાડ પાડવામાં આવી, અને જેવો પહેરો સૈનિક ટ્રામના બારીબારણે ચઢવા લાગ્યો કે એક માણસે પોતાની પાસે બેઠેલી એક સ્ત્રીના બ્લાઉઝના અંદરના ભાગમાં પોતાની ન્હાની બંદુક ઘોંચી દીધી.

અંદરના ભાગમાં પોતાની નાની "બંદુક" ઘોંચી દીધી. આ તો એટલી ગભરાઈ ગયેલ હતી કે એ તો નાકે હા કંઈ જ કરી શકી નહિ. બધા મુસાફરોની જડતી લેવાઇ, કંઈ મળ્યું નહિ એટલે ટ્રામ ચાલી, પેલા માણસે પોતાનું શસ્ત્ર પાછું મેળવ્યું અને ટ્રામ ઉભા રહેતાં એ ચાલતો થયો.

સોનરીનના રહેઠાણો હોવાનું જણાયેલા કેટલાક ઘરોની તો અવારનવાર જડતી લેવાય છે; અને આવી ભૂલથી ઘણાં શાંત ગૃહોની શાંતિનો ભંગ થાય છે. આયર્લેંડના મહોલ્લામાં કેટલીક વેળા બે ઘરપર એકજ નંબર હોય છે અને પરિણામે ગોટાળો ઉત્પન્ન થાય છે. કેટલીક વખત તો માણસની શોધ માટે શિકારી કુતરાઓનો ઉપયોગ થાય છે. અને જો કુતરો ચૂક ખાઇ ગયો કે કોઇ નિર્દોષ શહેરીને પોતાનું ઘર એક નાકાથી બીજા નાકા સુધી સશસ્ત્ર સૈનિકોને તપાસવા દેવું પડે, એને ન્યાય માંગવા માટે તો રસ્તોજ હોતો નથી. જોકે જડતી દરમ્યાન કંઇ નુકસાન થાય તો તેનો બદલો સરકારી રાહે માંગીયે અને એ કેટલો અને કેવો મળે એ આપણે કલ્પી શકીએ.

શાને એ સુગમ પડી ગયું કે પોતાનું કામ કરી લઈ એનો બધો જોખમ સૈનિકોપર અને આય. આર. એ. ના આદમીઓ ઉપર ઢોળી દેવો. ત્રણ મહિનાની વાતપર ઝવેરીનો ધંધો કરતા એક શહેરીને મુકામે ત્રણ આદમીઓ ગયા અને પોતે છુપી પોલીસના માણસો હોવાનું તથા તે એના ઘરની જડતી લેવા આવ્યા હોવાનું જણાવ્યું, પેલા બિચારાને કંઈ છુપાવવા જેવું નહોતું એટલે એણે પોતાનું આખું ઘર બતાવ્યું. કંઈ જડવા જેવું તો હતું નહિ ! પેલાઓ એની ક્ષમા ચાહી ચાલી ગયા, પાછળથી પાછા આવીને વળી કહ્યું કે "અમને તમારી દુકાન નહિ તપાસવા માટે અમારા ઉપરીએ ઠપકો આપ્યો, માટે તે તપાસવા દેશો ?" આ સ્પષ્ટ કથનથી ભોળવાઇ પેલાએ દુકાન ખોલી. ત્યાંથી પણ આગળની માફક જ પેલાઓ કંઇ પણ મેળવ્યા વિના ચાલી ગયા. પરંતુ પાછળથી જણાયું કે બે જણ પેલા વેપારીની હાજરીમાં તિજોરી તપાસતા હતા તે દરમ્યાન ત્રીજાએ ૨૦૦૦ પૌંડની કિંમતની હીરાની વીંટીઓ પર હાથ મારવા તક લીધી હતી. આ ત્રણ "છુપા દૂતો" વિષે પોલીસ થાણાપર કોઈ કંઇ જાણતું નહોતું.

આમાંએ વળી વીસ અને ત્રીસ વર્ષની વચ્ચેના યુવાનોના ભાગ્યની વાત જ શી પૂછવી? એમને તો બે પાસેથી માર ખમવાનો ! સરકારી પોલીસ શીનફીન ધારી હેરાન કરે અને શીનફીનરો સરકારી સૈનિક ધારીને.

એમની તપાસ એટલી બધી વખત લેવામાં આવે છે કે ઘણા માણસો તો પોતાનો પત્રવ્યવહાર કોઇ વાંચે એ પસંદ ન હોવાના કારણેજ ગજવામાં એક પણ કાગળ લઇ જતા નથી. પરંતુ પોલીસ તો આને પણ શંકાનું કારણ માને છે, અને એવી દલીલ કરે છે કે જે માણસ પાસે એક પણ કાગળ ન હોય, તેને જરૂર કંઇ સંતાડવું જ હોવું જોઇએ. કેટલીક વખત આવા માણસોને તેમનું ઘર દેખાડવાની ફરજ પાડવામાં આવે છે, જ્યાં ઘરની જડતી લેવાય—છતાં છેવટે પોલીસને કંઇપણ ભાગ્યેજ મળે છે, પરંતુ આ દરમ્યાન તે ગરીબ આદમીએ અર્ધા દિવસનું કામ ગુમાવ્યું હોય છે અને તેને માટે પોતાના શેઠને જવાબ આપવાનો હોય છે.

આયર્લૅન્ડમાં પ્રત્યેક આદમી–પુરૂષ, સ્ત્રી અને બાળક–આ નવીન "અત્યાચાર" હેઠળ ત્રાસમાં વસે છે. આ નાગરિકોને તો આયરીશ યુદ્ધમાં કોઇ પક્ષે લડવાનું નથી હોતું, છતાંએ તેઓ એના તરફ આંખમીંચામણાં નથી કરી શકતા. એ તો એમનાપર જબરદસ્તીથી ઠોકવામાં આવે છે અને એમના જીવનનું એક અંગ થઇ પડ્યું હોય છે.

આ કહાણી આયર્લૅંડના શાંત સભ્ય નાગરિકોની ! આયર્લૅંડની સ્વતંત્રતા માટે પ્રાણ પાથરનાર આયર્લૅંડના વીરપુરુષોની કરુણ કહાણી તો એથીએ વિશેષ ત્રાસદાયક છે. આયર્લૅંડને પારકાની ધુંસરીમાંથી મુક્ત કરવા, ગુલામીમાંથી છોડવવા પ્રયત્ન કરનાર આયર્લૅંડના અસંખ્ય પુત્રોએ એ સ્વાતંત્ર્ય મંત્રપર પોતાના પ્રાણો બલી આપ્યા છે; સ્વ—મેક્સ્વેની જેવાએ અનેક વાર જેલયાત્રા કરી અઢી માસ સુધી ભૂખમરો વેઠી અને જુલ્મીઓના હાથનો ખોરાક લેવા કરતાં મરવું વધુ પસંદ કર્યું. અને આ બધા અત્યાચારો ત્રાસ અને અરાજકતાને માટે જવાબદાર કોણ ? સમસ્ત આયરીશ પ્રજાની મરજી વિરૂદ્ધ પોતાની સત્તા જમાવી રાખવાને મથતા સામ્રાજ્યવાદી પ્રધાનોની રાજનીતિ ! એ મુત્સદ્દીઓનો રાજ્યલોભ અને સત્તા લોભ એવો ભયંકર છે કે ન્યાય અને હકકના સાદા સિદ્ધાંતો બાજુએ રખાયા છે. ગયા માસમાં ઈંગ્લન્ડમાં મળેલી કોન્ફરન્સ બોલાવાઇ ને અંગ્રેજની આંખમાં કણીરૂપ આયર્લૅંડના નેતાઓ મહાશય ડી. વેલેરા અને આરથર ગ્રીફીથને પરિષદમાં આમંત્રણ ગયાં. એ સર્વ પરથી જગતને આશા રહી કે આયર્લૅંડના દુઃખનો અંત કોઇ સંતોષકારક સમાધાનીમાં આવશે ખરો !

# ઈસ્લામી અમલમાં ધાર્મિક સ્વતંત્રતા.

લખનારઃ—રા. ઈમામ શાહ. ચેલ, આનવા.

જે વખતે અખિલ જગતના તમામ દેશોમાં તેમાં ખાસ કરી યુરોપમાં ધાર્મિક સ્વતંત્રતાનું નામ લેવું તે પણ ગુનો સમજવામાં આવતો હતો, તે સમયે ઈસ્લામી તાબાના મુલ્કોમાં દરેક પ્રકારની ધાર્મિક સ્વતંત્રતા આપવામાં આવતી હતી. હિંદુસ્તાનમાં સહુથી પહેલાં સિંધમાં મુસલમાનોનું રાજ્ય થયું, તે વખતે મશહુર સેનાપતી મોહમદ કાસમે જાહેરનામું બહાર પાડયું હતું ને સર્વેને જણાવી દીધું હતું કે કોઇના પણ ધર્મમાં હાથ નાંખવામાં આવશે નહિ, અને દરેક માણસનો અધિકાર છે કે તે પોતાના ધર્મના રિવાજો સંપૂર્ણ સ્વતંત્રતાથી પાળે. ત્યાર પછી બ્રાહ્મણોને બોલાવીને તેમને હુકમ આપ્યો કે તેઓ દરેક જણ પોતપોતાના મંદિરો બનાવી લે, અને વધુમાં કહ્યું કે દેશની ઉપજમાંથી જેમ મંદિરોના ખર્ચ પેટે સેંકડે ત્રણ રૂપીઆ પહેલાં મળતા હતા તે મળતા રહેશે.[1]

જ્યારે ખાસ હિંદુસ્તાનમાં મુસલમાનોના ભાગ્યનો સિતારો ચમક્યો ત્યારે ત્યાં આગળ પણ તેમણે ધાર્મિક સ્વતંત્રતાના પ્રશ્નને કાયમ રાખ્યો હતો. આમાં તો ઈન્કાર કરવામાં આવતો નથી કે પહેલવહેલાં હુમલા વખતે જુસ્સામાં કોઇ હિંદુ રાજા, અથવા રૈયતના સામાં થવાથી મંદિરો તુટ્યા હશે; પરંતુ શાન્તિના સમયમાં તેવી વર્તણુંક ચલાવવામાં આવી નથી. એટલુંજ નહિ પણ મુસલમાનોએ પોતાના તરફથી મંદિરોને ખર્ચ તથા પૂજારીઓના પગાર તરીકે ઘણું જાગીરો આપી મુકી હતી. જો કે યુરોપીયન મુસાફરોએ આંખ આડા કાન કરવામાં બાકી રાખી નથી. તો પણ તેઓ આ વાતમાં તો વિરૂધ પડતાજ નથી.

મુસલમાન[2] બાદશાહોના સમયમાં મંદિરોના સબંધમાં જમીન વક્ફ આપવી તે નાના પ્રમાણમાં હતી. પણ એવો દાવો કરી શકતા નથી કે તેનો નાશજ કરવામાં આવ્યો હતો.

નવા મંદિરોઃ—મુસલ્માન બાદશાહો ઉપર આ પણ આક્ષેપ મુકવામાં આવે છે કે તેમના સમયમાં નવા મંદિરો બનાવવાની રજા આપવામાં આવતી નોહતી. પરંતુ તે હળહળતું અસત્ય છે. દીલ્હી, આગ્રા, મથુરા, વગેરે સ્થળે ઘણાં એવા મંદિરો હાલ પણ છે કે જે મુસલમાન રાજ્યના અમલમાં બંધાવવામાં આવ્યા હતા. વૃંદાવનના નામાંકિત મંદિરો ગોપીનાથજી મદનમોહનજી, મહાપ્રભુ ચૈતન્યજી ઇ. સ. ૧૪૮૪ થી ઇ. સ. ૧૫૨૮ માં બાંધવામાં આવ્યા છે.[3]

હવે ધાર્મિક સ્વતંત્રતાના સંબંધમાં જુદા જુદા ઇતિહાસોના પુરાવા તપાસીએ.

દક્ષિણમાં ધાર્મિક સ્વતંત્રતા—દક્ષિણમાં થઈ ગએલા બાદશાહોના સમયમાં વિધર્મીઓને મોર

---

1 તવારીખે હિંદુસ્તાન

૨ કરનલ યુલનેમાર્કોપોલ બા ૨. પૃ ૨૧૦

(૩) સર સિન્ડ પૃ. ૧૬૪ જે લંડનમાં ઈ. સ. ૧૯૦૧ મા પ્રગટ થઇ હતી

પ્રકારની સ્વતંત્રતા મળેલી હતી.[૩] ડાક્ટર બરનીઅર પોતાના સફરનામામાં સતીના સંબંધમાં લખી ગયા છે કે[૪] "આના સંબંધમાં મુસલમાન બાદશાહોએ પ્રયત્ન કર્યો છે. અને આજકાલ પહેલાના કરતાં સતીનું પ્રમાણ ઓછું થઇ ગયું છે. અને હાલ પણ આ ભયંકર રિવાજને બંધ કરવા પ્રયત્ન—ચાલુજ છે, જો કે તેને બંધ કરવા કોઈ ખાસ કાયદો ઘડવામાં આવ્યો નથી; કારણ મુસલમાન બાદશાહો હિંદુઓના ધર્મમાં હાથ નાંખવા માંગતા નથી; અને તેમના ધર્મ પ્રમાણે ચાલવા તેમને સ્વતંત્રતા આપે છે. તો પણ તેઓ સતીના રિવાજ ને બુદ્ધિપૂર્વક યોજનાઓ યોજી બંધ કરે છે; તે એવી રીતે કે કોઈ પણ સ્ત્રીને પોતાના સામના સુબાની રજા વગર સતી થવા દેવામાં આવતી નથી; અને સુબેદારને જ્યારે ખાતરી થાય છે કે સ્ત્રીને તેના પતિની પાછળ ભારે જુલમથી બાળી નાખવામાં આવતી નથી ત્યારે રજા આપવામાં આવે છે અથવા તેને સમજાવતાં તે સ્ત્રી ન માને ત્યારે પણ તેને સતી થવાની રજા આપવામાં આવે છે.

દીલીમાં સૂર્યગ્રહણનો મેળો ભરાય છે. તેના સંબંધમાં પણ સદરહુ સફરનામામાં ઇ. સ. ૧૬૬૬ ની પૃષ્ઠપાછળી વારદાતમાં લખ્યું છે કે એ કે મુસલમાન મોગલ બાદશાહોનું રાજ્ય છે પરંતુ જુના રિવાજો સ્વતંત્ર રીતે પાળવા તેઓ એટલા માટે બંધ નથી કરતા કે તેઓ હિંદુઓના ધર્મ વચ્ચે પડવા નથી માંગતા. તેઓને વચમાં પડવા હિમત થતી નથી

મુસલમાની બાદશાહોના સમયમાં આનાથી વધારે મજબુત સાબેતી કઇ આપી શકાય તેમ છે કે હિંદુઓના ધર્મ પ્રચારકો સંપૂર્ણ સ્વતંત્રતાથી પોતાના ધર્મનો પ્રચાર કરતા હતા; અને કોઈ પણ તેમને આડખિલી નહોતી. અને જ્યાં સુધી તેઓ પોલિટિકલ બાબતોથી અલગ રહેતા ત્યાં સુધી તેમના ધર્મનું નામ પણ લેવામાં આવતું ન હતું જેમ કે ગુરૂરામાનંદ, બાબા કબીરદાસ, ગુરૂનાનક, મહાપ્રભૂ ચૈતનજી, ગોસાંઇ, વલ્લભ આચાર્યજી, બાબા સુરદાસજી, ગોસ્વામી તુલસીદાસજી અને બાબા તુકારામ વગેરેની સ્વતંત્રતા આની સાબેતીમાં મોજુદ છે, અને મુસલમાનોનો કેળવાયલો વર્ગ તેમને માનની નજરથી જુએ છે.

જઝ્યા વેરો—વિધર્મીઓ ઇસ્લામ ઉપર આપણુ આક્ષેપ મુકે છે કે "તેમણે વિધર્મીઓને કાફર ગણી તેમના ઉપર એક ભારેમાં ભારે જઝ્યા વેરો નાંખ્યો હતો. અને તે એવો વેરો હતો કે તેનાથી બચવા માટે વિધર્મીઓ મુસલમાન થઇ જતા હતા." આના સંબંધમાં મૌલાના શીબલી સાહેબે એક અલગ પુસ્તક લખ્યું છે, અને એ જુઠા આક્ષેપનો ઉત્તમ જવાબ આપી આ ખોટી માન્યતાનું ખંડન કર્યું છે.

જઝ્ય તે ફારસી શબ્દ ગઝ્યા ઉપરથી બનેલો છે. અને તેનો અર્થ કર થાય છે. સૌથી પહેલાં નવશેરવાન બાદશાહ જે ઇન્સાફમાં પહેલા નંબરે ગણાય છે. તેમણે આ વેરો ચાલુ કર્યો હતો. અને તે વેરાથી લશ્કરના માણસોને મુક્ત રાખ્યા હતા. મુસલમાનોએ જ્યારે આ વ્યવસ્થા કરી ત્યારે દરેક મુસલમાનને સૈનિક નોકરી માટે મજબુર—લાચાર બનાવવામાં આવતો હતો. જ્યારે બીજી કોમો ઉપર મુસલમાનોનું રાજ્ય થયું. અને તેમના રક્ષણ કરવાનો ભાર તેમના ઉપર આવી પડ્યો ત્યારે તેમને ફોજી સેવા માટે મજબુર કરવાનો ઇસ્લામને કોઇ પણ પ્રકારનો હક ન હતો. તેમજ તેઓ આવી સેવા બજાવવા ખુશી સાથે તૈયાર પણ થઇ શકતા ન હતા. આથીજ આની જરૂર જણાઇ કે તેમના રક્ષણ અર્થે ટેક્સ લગાડવામાં આવે. તેથી તેમના ઉપર કર નાંખવામાં આવ્યો તેજ કરનું નામ જઝ્યાવેરો છે.

(૩) હિં' મુસ્તફાલકાલ પૃ. ૧૧૫-૨૬૧. (૪) સેરન્માનું ડાક્ટર બરનીયર ભા ૧, પૃ ૧૭૨-૧૭૩.

(૧) સેરુન્માનુ ઓ. બ. ભા. ૨-પૃ. ૧૫૭.

સ પ્રસંગે વીસ રૂપીઆ વાર્ષિક ભરવા પડતા ા.૮ પરંતુ કોઇની પાસે લાખો રૂપીઆની મીલ- ા હોય તો પણ તેની પાસેથી વધારે લેવામાં ાવતું નહિ. વીસ વર્ષની અંદરના અને પચાસ ની ઉપરની વયના, સ્ત્રીઓ, કમાઇ વગરના, ંધળા, અપંગ, ગાંડા, ગરીબ, અને જેમની સે બસે દીરમથી ઓછું હોય તે સર્વને આ થી મુક્ત રાખવામાં આવતા હતા. શુ કોઇ ગુ માણસ માની શકે છે કે આવો હલકો રો હિંદુઓને મુસલમાન બનાવતો હતો? જે ંદુઓ પોતાના ધર્મ માટે પ્રાણ આપવા પાછા તા નથી તે જ હિંદુઓ આ વેરાથી બચવા સલમાન થઇ જતા હતા, તે કેવી રીતે માની ાય ?

વાચકબંધુથી અજાણ્યું ન રહેવું જોઇએ કે જેમ ંદુઓ પાસેથી આ ફોજી વેરો લેવામા આવતો ો તેવી જ રીતે મુસલમાનો પાસેથી જકાત નાતી જેના પૂંછ ઉપર સે કડે ચઢી રૂપીઆ ાપવા પડતા તે ઉપરાંત અશરનામે વેરો વધારે માણમાં ભરવો પડતો હતો.

આ બીના ધ્યાનમાં લેવા જેવી છે કે જ્યારે ધર્મીઓ ફોજી સેવા કરવા લાગ્યા ત્યારે તેમને ા વેરાથી મુક્ત રાખવામાં આવ્યા છે. પરંતુ ાથી મુસલમાનો જે વેરો ભરતા હતા તે વેરાઓ મને લાગુ પાડવામાં આવ્યા નથી. "હિંદુસ્તા- માં કેટલા મુસલમાન બાદશાહ જજ્યો લેતા ાને કેટલા બંધ કરી દેતા હતા. અકબરના મયમાં જ્યારે હિંદુઓ ફોજી સેવા બજાવવા ાગ્યા ત્યારે તે વેરો બંધ કરવામાં આવ્યો હતો. ાને ઔરંગઝેબના સમયમાં સતનારાયણ પંથના ાને બીજા હિંદુઓનાં તુફાનોના કારણે પાછો ...

સેવા કરતા હતા તેમને મુક્ત રાખવામાં આવ્યા હતા. માત્ર ઉદેપુરના રાણાસાહેબ જે ફોજી સેવા કરતા ન હોતા તેથી જજયાના બદલામાં તેમણે પોતાના બે પરગણા માંડલ અને બદરપુર બાદ- શાહને આપ્યા હતા.

હિંદુસ્તાનના મુસલમાન બાદશાહોના ઉપર આ પણ આક્ષેપ મુકવામાં આવે છે કે તેમણે હિંદુઓને જબરાઇથી મુસલમાન બનાવ્યા છે, અને ઇસ્લામ તેમણે તલવારના જોરે પ્રસાર્યો છે.

ઇ. સ. ૧૮૭૨ મા ઇંગ્લાંડમાં જે સરક્ર્ લાઇલ એશિટક સિરીઝ નામે બુક પ્રગટ થઇ છે. તેમાં લખ્યું છે કે "ફતેહ પામેલી ઇસ્લામી કોમે ઉત્તર હિંદમાં અને દક્ષિણ હિંદમાં રાજ્ય સ્થાપ્યું, તેમને ધર્મની કાંઈ પણ પરવા ન હોતી. તેમાના કેટલા તો એવા હતા કે તેમને ઇસ્લામ પ્રસારવાનો સમય જ મળ્યો નથી. કારણુ દેશો જીતવામાં તેમનો વખત ઘણો પસાર થતો."

હિંદુસ્તાનના મુસલમાનો જેમણે હિંદ ઉપર ફતેહ મેળવી હતી તેમના દિલોમાં એવો વિચાર —જેને પરલોકની ભલાઇનો વિચાર કહે છે— મોજુદ હતો. કે જે ધર્મના સાચા ભક્તના દિલમાં હોય છે. અને જેમણે ઇસ્લામને પ્રસારવામાં મોટા મોટા કામો કર્યા હતાં. ખીલજી, તઘલખ, લોદી વંશના રાજાઓ સામસામાં યુદ્ધમાં એવા રોકાઇ રહ્યા કે તેમને ઇસ્લામને ઉત્તેજન આપ- વાનો સમય ન મળ્યો. તેઓ એ લોકોને મુસલમાન બનાવવાની જગ્યાએ મુલકોમાંથી ખંડણી વસુલ કરવાનો વધારે વિચાર રાખ્યો હતો.

(૮) સદરહુ બુક પૃ ૬૮૯. (૯) પ્રિચિંગ ઓફ ઇસ્લામ. લેખક ટી. ડબ્લ્યુ આર્નલ્ડ, બી. એ.

# સટ્ટાની હારજીત.

લખનારઃ—શ્રીયુત નરસિંહ મોનજી.

એનાથી અનેક પાયમાલ થઇ જાય છે અને કંઇક ધનવાનો અને કુળવાનો આબરૂ ગુમાવી



ન્યુયોર્કના જાણીતા વેપારી મી. જોન મુરી

દમડી વિનાના ભીખારી થઇ જાય છે. કેટલાકો આત્મઘાત જેવાં ભયંકર કામો એ સટ્ટાની ઝાળમાં સપડાઇ કરે છે. વેપારીઓ એના નામથી પણ એમ માને છે સટોડીયાની આંટ હલકી મનાય છે અમેરીકાના ન્યુયોર્ક નગરના શેઅર બજાર (વૉલસ્ટ્રીટ) ના ત્રીશ વરસના વેપારી મી. જોન મુરી લખે છે કે ત્રીશ વરસના મારા શેઅર બજારના અનુભવમાં માત્ર એકજ સુજાન

માણસને મેં પૈસાદાર થયેલો જોયો છે; આવી વસ્તુ સ્થિતિ છતાં મુમ્બાઇ, કલકત્તા મદ્રાસ, લન્ડન કે ન્યુયોર્કમાં હજારો માણસો જીંદગીની એ ભયંકર બાજીપર જીવે છે. ન્યુયોર્કમાં એક દલાલને ત્યાં દોઢ હજાર કારકુનો રહી શકે એટલો ધંધો સટોડીયા તરફથી તે મેળવી શકે છે. કુલવાન મનાતા, આબરૂદારમાં ખપતા શેઠીઆઓ સટ્ટાને એબ માનનારા ડાહ્યા માણસોના યુવાન છોકરાઓ ખુલ્લી રીતે કે ચોરી છુપીથી પણ સટ્ટો કરે છે. સટ્ટો અમૃત હોય કે ઝેર પણ વેપાર રૂપી શરીરમાં તેના પરમાણુંઓ તંતુએ તંતુએ હાલતો મળી ગયેલા જણાય છે.

આ લખાણમાં સટ્ટાને પ્રતિપાદન કરવાનો હેતુ નથી. સટ્ટાથી દૂર રહેવું એ સારૂં જ છે. સટ્ટામાં પડેલી વ્યકતીઓપર વારંવાર મ્હોટી આવતા મુશ્કેલીઓના વાદળો, મ્હોટા સટોડીયાઓની પરમુખ્ત્યારીને ફસાવવાની યુક્તિઓની કહાણી, બજારમાં વેગમાં તણાઇ ગજા ઉપરાંત વેપાર કરી નુકશાની વખતે ગભરાયલા અનુભવ વિનાના રમનારાના ગભરાટ વિગેરેનું વર્ણન આનંદદાયક તો ન જ હોઇ શકે. મી. મુડી લખે છે કે સટ્ટાનું પણ વિજ્ઞાન તો હોય છે જ. આપણે ત્યાં મારવાડી ભાઇઓને એ વિજ્ઞાન કંઇક સ્વાભાવિક છે એમ મારૂં માનવું છે. મારૂં માનવું છે કે સટ્ટાની હારજીત કીસ્મતની હારજીત હશે પણ વિશેષત: તે સત્વની હારજીત છે. સટ્ટામાં દર પગલે ને ડગલે માણસને કસોટીમાંથી પસાર થવું પડે છે. સટ્ટામાં અગ્નિની તેમજ આંટની કસોટી છે. સિપાહી રણસંગ્રામમાં ગયા પછી તેને શરીર બુદ્ધિ અને આત્માનું બલિદાન આપે જ છુટકો છે. જો તે બચવાનો પ્રયત્ન કરે–જો તે ભાગી જવાનો પ્રયત્ન કરે, ઘાયલ થતાં જો તે પરવાનો વિચાર કરે તો તેમાં તેનો નાશ અને સિપાહીગીરીને કલંક છે. સટ્ટામાં દાનત એક બહુ મૂલ્ય વસ્તુ છે. આપણી પાસે પાઇ પણ હોય ત્યાં સુધી પાછા હઠવું એ સટ્ટાની સત્યતાપર કાળો ડાઘ છે. આપવાને શક્ય હોય–તે પોતાની મિલ્કત હોય સ્ત્રીની હોય કે બચ્ચાની હોય તે આપી દેતાં જે નિસાસો નથી નાંખતો તે પોતાની આંટ જાળવી શકે છે, અને કદી પણ પડતો નથી. મનુષ્યમાત્રના આત્મામાં વસતી એક ભાવના જેને સાધારણ રીતે કુદરત કહેવામાં આવે છે તે આવા માણસને જરૂર સહાય કરે એ અબાધિત સિદ્ધાંત છે.

સાચી દાનત અથવા આંટ ઉપર વિચાર કરતાં આટલું લખવાનું પ્રાપ્ત થયું. ખરી રીતે તો આટલા ઉંડા પાણીમાં ડૂબકી ન મારવી એજ ડહાપણ છે. ન્યુયોર્કના વોલસ્ટ્રીટ–શેઅર બજારમાં જે એક યુવાન માણસ ધનવાન થઇ બેસી ગયો ત્હેને માટે લખતાં મી. મુડી કહે છે કે તેનો એક સિદ્ધાંત હતો. તેણે પાંચસો ડૉલરની મુડીથી શરૂઆત કરી અને તેનાથી ખરીદી શકાય તેટલા શેઅર લીધા. તે નફેથી વેચ્યાં અને બેસી રહ્યો. મંદી આવતાં ફરી મુડીનો વિચાર કરી તેટલા શેઅર લીધા–નફો મળ્યો અને બેસી રહ્યો. મુડીનો વિચાર અને બેસી રહેવા જેટલો સંયમ આ તેના મ્હોટા ગુણો હતા. અમુક સટોડીયો લે છે; અમુક વસ્તુમાં કોરનર થવાનું છે–અમુકમાં સીન્ડીકેટ થાય છે અને અમુકમાં થવાની છે. અમુક કમ્પનીનો માલ દેશાવરમાં મ્હોટા ભાવે વેચાયો અને વેચાવાનો છે આવી જે અફવાઓ નીકળે છે તેનાપર એકાએક વિશ્વાસ મૂકવો અથવા તેનાથી દોરવાવું એ એક ભયંકર ભૂલ છે. એવી વાતો સટ્ટોડીઆઓ ઉપજાવે છે અને ઘણા લોકો તેમાં ફસાઇ જાય છે.

નફામાં ધીરજ રાખવી પણ નુકશાનીમાં અધીરા બની જવું એ સટ્ટો કરનારમાં એક બીજો ગુણ હોવો જોઇએ. આપણે નુકશાનીમાં ગભરાઇ જઇએ છીએ જ્યારે નફામાં અધીરા બની જઇએ છીએ.

# ઘેર આવતાં.

લખનારઃ—રા. ગૌરીશંકર ગોવર્ધનરામ જોશી.

ચિત્રકારઃ રા. દત્તાત્રય. એ. એમ.

પંડિત સીતાનાથનો સ્વભાવ આબાદ એની પૌત્રી તારામાં ઉતર્યો હતો. પંડિતને આખું ગામ દાદા કહીને જ બોલાવતું. ગામમાં જેનું કોઇ નહિ તેને પંડિત આશ્વાસન આપ્યા વિના ચૂકે નહિ. પંડિતે પોતાનો પુત્ર ગુમાવ્યા પછી આખા ગામના છોકરાને પુત્રો બનાવ્યા. એના વૃદ્ધ ચ્હેરાપર હજી એના પુત્રના શોકની છાયા વાંચી શકાય. ઘણા માણસો, હજી પણ, ગમગીન બની ચાલ્યા જતા વૃદ્ધ સીતાનાથની દયા ખાતા. પંડિત તરફ કોઇને માન નહિ હોય, પણ પ્રેમ તો સૌને હતો. પંડિતની આસપાસ સૌને કાંઇક ભવ્ય લાગ્યા વિના રહેતું નહિ. પંડિતનો આ કેવડા જેવો સુગંધી સ્વભાવ તેની પુત્રી 'તારા'માં આગળ પડતો તરી આવ્યો. તારાનો સ્વભાવ એટલો સ્નેહપૂર્ણ હતો કે આખું ગામ તારાને પોતાની જ માનતું શરદ પૂનેમના દિવસોમાં કે કૃષ્ણજયંતિના દિવસોમાં, જૂદાં જૂદાં સ્ત્રીમંડળોમાં રસમય ખેંચાખેંચ થતી. સૌ મંડળને તારાનો ખપ હતો ને તારા તો એક જ હતી. પછી તો સૌ હસીને કહેતાંઃ તારા! ત્હારા કેંદના કટકા કરી વ્હેંચી દે તો સૌ સંતોષાય. તારાનો ચંદન જેવો સ્વભાવ તો કટકા થઇને વહેંચાવા પણ તૈયાર હતો!

આખા ગામ પર તારાની એક પ્રકારની છાપ હતી. બધાં સ્ત્રી-કાર્યમાં તારા તો પ્રથમ હોય જ! તારા સૌનું કામ કરી આપતીઃ કોઇને કાંઇ ને કોઇ કામ તો તારાનું હોય જઃ છોકરાની આંખ દૂખવા-આવી હોય, પુરણપોળી કેમ થાય છે તે પૂછવું હોય, આજે રાત્રે ક્યાં રાસ લેવા છે તેની સલાહ લેવી હોય, કે છેવટ શિવમંદિરમાં આવેલા અપંગને જમવાનું પહોંચાડનારના નામનું 'લીસ્ટ' તારાને તૈયાર કરવાનું હોય! સીતાનાથનો સ્વભાવ જાણે ઉગી નીકળ્યો હોય તેમ તારા તે ન્હાના-ગામની 'ભવાની' હતી. વૃદ્ધ પંડિત વારંવાર પોતાની ઝાંખી દૃષ્ટિને જરાક હાથની મદદથી વધારે ટકાવી, તારાના ચ્હેરામાં જળવાઈ રહેલી પોતાના પુત્ર અને પુત્રવધુની છાયા ઉંડા સંતોષ અને શોકથી જોઇ રહેતો!

પરંતુ આટલું છતાં સીતાનાથને ગામપર સંપૂર્ણ પ્યાર હતો. જાણે સીતાપુરનું નામ લેતાં સીતા-નાથ રડી પડશે. કોણ જાણે કેમ એને સીતાપુર પર હદથી જાદે પ્યાર હતો. એ જમીનપર મરવા માટે બીજે રાજા થવાનું એ છોડી દે! સીતાનાથ યુવાવસ્થામાં સ્થાનિક અમલદારોની દૃષ્ટિમાં ચડ્યો. અમલદારની દૃષ્ટિ-સર્પના જેવી ઝૂની હોય છે. સીતાનાથ પુત્ર અને પુત્રવધુના મૃત્યુના વિષમ દુઃખમાં યુવાવસ્થાની બધી વાતો ભૂલી ગયો, તારાની સાથે ન્હાની વાતો કરવામાં એના દિવસ ચાલ્યા ગયા. તારાએ પછી તો પોતાના દાદાની જગ્યા સંભાળી. હવે તો સીતાનાથ શાંત એકાંત તારા સાથે મોડી રાત્રિ સુધી વાતો કરતો સગડી સળગાવી બેસતો. છતાં અમલદારો માનતા કે સીતાનાથની શાંત અવસ્થા એ જ વધારે ભયંકર બીના હતી.

એક અન્યાયી કર સામે થવાને તો જરૂર સીતાનાથનું વૃદ્ધ શરીર પણ બહાર આવ્યા વિના

રહ્યું નહિ ! એના કટ્ટા દુશ્મન ચારૂચંદ્રે આ સમય સાધ્યો ને સીતાનાથને સાત વર્ષની સજા થઇ ! સીતાનાથ જેલજાત્રાએ ચાલ્યો ત્યારે આખું ગામ રોયું. ન્હાનાં અને અજ્ઞાન છોકરા 'દાદાજી ! દાદાજી !' કરતાં સીતાનાથની પાછળ દોડ્યાં ને સીતાનાથે ભીની આંખે પાછાં જવાનું કહ્યું ત્યારે દયામણાં બની એટલું જ બોલ્યાં: દાદાજી ! હવે ત્હમે ક્યારે આવશો ?

સીતાનાથ ગયા પછી તારા એકલી પડી. એની આસપાસ સગાં નહિ જેવાં હતાં. પણ હવે તારાને દાદાની ભવ્ય છાયા નહિ હતી. એ હજી ગામમાં એટલી જ જતી આવતી છતાં ત્હેને વારંવાર લાગતું કે હવેના જવામાં કાંઇક ખામી હતી ! સીતાનાથની પુત્રી હવે દાદાજીની છબી જોતી ને રોતી. સીતાનાથ વિનાનું એકલું ઘેર ! વિશાળ ફળીને સેમાં સીતાનાથ જેવડો જ ખોખ-ડધજ પીપળો ! તારા હવે તો વારંવાર એ પીપળા નીચે ઓટલાપર ગમગીન જેવી મનમાં રોતી ને બ્હારથી શાંતમૂર્તિ જેવી બેસતી.

સાદા સૌંદર્ય પાછળ હમેશાં ઉદારતા ઘસડાય છે. શયતાનને પણ સૌંદર્ય વ્હાલું લાગે છે. પણ એનામાં ઘસડાવાની ઉદારતા નથી. વેડફી નાખ-વાનું બળ છે. તારાની પાછળ એક ઉદાર પુરુષ ઘસડાતો હતો. સરતકુમાર તારાના નિત્યવ્યવહારનો ગુપ્ત અભ્યાસી હતો. તારા પાણી ભરવા જાય ત્યારે પાછળ થોડે દૂર પણ સરત ઉભો હોય ! તારા ક્યા મંડળીમાં રાસ લેશે એવી ખબર સર-તને જરૂર હોય. ચારૂચંદ્રે એ ચાર વખત પુત્રને ધમકાવ્યો, પણ વ્યર્થ. સરત પિતાથી છાની રીતે પિતાના દુશ્મનની તરફ ઘસડાતો હતો !

ઘણી વખત સ્નેહનો જન્મ બોલતી આંખમાંથી થાય છે. જ્યારે રૂનો સોદો કરવો હોય ત્યારે વેપા-રીની જીભ બોલે છે. સ્નેહનો વ્યાપાર અકથ્ય આંખની ભાષામાં છે. એક વખત સરત તારાના ઘર પાસેથી નીકળ્યો હતો. તારા પોતાના પીપળાં નીચે હમ્મેશ માફક બેઠીજ હતી. સરત ઉપર સીતાનાથને પણ પ્યાર હતો ને તેથી સરત એક બે વખત તો ત્યાં આવેલ પણ ખરો. આજે આવતાં ત્હેનો પગ જરા ભારે થયો છતાં તે અંદર તો આવ્યો.

"તારા ! કેમ શોકમાં છો ? દાદાજી હવે તો વ્હેલા છુટવા ના હો !"

"કેમ ?"

કાં નહિ. રાજ્યદ્વારી કેદીપર કૃપા થવાની છે. તારાએ નિઃશ્વાસ નાંખ્યો: "પણ ચારુચંદ્રની દુશ્મનાવટ ત્યાં પણ આડે આવશે."

સરતનું મોઢું લેવાઇ ગયું. તારાએ વાત ફેરવી:

"સરત્ હવે કેટલું ભણવું છે ?"

કેમ ? ભણવાનો વળી અંત આવે !

"હવે તો મ્હારી ભાભી રાહ જોતાં હશે."

"ભાભી જ ક્યાં છે ?"

તારા હસી પડી. અરે ! પણ ત્હમે ભણેલા બોલતાં તો શીખો ! ત્હમારી પણ ભાભી !

સરત્ ધીમેથી બોલ્યો: તે ગંભીર હતો: "તારા ! મ્હારા બાપના કામથી હું ખુશી નથી હો ! સીતાનાથને મ્હેં પિતા તુલ્ય માન્યા છે. ને હજી માનું છું"

તારાની આંખ ગળતી રહી. ચારુચંદ્રનો પુત્ર આટલો ઉદાર હશે ? એને શંકા પડી.

ત્યારપછી તારા સરત્ સાથે વધારે રસથી વાત કરતી. એક દિવસે સરતે કહ્યું: તારા ! એકાંતવાસ ખૂંચતો નથી ? તારા કાંઇ બોલી નહિ. નીચું જોઇ રહી. ચારુચંદ્રે હવે સરત્ ઉપર ગમ્મતાઇ આદરી હતી અને સર્વ સખ્તાઇ સરત્ એક વખત તારાને મળી ભૂલી આવતો.

તારા એક દિવસ સવારે વ્હેલી ઉઠી ત્યારે એનું આખું ફળી સાફ હતું ને ફળીમાં જ ગટાર પર કાઇક પડ્યું રહ્યું હતું. તારા જરાક આશ્ચર્ય પામી. પણ ઘણી વર્ષોન તારાને ત્યાં કશા વિના ગરીબ પશુ રહેતા: એટલે કોઇક દુઃખી હશે એમ

ત્હેણે ધાર્યું. દયાથી ત્હેણે ત્હેના પર ચાદર ઓઢાડી. ઓરડાનાં પાથરી દેવાનાં હેતુથી ત્હેને ઢંઢોળ્યોઃ એ મુસાફર ! ઉઠો કેમ સુતા છો !

સુતેલ કોઇ ઉઠ્યું નહિ. તારાએ ફરી ફરી એજ સ્વર લંબાવ્યા.

સુનારે પાસુ ફેરવ્યું. ફળીમાં ચટાઈ પર સરત્ કુમાર પડ્યો છે ! તારાનું હૃદય સ્નેહને આભારમાં નમ્યું ને શરીરને ઢંઢોળતાં સંકોચ આવ્યો નહિ.

અરે ! સરતકુમાર ! આ શું ? ઉઠો ઉઠો.

સરત્ હવે જાગ્યો. તારાએ હાથ ખેંચી લીધો. પણ તે પહેલાં હાથનું બધું કામ આંખથી થઇ ગયું !

થઇ રહ્યું. ચારુચંદ્ર સાથે હવે વધારે વખત સરત્ રહી સકયો નહિ. એને તારા ફળી સાફ કરવા રાખે તો બસ પણ આટલા નિર્દોષ સરતને તારા કેમ છોડે ? ત્હેણે લોકવાયકા સામે ને સત્તા સામે સરતને રક્ષણ આપ્યું. હવે સરત્ ને તારા મોડી રાત્રી સુધી નાચતાં ને વાતો કરતાં બેસતાં !

આનું એક પરિણામ ચોક્કસ આવ્યું. તારા ચારુચંદ્રને ખટકવા લાગી. થોડા દિવસ સરત્ આરામમાં રહ્યો. એ હવે ચારુચંદના પુત્ર તરીકેનો હક્ક ગુમાવી બેઠો હતો પરંતુ થોડા જ વખતમાં તારાની ભયંકર માંદગીથી, સરતનું જીવન ફરી ગયું.

વૃદ્ધ સીતાનાથના ફળીમાં આજે તારાનો છેલ્લો શ્વાસ હતો. સરત્ રોયો, તારાએ આશ્વાસન આપ્યું. પણ તારાનું નિસ્તેજ થતું મુખ ને વધતો જતો મંદવાડ સરતને ઘેલો બનાવતાં હતા.

વૃદ્ધ સીતાનાથની તારા ચાલી ગઇ.

હવે સરત્ એકલો સીતાનાથના ફળીમાં પીપળાના ઝાડ નીચે આકાશ સામે જોઈ બેસતો ! એના જીવનનો આરામ હવે ગમગીન બેસવું એ જ હતો. તારાની સ્મરણમૂર્તિ સિવાય, તારા અંદી બેસતી એવું કહેવા જેટલું કાંઇપણ સાધન ત્હેની પાસે ન હતું. જગતમાં સૌથી સુંદર સમૃદ્ધિ કદાચ આવી સ્મરણોની જ બનેલી છે ! ચારૂચંદ્ર હવે સરતને આવવા બહુ કહ્યું પણ હવે તો સરત્ સીતાનાથના અવશેષ ચિન્હો સાચવતો હતો ! સરત્ વિના તારાની છેલ્લી વાર્તા સીતાનાથને કોણ કહે ? એ છેલ્લી વાર્તા કરવા સરતે પુત્ર તરીકેનો બધો હક્ક જતો કરી, ચારુચંદ્રને છેલ્લા પ્રણામ કરી લીધા !

આજે સરત્ હમેશાની માફક નથી બેઠો. ફળીમાં ખાટલો પાથરેલો છે. પાસે તારાની છેલ્લી ભેટ—એક તારાની માની છબી પડી છે, જે જોતો તદ્દન શૂન્ય નયનથી આકાશમાં ચાલતી એક જ વાદળી જોઇ રહ્યો છે. ધીમેથી, ગામડાની જૂની ઢબની ઘણાં ચીગડાં વાળી ખડકી ઉઘડે છે.

બેટા ! તારા ! એટલું જ ભાંગ્યા તુટ્યા સ્વરમાં કહી, વૃદ્ધ સીતાનાથે, પોતાની જૂની ડાંગ, ઉબરામાં ખખડાવી પ્રવેશ કર્યો. ડાંગ ખખડાવવાનો રીવાજ પુત્રવધુ હતી ત્યારથી હતો ને હજી સીતાનાથ એમ જ પ્રવેશ કરતો. તેના વૃદ્ધ ચ્હેરા પર બે કરચલી વધારે હતી. ને માણસ જે અગાઉ દયા ખાતું તે હવે રોવા લાગે એવી એની વૃદ્ધાવસ્થાની કરૂણ છાપ પડતી હતી.

બેટા તારા! સીતાનાથે ફળીમાં આંખ આડે હાથ દઇ પોકાર કર્યો.

પીપળાં પર એક બે પાંદડા ચાલ્યાં ને ફળીમાંથી પારેવું ઉડ્યું.

સરત્ સામે ચાલ્યો. સીતાનાથે તેને પગમા પડતો–અટકાવ્યો કોણ બેટા તારા ? ના આ તો સરત્ કાં !

સરત્!

સરતની આખમાથી આસુ ચાલતાં હતાં.

સીતાનાથનો ગળગળો સ્વર આવતો હતોઃ તારા અંદર છે!

બેટા તારા ! કેમ બોલતી નથી ? હું જીવીને આવ્યો.






## હૃદયની પ્યાસ.

આ અંકથી શરૂ થતી ચાલુ વાર્તા હૃદયની પ્યાસ હિંદી ભાષામાં હૃદયકી પરખ 'અંતસ્તલ' વિગેરે અનેક પુસ્તકોના કર્તા શ્રીયુત ચતુર સેન શાસ્ત્રી એમની ઓજસ્વીની લેખિનીથી લખાઈ છે ગુજરાતી વાંચનાર વર્ગને એમની પહેલી પીછાન 'વીસમીસદી'ના સદ્‌ગત તંત્રી રા. હાજી મહુમદે પોતાના પત્રમાં હૃદયની પરીક્ષા પ્રસિદ્ધ કરી આપી હતી. એ ચાલુ વાર્તા વીસમી સદીના વાંચનારાઓને અતિપ્રિય થઈપડી હતી.

'હૃદયની પ્યાસ'માં અરેબીયન નાઈટસ જેવા કહાણી કિસ્સા નથી પણ હિન્દુ ગૃહ ભાવનાનુ એક મનોરમ ચિત્ર છે.

આ વાર્તાના ચિત્રો 'વીસમી સદી'ના જાણીતા ચિત્રકાર રી. સુંદરરાવ ગોરક્ષકરની પીંછીથી આલેખાયાં છે. આશા છે કે ગરવી ગુજરાતના ગ્રાહકો આ વાર્તાનો સત્કાર કરશે.

તંત્રી.






## પ્રકરણ ૧ લું.

જ્યેષ્ઠ માસના ઉગ્ર દિવસ હતા. રાતના નવ વાગી ગયા હતા. સુખદા પોતાના ઘરની મોરી પર બેસી ઉતાવળી ઉતાવળી વાસણ માંજી રહી હતી. તેની સદાની રોગિણી સાસુની તબીઅત બેચેન હતી. તે બહાર આંગણામાં ખાટલા પર માથું દાબતી પડી હતી. ગરમી સખ્ત અને હવા બિલકુલ બંધ હતી. મોરી રસોડા પાસેજ હતી. હજી ચૂલો બરાબર ઠંડો નહોતો પડ્યો. તેના અર્ધાં બળેલાં લાકડાંના ધુમાડાથી આખું ઘર ભરાઇ ગયું હતું. પરંતુ સુખદાને આવી ગુંગળાવતી હવામાં ઘરનું કામ કરવાનો નિત્યનો અભ્યાસ હતો. તે પોતાનાં વાસણ માંજી રહી હતી. વાસણ માંજતી હતી, પણ તેના મનમાં ઉચાટ હતો. હવાના ઝોકાનો સહેજ ખટકો થતાં તે ઝટ વાસણને છોડી કાન દઇ અવાજ સાંભળતી. તેને એ ભય હતું કે કદાચ સ્વામી અચાનક આવી બારણાં ખટખટાવતા રહે અને મને વાસણોના ખડખડાટમાં ખબર પણ ન પડે.

એકાએક કોઇના આવવાની પગરવ સંભળાઈ. સુખદા પોતાનું કામ છોડી રાખથી ભર્યા હાથેજ બારણું ઉઘાડવા દોડી. દ્વાર ઉઘાડી દિવાના ઝાંખા પ્રકાશમાં તેણે જોયું, સ્વામીજ હતા અને તેમનો ચેહરો આજે પણ અપ્રસન્ન હતો. તેણે હસીને કહ્યું: "આ શું આજે જલ્દી દુકાન બંધ કરી દીધી ?"

સુખદાના પતિનું નામ પ્રવીણચંદ હતું. તેણે જોયું—ઘર મલિનતાની મૂર્તિ થઇ રહ્યું છે, ચોતરફ ધુમાડાથીજ રંગેલી ભીંતોના ઘેરામાં ઝાંખો દિવો ટમ ટમી રહ્યો છે, ઘરમાં ગરમી અને દુર્ગન્ધી ભરાઇ રહી છે, અર્ધાં માંજેલા વાસણ અને એંઠ પથરાયલી હતી અને સામે તેવીજ મલિનતાની મૂર્તિ—તેની ઓ–મેલી સાડી અને રાખથી ભરેલા હાથે ઉભી હતી. ઘૃણાથી તેના હોઠ સીકળાઇ ગયા. તેણે મનમાં કહ્યું—સુંદરી નથી પણ સફાઇથી તો રહેત. સુંદરતા ભલે ઇશ્વરની બક્ષીસ છે તો પણ સફાઈ તો પોતાના હાથ અને પરિશ્રમથી મળી શકે છે. તેણે એક ઘેરો નિઃશ્વાસ લઇ કહ્યું: "મારી તબીઅત ઠીક નથી—જરા

લેટીશ, ઉપર બિછાનું બરાબર પાથરેલું છે ને ?" સુખદાનું હાસ્ય વર્ષાના તળકાની માફક ઉડી ગયું તેણે જરા ઉદાસીન સ્વરમાં કહ્યું: " તો ચાલો સુઈ જાઓ, બિછાનું બરાબર પાથરી આપું." એટલું બોલી તે કાંઇ પણ ઉત્તરની પ્રતિક્ષા કર્યા વગર દાદર ઉપર ચાલી ગઇ. પ્રવીણ બાબુ પણ કપડાં ઉતારી ઉપર આવી પહોંચ્યો.

પ્રવીણબાબૂના શયનાગારમાં વર્ણન કરવા યોગ્ય કંઈ નહોતું. ખુલ્લી અગાસીપર એક સાધારણ ખાટલો પડ્યો હતો. તે પર સુખદાએ બિછાનું બિછાવી દીધું. પ્રવીણ હાથ પગ ધોઈ અગાસીપર આંટા મારવા લાગ્યા. થોડીવાર થોભી સુખદાએ પતિ પાસે આવી તેનો હાથ પકડી નમ્રતાથી કહ્યું " સુઇ જાઓ ને, ઋતુ બરાબર નથી, તબિઅત વધારે ખરાબ ન થઇ જાય." પ્રવીણે તેની તરફ નજર પણ ન કરતાં ગરમ સ્વરમાં કહ્યું " તું જઇ ને તારા કામમાંથી છુટી થા. હું સુઈ જઇશ." સુખદાએ અતિ વિનયી સ્વરમાં કહ્યું:" તમારું દીલ કેવું થઇ ગયું છે–આવા કેમ થઇ જાઓ છો ?"

પ્રવીણે તપી જઇ કહ્યું: " કેવો થઇ ગયો છું ? ફોગટની વાત વાતપર હેરાન કર્યા કરે છે. માણસને સો જાતની ફિકર હોય છે–તને શું કહું ? તું તારા શોક અને વાસણમાંથી છુટી થઇ આવ, અહીં ઉભી રહી શું કરે છે."

સુખદાનું મ્હોં પડી ગયું. તે અત્યંત ઉદાસ અને દુઃખભરી દૃષ્ટિથી ચુપચાપ પતિની તરફ જોવા લાગી. આ દૃષ્ટિથી પ્રવીણના હૃદય પર ઘા થયો. તેનાથી પોતાની સ્ત્રીની આ ઉદાસી જોઇ ન શકાઇ તે વિચારવા લાગ્યો–હું કેટલો ક્રૂર માણસ છું, વગર અપરાધે એનો હું આટલો તિરસ્કાર કરૂં છું. તેના હૃદયમાં દુઃખનો સાગર ઉભરાઇ આવ્યો. સુખદા હજી સુધી પૂર્વવત્ પતિના મુખ તરફ જોઇ રહી હતી. દમખા પ્રવીણે કંઇક નરમ બની કહ્યું: " તું એમ સમજે છે કે મને શરદી થઇ ગઇ છે ? એ તો અહિં તહિંની ચિંતા અને ગમાંથી જીવ ગભરાઇ ગયો છે. પરંતુ તને તે કોણ જાણે કે કેવી બીમારી છે કે નજીવી વાતનું વતીગડ કરી સવાલોની વર્ષા વર્ષાવી દે છે."

સુખદા આટલું સાંભળીને પણ ચુપચાપ ઉભી હતી. હા, જોકે તેની આંખો સ્વામીના મુખપરથી ખસીને તેના ચરણો પર આવી પડી હતી. પ્રવીણે ફરી કહ્યું: " જા, કામમાંથી છૂટી થઇ આવ. તને મધરાત સુધી માખો ઉડાવવાની ખરાબ આદત પડી ગઇ છે, હજાર કહો પણ જરાએ અસર નથી થતી."

સુખદા ધીરે ધીરે ચાલવા લાગી, પણ પ્રવીણે જોયું કે તેની આંખોમાંથી આંસુ ટપકી રહ્યાં છે. તેણે દોડી પોતાની સ્ત્રીનો હાથ પકડી કહ્યું: " આ શું ? તારા આંસુ પણ ઉપરજ રહે છે. " તેને કંઇક વિશેષ કહેવું હતું પણ સુખદા ડૂસકે ડૂસકે રડી પડી. પ્રવીણ બાબૂથી કંઇ પણ સાંત્વના દેવાનું ન બન્યું –તે ચુપચાપ ઉભો. તે અપમાનિતાનું રૂદન જોવા લાગ્યો.

આ પ્રસંગથી પ્રવીણબાબૂની સહૃદયતા જાગી. તે એક વ્યથા ધીરેધીરે તેના મનને વ્યાકુલ કરવા લાગી. તે વિચારવા લાગ્યો. અંતરમાં પોતાની આ ક્રૂરતાને ધિક્કારવા લાગ્યો. " એ વાત સત્ય છે કે સુખદા સુંદરી–લાવણ્યમયી નથી; પણ શું એટલા કારણે એનો આવો નિર્દય તિરસ્કાર કરવો ઉચિત છે ? વળી એના જેવું સુંદર હૃદય કેટલી સ્ત્રીઓનું હશે ? એનો આદર્શ વિનય, પરિશ્રમ, સહનશીલતા અને પ્રેમ–ભક્તિ એ સર્વેને એકત્ર કરતાં શું તેમનું મૂલ્ય એટલું નથી થતું કે તે પતિનો પ્યાર નહિં તો નહિં, પણ આદર તો મેળવી શકે." એ વિચારતો તે મનમાંને મનમાં ખિન્ન થઇ સ્ત્રીની તરફ અપરાધીની માફક જોવા લાગ્યો.

એ દરમ્યાન સુખદા ખૂબ રડી ચૂકી હતી. પણ જ્યારે તેણે જોયું કે પતિની તેનાપર સહેજ



ચિત્રકાર ] હૃદયની પ્યાસ [ રા. મુકરરાય ગોગટકર

તેમનો ચેહરો આજે પણ અપ્રસન્ન હતો

જુઓ પૃષ્ઠ ૨૪૫ ( સર્વ હક્ક સ્વાધીન )

પણ મળતા નથી, એક મીઠી વાત કરી પ્યાર કરવાની વાત તો દુર રહી સાધારણ સાંત્વનાના બે શબ્દથી પણ તેને ન સમજાવી. ઉલટા આંખો ધૂરકાવી તાકી રહ્યા ઉન્ત્યારે તે કાંપતી કાંપતી એક લાંબો નિસાસો નાંખી નીચે જવા લાગી. તે નિસાસામાં હૃદયના જે અપમાનની જે ઘોર અનાદરની વિષમ વેદના ભરાઇ રહી હતી તે પ્રવીણના હૃદયપર ગોળીની માફક જખમ કરી ગઇ. તેણે દાદરપર પગ મૂકતી સુખદાનો પાલવ પકડી કહ્યું: "જરા થોભ, જાય છે ક્યાં?"

સુખદા પતિની વાત સાંભળવા અટકી ગઈ. પણ તેણે ન પાછળ ફરીને સ્વામી તરફ જોયું કે ન મ્હોંમાંથી એક શબ્દ સુદ્ધાં કાઢયો. જ્યારે તે ચુપ રહ્યો ત્યારે ફરી જવા લાગી. પ્રવીણે અટકાવતાં કહ્યું: "ફરી તેજ, જરા થોભ તો ખરી?" સુખદાએ ધીમા સ્વરે કહ્યું: "જવા દો કામકાજ પડ્યું છે. દુધ એમજ પડ્યું છે, મીંદડી ક્યાંક મ્હોં ન નાખી જાય."

પરંતુ પ્રવીણે એ વાત ન સાંભળી. કારણ કે આ વખતે તે એ વિચારતો હતો કે "હું તેની સાથે હંમેશા તપી જઈ વાત કરું છું, પણ તે જવાબ સુદ્ધાં નથી આપતી. મારા સર્વે અત્યાચારોને સહે છે અને ચાકરડીની માફક બધું કામકાજ કરે છે–હલકામાં હલકાં કામ કરે પણ તે ધૃણા નથી કરતી. હું રઝળ્યા કરતો સુઇ જાઉં છું અને એ ન જાણે કેટલી રાત સુધી પગ ચાંપતી ઉંઘમાં ઝોકાં લેતી બેઠી હોય છે. હું જ્યારે બહારથી આવું છું ત્યારે પોતાના સર્વ દુઃખોને ભૂલી જઇ હસીને સ્વાગત કરે છે. પણ હું તે હાસ્યને અમરી રેડી દઉં છું. આ મારું હૃદય કેવું છે! આડોશી પાડોશી કીટ–પતંગ પશુપક્ષીના દુઃખ હું નથી જોઇ શકતો–પણ ઘરની સાધ્વી ઉપર આ અત્યાચાર કરતી વખતે હૃદયમાં કોણ જાણે ક્યાંથી પશુના ઉભરાઇ આવે છે"

પ્રવીણ એજ વિચારતો હતો. સુખદાએ કહ્યું. "કહોને શું કામ છે હું જાઉં છું." હમણાં તેની આંખો સૂઝી હતી. પ્રવીણે તેનો હાથ પકડી કહ્યું: "મારી તરફ તારો જીવ કેમ નથી લાગતો! નીચે જવાની બહુ ઉતાવળ છે."

સુખદા ચુપચાપ ઉભી રહી.

પ્રવીણ ફરી બોલ્યો: "બસ હવે બોલવાના સોગંદ છે!"

સુખદા તો પણ ચૂપ રહી.

પ્રવીણે કહ્યું: "નહિ બોલે?"

સુખદાએ કહ્યું "બોલું તો છું."

પ્રવીણ: "શું!"

સુખદા ફરી ચુપ થઇ ગઈ.

પ્રવીણે કહ્યું: "લ્યો ફરી એવી જ મુંગી."

સુખદા: "તો કંઈ કહો તો ખરા."

પ્રવીણ "કહું છું તો ખરો કે તારો જીવ શું મારી તરફ બિલકુલ નથી લાગતો કે જાન છોડાવી ભાગે છે."

સુખદા ફરી ચુપ રહી.

પ્રવીણ બોલ્યો: "ફરી મૌન."

સુખદાએ જરા કઠોર સ્વરમાં કહ્યું: "નીચે કામ કરવાનું પડ્યું છે. માજીની તબીઅત ઠીક નથી." એટલું કહી સુખદા ફરી નીચે જવા લાગી. પ્રવીણ બાજુએ તેનો પાલવ પકડયો. એટલી વારમાં ભગવતી પ્રસાદે સામે આવી હસતાં-હસતાં કહ્યું: "પ્રવીણ ભાઈ! તમે અહિં અંધારામાં આવી સાથે કેવી ગડબડ ગોથ કરી રહ્યા છો–ચાલો માજીએ તમને બોલાવ્યા છે."

સુખદા ધીરે ધીરે નીચે ચાલી ગઇ.

પ્રવીણે જરા શરમાઇ કહ્યું· "હમણાં!"

ભગવતીએ કહ્યું· "હમણાં નહિ તો વળી પછી ક્યારે? તમે તો સંખ્યા ધર્નાજ રોગીની માફક ખાટલાપર આવી પડો છો..ચાલો હેઠા."

પ્રવીણે તેના ઉત્સાહ અને પ્રસન્નતાને ઠરી દૃષ્ટિથી જોતાં કહ્યું: "ભગવતી! વધુના આગ-

મનનો ઉત્સાહ તારી રગરગમાં ઉભરાતો દેખાય છે; "

- ભગવતીએ જલકતા હર્ષથી કહ્યું: "કાં તમારાથી તે નથી સહેવાતું ? શું તમે ક્યારે એવા નહોતા થયા ?"

પ્રવીણ વાતને ગળી ગયો–તેણે જરા ગંભીરતાથી કહ્યું: " પણ હમણાં શી ઉતાવળ છે હજી તો પંદર દિવસ પડયા છે. "

" અરે આજે જ પત્ર આવ્યો છે. અને પરમ દહાડે તો ચાલતું પડશે. "

પ્રવીણે કહ્યું " શું, પરમ દહાડેજ ?"

" ત્યારે જ તો, ચાલો ઉઠો. બધું કામ હમણા કરવાનું છે. ઉઠો ઉઠો, એદીની માફક શું પડ્યા છો ?" એટલું કહી તેણે પ્રવીણનો હાથ પકડી ઉપાડયો. પ્રવીણે એક અનુપમ દ્રષ્ટિ મિત્રના પ્રફુલ્લ ચહેરાપર નાખી અને ધીરે ધીરે દાદર ઉતરી, કપડાં પહેરી ભગવતી સાથે તેના ઘર તરફ ચાલ્યો.

---

## પ્રકરણ ૨ જું.

પ્રવીણની વય લગભગ છવીસ વર્ષની હતી. તે શોખીન તો હતો જ અને તેમાં કેટલાક સારા ગુણ પણ હતા. તે અતિ ઉદાર સહૃદય–સાત્વિક અને પ્રતિભાસંપન્ન યુવક હતો. છતાં તેનામાં કેટલાક દુર્ગુણ પણ હતા. તે સ્વભાવે બીકણ–ક્રોધી–ઘમંડી અને આળસુ હતો. તેનો પિતા પૈસાદાર નહોતો માતા પિતાના અપૂર્વ પ્યાર સિવાય તેને વિશેષ કંઇપણ મળ્યું નહોતું. તેના પિતાનો તે એક જ પુત્ર હતો. પણ સંસારનો ઢંગ એવો થઇ ગયો છે કે પ્યારને વેચે પૈસો નથી મળતો. તેના અવગુણ જ્યાં તેના પરિજનોને દુ:ખ દેતા હતા ત્યાં તેના ગુણ તેના જ માટે ઝેરી તીર થઇ ગયા હતા. તેના વર્તમાન જીવનનો તેના તે જીવનથી જેની પ્યાસ તેના હૃદયમાં શિક્ષા અને ગુણોના કારણે ઉત્પન્ન થઇ હતી,–મેળ નહતો. પણ એક વાત અવશ્ય હતી કે જો તે ઇચ્છતે તો પોતાની જ શક્તિથી તે પોતાની મહત્વાકાંક્ષાઓને પૂર્ણ કરી શકતે. પણ તે ઇંદ્રિય વિજયી નહોતો. તેના આ અવગુણ શત્રુની માફક શરીરમાં ભરાઇ બેઠા હતા. અને તે તેને કંઇ પણ કરવા દેતા નહોતા. તેની પ્રતિભા જ્યારે જ્યારે તેને અતિ પરિશ્રમ અને અથાગ ઉત્સાહથી દુર્ભાગ્યના પુલને ઓળંગવા ઉત્તેજીત કરતી ત્યારે તે આલસ્યની જાળમાં ફસી જઇ ચુપચાપ પડયો પડયો ગુસ્સે થયા કરતો. સહૃદયતા જ્યારે તેની ઉદારતાની પરીક્ષા લેતી ત્યારે ક્રોધ પ્રતિહિંસાની કાલિમા તેના હૃદયપર પાથરી દેતો. અને જ્યારે ભાવિકતા તેના હૃદયમાં સંતોષ અને તૃપ્તિની ભીની ભીની વર્ષા કરતી ત્યારે ઘમંડ પોતાના લોહદંડને લઇ તેને ગધેડાપર સવાર કરાવી દેતો. તે પોતાના ગુણ અને અવગુણ બંન્નેને આધીન રહેતો હતો. ભીરૂતાના કારણે તે બેમાંથી કોઇનાપર પણ શાસન તો કરી શકતો નહોતો ઉલટો બન્નેના ચક્રાવામાં ધક્કા ખાતો હતો.

તે અસાધારણ સૌંદર્યનો ઉપાસક હતો તેમ જ સુંદરતાને ઓળખતો પણ હતો. અને પોતે પણ બહુ સુંદર હતો. વિવાહ પૂર્વે તે પોતાની સ્રીના સૌંદર્યની કેટલીએક મૂર્તિ મનમાંને મનમાં ઘડી લેતો હતો પણ ઠીક એક નહોતી લાગતી. કોણ જાણે તેની પસંદગી કેવી હતી.સ્રીઓના ટોળાંમાંથી એક સુંદર ચહેરાને શોધવા તે સદા વ્યાકુળ રહેતો.પણ કોઇ સુંદર નિર્દોષ ચહેરો દેખાતું નહોતું. ઘણા વખત તે કોઇના હાથ, કોઇના પગ, કોઇનું નાક અને કોઇની આંખ પસંદ કરી તે સર્વને એકઠાં કરી, એક ધ્યાનમયી મૂર્તી બનાવી લેતો ત્યારે તેને સંતોષથી પસંદ કરીને જરા મન મનાવતો. સૌંદર્યના ઉત્કર્ષમાં તેણે અનેક કવિતાઓ અને લેખ લખ્યા હતા. પણ પોતાની સમજણ પ્રમાણે તે પોતાના

હૃદયગત ભાવોને બરાબર પ્રકટ કરી શકતો ન હોતો. તેની એવી ધારણા થઇ ગઇ હતી. સૌંદર્ય તો માનો જોવાની કે કહેવાની વસ્તુજ નથી. માત્ર સમજવાની અને વિચારવાની વસ્તુ છે. તે કદિ જલાશયના કિનારે બેસી, કદિ બાગના કોઇ કુંજમાં લેટી અને કદિ અર્ધી રાતના સમયે સમસામ અંધકારમાં બિછાનાપર પડી સુંદરતાના રૂપને નિહાળ્યા કરતો. તેજ પ્રવીણને આજે એવી સ્ત્રી મળી છે!

નવયુવક પ્રવીણ હજી સ્ત્રીના બીજા કાર્યભારોને સારી રીતે નથી સમજતો. તે સર્વથા અનુભવ શૂન્ય છે. એજ કારણે તેના હૃદયમાં પ્રેમ છે—માત્ર પ્રેમ અથવા એટલો આદર છે જેટલો પ્રેમ કરવા દઇ શકે છે. તે પ્રેમ પણ વાસ્તવિક પ્રેમ નથી. સૂક્ષ્મ દ્રષ્ટિથી જોતાં તે સ્પષ્ટ મોહ દેખાય છે. તે મોહ માત્ર રૂપને ચાહે છે. પ્રવીણ માત્ર પ્રેયસીનાં રૂપમાં સ્ત્રીને ચાહતો, જાણતો અને સમજતો હતો. હજી સુધી તે આ સંબંધમાં એટલોજ પાઠ ભણ્યો હતો. પણ દુર્ભાગ્યથી તેની પત્નિ પ્રેયસી નહોતી. હિંદુ કુલવધૂ પ્રાયઃ પ્રેયસી નથી હોતી. હિંદુ જાતિમાં વિવાહ માત્ર પ્રેમને માટે કરવામાં નથી આવતો. પ્રેમનો પુટ દેવાય છે તે તરફ અભિરૂચી ઉત્પન્ન કરવા માટે. જેમ ભોજનમાં સ્વાદ હોય; સ્વાદમાટે ભોજન નથી કરાતું; તેનો ઉદ્દેશ પેટ ભરવાનો છે પણ સ્વાદ ભોજન પ્રતિ અભિરૂચી કરાવે છે—એજ પ્રમાણે હિંદુસમાજમાં વિવાહનો ગંભીર હેતુ બીજો છે. પણ જે પ્રમાણે સ્વાદીઆ લોકો સ્વાદ માટે નિરર્થક ભોજન ખાઇ રોગી થાય છે તે પ્રમાણે પ્રવીણ પણ માત્ર પ્રેમ માટે વિવાહ અને સ્ત્રી છે-એ સમજ ફેરથી ખીગન તો હતો.

એ વાત નહોતી કે સુખદા સ્વામીને ચાહતી નહોતી. ચાહવું તો દૂર રહ્યું તે તેનાપર ન્યોછાવર થતી હતી. આ શિક્ષા તે કોઇ સ્કુલમાં શીખી નહોતી. ભારતની હવામાં શ્વાસ લેવાથી હિંદુ-લલના પતિવ્રતના ગુપ્ત ઉત્તર કાર્યભારનેજ માત્ર ન સમજતાં તેજ અલ્પ વયમાં, તેજ અબોધ, મૂર્ખ અને તિરસ્કૃત સ્થિતિમાં તેને પાલન કરવા યોગ્ય અપૂર્વ દ્રઢતા અસાધારણ આત્મબળ અને વ્યાવહારિક સહન શક્તિ પણ મેળવી લે છે.

એ સ્પષ્ટ છે કે સુખદા સુંદરી નહોતી. પણ તેમા તેનો શો અપરાધ હતો? તે પોતાની કાચી અવસ્થામાં પોતાના માતા, પિતાના સ્નેહને તોડી પતિગૃહમાં આવી હતી. અહિં આવતાં તેને ન મળ્યો પ્યાર કે ન પામી આદર. અહિં જો તેના પર કોઇનો પ્યાર હતો તો તે માત્ર તેની સાસુનો. પણ તે પ્યારની કંઇ કિંમત નહોતી. તે સદાની રોગિણી હતી. મહિનાના ત્રીસે દિવસ તે ખાટલાપર પડી રહેતી હતી. સુખદાને એક બાજુ આખા ઘરનું કામકાજ અને બીજી બાજુ સાસુની માવજત હતી. તેને ઘર વાળવું પડતું, વાસણ માંજવા પડતા, ચોકો કરવો પડતો, સાસુના મલમૂત્ર ઉપાડવા પડતા અને સ્વામીને ગરમ ભોજન પણ જમાડવું પડતું. સાસુ માટે કાંજી દૂધ સત્વર તૈયાર કરવા, ફુરસદમાં સર્વ કપડાંને સાબુ લગાડી ધોઇ અને બિછાના બિછાવવા પડતા. ગંદાથી ગંદા કામમાં તેને ઘૃણા નહોતી. અર્ધી રાત સુધી પણ તેને આળસ ન થતું. એ સર્વના બદલામાં તેને પતિનો પ્યાર નહિ પણ આદર મળતે તો પણ બસ થાત. પણ સુખદાને તેની ચિંતા ન હોતી. તે સમજતી હતી કે પતિનો આદર અને પ્રેમ શું આર્થનીય છે કે તેના માટે વ્યાકુળ થવું! તે તો ઘરમાંજ છે અને સુરક્ષિત છે. તે હંમેશા પતિની ચિંતામાં રહેતી. હસીને સ્વાગત કરતી. પણ હાય! તે હાસ્યનો આદર કર્યાં હતો! તે હાસ્ય ભલે એટલું મીઠું અને સુવાસિત ન હોય પણ તે કોઇ સુંદર મ્હો પર સજાત તો કદાચ તેનો અનન્ય આદર થાત. પરંતુ સૌંદર્ય તો ભાડે મળી શકે એવી વસ્તુ નથી.

પ્રવીણ ઘણું કરી સુખદાને સ્વચ્છ ન રહેવા માટે તિરસ્કારતો. આ તિરસ્કાર દિન પ્રતિદિન તીક્ષ્ણ થતો જતો હતો. તે વિચારતો કે ભલે કોઇએ તેવી કુરૂપ વસ્તુ હોય પણ જો તે ઢંગથી રાખવામાં આવે તો સુશોભિત થઇ જાય છે, મનમાં આ સુધારાની તે કેટલીએક કલ્પનાઓ કરતો. તે વિચારતો કે હું સુવર્ણની ચાહનામાં હતો, તેનો મને હાર બનાવવો હતો, પરંતુ દુર્ભાગ્યથી સોનું ન મળતાં લોઢું જ મળ્યું. હવે તિરસ્કારથી શો લાભ? એ તો મૂર્ખતાજ છે કે હું લોઢાનો હાર બનાવું. પરંતુ લોઢામાં પણ કંઇક બનવાની શક્તિ છે. લોઢાની પણ કંઇક એવી વસ્તુ બની શકે છે જે પોતાની શક્તિથી સોનાના હારથી પણ કિંમતી થઇ જાય છે. તેણે નિશ્ચય કર્યો કે સુંદરી ભલે ન થાય, પણ આને ગુણવંતી તો બનાવું. ભણાવું, સંગીત શીખવું, કાવ્યરચના તથા લેખ લખતાં બતાવું.

તેણે તેને શીખવવાનું શરૂ કર્યું. પણ ક્રમેક્રમે શીખવવાનું ધૈર્ય તેનામાં નહોતું. તેમ જ ઉંચા પ્રકારના કાવ્ય અને અલંકારોને સમજવા જેવી સુખદામાં બુદ્ધિ નહોતી. જ્યારે પ્રવીણ પૂર્ણ ઉલ્લાસમાં કવિની કોઇ અપૂર્વ કલ્પનાની પોતાની સાહિત્ય ભાષામાં વ્યાખ્યા કરતો ત્યારે સુખદા મોટી મોટી આંખો ફાડી તેના તરફ જોયા કરતી. પ્રવીણ જોતો કે જેમ માટીનું ઢેફું દીવાલથી અફ‍ડાઇ ચૂરેચૂરા થઇ વીખેરાઇ જાય છે તેજ રીતે તેનું સૂક્ષ્મ વિવેચન, પાંડિત્ય પૂર્ણ ભાષણ અને ઉત્તમ કાવ્ય આલોચન સુખદાના મસ્તક સાથે અફડાઇ વાયુમંડલમાં પ્રસરી જાય છે. કવિની પ્રતિભાને જોઇ જ્યાં તેનું મન આનંદ પામતું ત્યાં સુખદાની મંદ બુદ્ધિને જોઇ તેનું મ્હોં ક્રોધથી લાલ થઇ જતું. તેના ક્રોધને ઉછળવાને બીજી પણ એ વાત હતી. તે જોતો કે કાવ્યમાં સુરમ્ય ઝરણાં અને ફુવારાઓથી સજ્જિત ઉપવનોનું વર્ણન છે, તેવું મારું ઘર નથી. મેલાં ધુમાડાથી રંગેલાં અને દુર્ગંધિત ઘરમાં કાવ્યામૃત ચાખતાં જ તેનું કાળજું બળી જતું હતું. બીજું કાવ્યમાં જેવી નાયિકાનું વર્ણન છે તેવી સુખદા નથી. પણ જેવો નાયક છે તેવો હું છું, એમ તેને લાગતું અહિં તેની સહૃદયતાનો લોપ થઇ ઘમંડનો ઉદય થતો. તે વિચારતો તેવુંજ મારૂં સૌંદર્ય છે, તેવાજ મારા ગુણ છે. પણ મને આ ઘર અને આ સ્ત્રી? ઘમંડની સાથેજ ક્રોધનો પ્રવેશ થતો. તે તેનાજ રંગમાં આંખો રંગી સુખદાની સાડીને તિરસ્કારથી જોતો. સાડીની એક બાજુએ મેશ લાગેલી છે. બે એક બાજુ ચીકાશના દાગ છે. વિશેષ જુવે છે તો તેનાં કપડામાંથી રસોઇના મસાલાની અને લોટની ગંધ આવી રહી છે. હવે તે પાગલની માફક બૂમ પાડી કહે છે "મૂર્ખ બદનસીબ તારાથી એટલું પણ નથી થતું કે શરીર અને વસ્ત્રને સ્વચ્છ રાખે." સુખદા પુસ્તકમાંથી મ્હોં કાઢી જોતી કે આ વળી શું થયું? શીખવતાં શીખવતાં સફાઇની ચીટકાર કેવી? પણ તે જોતી કે વાસ્તવમાં તેના પતિની વાત ખોટી નથી. કારણ કે તેનાં વસ્ત્ર મેલાં અને દુર્ગંધિત છે. તે લજ્જિત થઇ નીચે જોવા લાગતી પણ જો ખરૂં પૂછીએ તો એ તેનું શીલ હતું. આખા ઘરનાં બધાં મેલાં કામ કરી સ્વચ્છ રહેવું એ સંભવિત નહોતું. જ્યારે પ્રવીણ આડોસ પાડોસની સ્ત્રીઓના ઉદાહરણ આપી સમજાવતો ત્યારે પણ તે ચુપચાપ સાંભળી અને સહન કરી લેતી, આ ચુપકીદી પ્રવીણને વધારે ગરમ કરી દેતી હતી. પણ સુખદા શું બોલે? તે એ ઉત્તર આપતાં લજ્જાતી હતી કે તેની પાસે તે એકજ સાડી છે. તેનાથીજ તે ચોકા વાસણ અને જળ જુગ કરે છે. રોજ સાબુ લગાડતાં એ તે મેલી થઇજ જાય છે. પાડોસણો પામે તો દરજ્જાના હિસાબે કપડાં છે. નોકર ચાકર તેમને કામ કરી આપે છે પણ તે વિચારતી કે ઉત્તર આપતાં પતિનો તિરસ્કાર થશે–તેની દરિદ્રતા પર તાણો લાગશે.

ક્રોધ અને ઘમંડનો ખૂન ક્ષણભરમાં જ પ્રવીણના શિરમાંથી નિકળી જતો હતો. ફરી તેની સહૃદયતા જાગતી. તે સુખદાની ઘણી ખરી કઠિનાઇઓ અને સ્થિતિને સમજતો પોતાની ક્રૂરતા પર દુઃખી થતો. પણ કોણ જાણે તેનો સ્વભાવ કેવો થઈ ગયો હતો કે હૃદયમાં તે જેટલો પ્રેમ અને દયા સુખદા માટે રાખતો તે તેની સામે તે પ્રકટ કરી શકતો નહોતો. તેની સામે જ્યારે પણ વાત કરે ત્યારે ક્રોધમાંજ કરતો. હવે તેને ભય થવા લાગ્યું કે: "ક્યાંક એવું ન થઇ જાય કે હું ક્રોધના આવેશમાં આવી તેના પર હાથ ન ઉપાડી લઉં. બસ તેણે ધીરે ધીરે શીખવવાનું અપ્રિય કામ બંધ કરી દીધું. એજ દશા સંગીત અને અક્ષર સુધારની પણ થઇ. સુખદાના હાથમાં તો તેજ ઘરનું કામકાજ રહ્યું. અને દિવસરાત ચોવીસ કલાક માટે તેને પુરં પડે એટલું કામ તો હતુંજ.

પ્રવીણ જો પ્રયત્ન કરી પોતાની આર્થિક સ્થિતિ સુધારી શકતે તો તેને ઘણી શાંતિ મળતે. તે જેવો ગુણી, યોગ્ય અને પ્રતિભાસંપન્ન હતો તેવોજ અથાગ ઉત્સાહી અને અપૂર્વ પરિશ્રમી હોતે તો તે ઘણું કમાઇ લેત અને તેથીજ તેને સંપૂર્ણ ગૃહસુખ પ્રાપ્ત થઇ શકત. એકાદ નોકર પણ રાખી શકત એટલે સુખદાને દાસિઓની માફક પીસાવું ન પડત. પણ આલસ્યનો અસુર તેનો હમેશનો સાથી હતો તે અવસરપર ઝટ તેને નીચે ખેંચી લેતો હતો. ભીરુતા પણ તેની સહાયક થતી, અને ઉપરથી ઘમંડ અર્પિત થઇ કહેતું: "એ તો કોઇ બીજાજ હશે જે કરકસર કરી પૈસા બચાવે. એ નિયમ મારા માટે નથી. એ માત્ર સમાજનો અત્યાચાર છે કે મારૂં જીવન મારા અનુરૂપ નથી બન્યું. સમાજને ઉચિત છે કે તે મારો આદર કરે. હું તેને યોગ્ય છું" આ વિચારમાં તે કદિ કદિ પોતાના મિત્રો અને શુભચિંતકોનું અપમાન પણ કરી લેતો હતો.

---

## પ્રકરણ ૩ જું.

સૌભાગ્યની વાત તો એ હતી કે સુખદા ગરીબ ઘરની છોકરી હતી. તે ભલે પ્રવીણ માટે યોગ્ય ન હોય પણ તે ઘર માટે તો સર્વથા યોગ્ય હતી. દરિદ્રતાના કારણે તેને ન કોઇ પાઠશાળાની શિક્ષા મળી હતી કે ન તે ભરતગુંથણના કામમાં હુશીઆર હતી. તેની આ અપૂર્ણતા પણ પ્રવીણ માટે લાભદાયક હતી. કારણ કે જો તે સુશિક્ષિતા સ્ત્રીની માફક ઠાઠમાઠથી રહેતે તો તેના માટે કિંમતી સાડીઓ, બુટ, મોજા અને ફુલ અત્તરાદિ ક્યાંથી આવત? તેમજ કાર્પેટ વણવાનો ટાઇમ પણ ક્યાંથી મળત? જો તે આર્થિક દૃષ્ટિથી વણવાને અર્ધો રૂપીઆ રોજની મજુરીનું કામ કરત તો આખા ઘરમાં મંખો ઉડત. પ્રવીણને જેવી સ્ત્રીની ચાહના હતી અને ગર્વના કારણે તે પોતાને જેવો યોગ્ય સમજતો હતો વાસ્તવમાં તે તેવો હતો પણ નહિ. પોતાની તુચ્છ સુંદરતા અને વિદ્યાના બળપર તે ધરતીપર પગ મૂકતો નહિ અને આલસ્યના કારણે કોઇ ઉદ્યમ પણ બંનથી કરતો નહિ. તેનું જુનું ઘર વગર નાવિકની નૌકા બની રહ્યું હતું. તેનો પિતા સંસાર છોડી ગયો હતો. માતા હિસ્ટીરિયાથી પીડાતી હતી તે કંઇ પણ કામ કરવા અશક્ત હતી. આવા ઘરમાં સુખદા જેવી કર્તવ્યનિષ્ઠ સ્ત્રીનું આગમન એ સૌભાગ્યની વાત હતી. એક બીજી પણ સારી વાત હતી કે તે બિચારીએ વાર્તાઓ વાંચી નહોતી એટલે પ્રેમના અભિનય તે જાણતી નહોતી. અંતરમાં તેના પ્રાણ સ્વામીમાં લાગી રહેતા હતા, પણ બહાર તે એકાગ્ર મનથી ઘરના કામકાજમાં નિમગ્ન રહેતી. પ્રવીણ જાણ

લાવણ્યમયી સ્ત્રીને ચાહતો હતો પણ તેને એ સૂઝતું નહોતું કે તેને લાવી રાખવાની જગા પોતાની પાસે છે કે નહિ. તે એ વિષે વિચાર પણ કરતો નહોતો કે સુંદર વસ્તુને બીજા સાધનોની જરૂર પડે છે જેનાથી તે સુંદર દેખાય છે. તેણે ચાંદીના ગુલદસ્તામાં ફુલ જોયાં હતાં, કલ્પના ગ્લાસમાં નિર્મલ જલ જોયું હતું; તે એ પણ સમજતો હતો કે છુરાપર ફુલ શોભતા નથી. તે કોઇ વસ્તુને અયોગ્ય સ્થાને જોતો તો તે વસ્તુને ત્યાં રાખનારની હૃદયહીનતાપર બહુજ ખીજાતો હતો. ત્યારે તેની સહૃદયતા જાગી ઉઠતી હતી. તે સ્વયં પોતાને તે ઘરમાં તેજ સ્થિતિમાં જોઈ વ્યાકુળ થતો. તેને વિશ્વાસ હતો કે હું આ ઘરમાં રહેવા યોગ્ય નથી. છતાં પણ તે તેજ સ્થિતિમાં, તેજ ઘરમાં, તેને સર્વથા અયોગ્ય એક પરી જેવી સુંદરી સજી સજાઇ પૂર્ણ રસિક શ્રેષ્ઠ નાયિકા સ્ત્રી ચાહતો હતો. જેના ઘરમાં વાસણ માંજવાને ચાકર પણ નથી જ્યાં નિત્ય સ્ત્રીને ઘરમાં જ ધોબી ઘાટ બનાવવો પડે છે, જ્યાં એકજ ઘરમાં રસોઈ, રહેઠાણ અને સુવાનું કરવું પડે છે, તે ઘરનો અકર્મણ્ય-ક્રોધી અને બીરૂ સ્વામી-પદ્મિની સ્ત્રીના હાસી પણાની સૌરભ ઇચ્છતો હતો. તે અદ્‌ભૂત વાત હતી. અને અમને વિશ્વાસ છે કે જો પ્રેમ થાત, તો અતીશય વધારે દુઃખી તેમજ અશાંત થાત તે પોતે ત્યાંજ ઉત્પન્ન થયો હતો. છતાં ત્યાં રહેવામાં તેને આટલું દુઃખ થતું હતું. જો તે કોઈ મોટા ઘરની કન્યાને તે દુઃખમાં લાવી નાંખતે તો તેની શું સ્થીતિ થાત? ન સુખદા પતિના આચરણથી દુઃખી તો હતી પણ તેની એવી ધારણા હતી કે આવી રીતે ચીડાઇને બોલવું એ તેનો સ્વભાવજ થઇ ગયો છે. તે તેમાં શું કરી શકે? તેને જો કોઇ પણ રીતે આ વાત જાણવામાં આવતે કે પતિ આમ કરવાથી પ્રસન્ન થશે તો તે પોતાથી બનતું સઘળું કરી છૂટતે. પણ તેના પતિની પ્યાસ તો એટલી ઉંચી હતી કે સુખદા કોઇ પણ રીતે તેને પૂરી કરી શકવાને અસમર્થજ હતી. તે કદિકદિ વિચારતી, કે મારા સ્વામી કેવા દિવ્ય રૂપ છે? એવા બીજા કોના છે? જ્યારે તે હસે છે ત્યારે જાણે હૃદય તો બહાર નિકળી ભેટવા ચહાતું હોય. ફરી તેના વિચારની દિશા બદલાઇ જતી. તે વિચારતી મારી સાથે એ કેટલી વાર હસ્યા છે? છી, એમાં એમનો દોષ નથી. તેમના હૃદયમાં કેટલો પ્રેમ, દયા અને મોટાઈ છે? પણ હું શું તેમના માટે યોગ્ય હતી? રૂપમાં કે ગુણમાં હું એમના ચરણોની ધૂલી બરાબર છું તો પણ તેમણે મને પોતાના ચરણોનો આશ્રય આપ્યો છે એ શું ઓછું છે? એમની રસભરી આંખો સમાન કોની આંખો છે? પણ હાય તે મારી તરફ કેવી રીતે જુએ છે? ક્રોધમાં અથવા દુઃખમાં. મેં એમના વચ્ચે આવી મહાન અનર્થ કર્યો છે કે મોહન ભોગના થાળમાં જાણે જુવારની રોટલી આવી પડી હોય. પણ હું મારા આ કુરૂપ મ્હોંને શું કરૂં? શું એ બદલાઇ શકે એવી વસ્તુ છે, એ બીજ બજારમાં મળી શકે તેવી નથી! મારી બુદ્ધિ પણ કેવી જડ છે. એમણે શીખવવાનું ઘણું કર્યું પણ હું શીખી ન શકી. હારી જઈ તે આશાને છોડી બેઠા. હું પણ શું કરી શકું? ઘરના કામમાંથી ફુરસદ પણ ક્યાં મળે છે. કામમાં પરોવાયલીજ રહું છું. ન કરૂં તો, તે કરે પણ કોણ? જો સાસુજીની સેવા ન થાય તો બે દિવસ માંજ તેનો પ્રાણ નિકળી જાય.

અબોધ અસહાય બાલિકા આવી રીતે વિચાર કરી કરી વિહ્વલ થઈ જતી હતી. પણ તેને કોઈ માર્ગ સૂઝતો ન હોતો. ઉલટે તેણે વિચાર્યું સ્વામી ભણાવવા ચાહતા હતા. હવે હું ભણીશ. વાત સમજમાં આવે યા ન આવે. હું મન લગાડી સાંભળીશ. આ બહાને બે ઘડી એમની પાસે

આ વાર્તાનો વિશેષ આકર્ષક ભાગ તેનાજ સુંદર ચિત્રો સાથે આવતા અંકમાં આપવામાં આવશે.

Printed by D. R. Mitra at Manoranjan Press 2 Sandhurst Rd., Bombay 4
and Published by Uddavji Tulsidas Thakurs at No. 2,
Daria Street Mandavi Bombay No. 3.

# શાણા શેઠીઆઓ !!



સટ્ટા અને બેહદ વધારી દીધેલા મ્હોં માગ્યા દામોની બરકતે ગઈ કાલના રાંકડા પણ આજે મહેલોમાં મહાલે છે !!!

ત્હેમને હાથે પઇસો પાણી મીસાલ વહે છે !!

તો જરા ફુલ પાંખડીરૂપે આ તમારાં અનાથ ભાંડુઓ પ્રત્યે દાન મોકલી પરભવનું ભાથું બાંધી લ્યો !!

## કેમ કે લક્ષ્મી આજ છે ! કાલે નથી !!

## દેહ આજ છે ! કાલે નથી !!

જરૂર આ નિરાધારો તરફ નજર કરો, અને વધુ વિગત માટે લખશો:—

મંત્રી—હિંદુ અનાથ આશ્રમ,

નડીઆદ.

# ગરવી ગુજરાત.

માસિક પત્ર.

પુસ્તક ૧ લું,] તંત્રીઃ ઉદ્ધવજી તુલસીદાસ ઠક્કુર. [અંક ૬ ઠો.

## ઑક્ટોબર ૧૯૨૧ ના અંકની અનુક્રમણિકા.



લવાજમ—હિન્દમાં રૂ. ૬, હિન્દ બહાર રૂ. ૭–૮, છુટક નકલ બાર આના.
ઠેકાણું—ગરવી ગુજરાત ઑફીસ કેશવજી દામજી
ન્યુ બીલ્ડીંગ, વડગાદી, મુંબાઈ નં. ૩.

# અમારો આવતો અંક.

## નવેમ્બર ૧૯૨૧.

**કવર ડીઝાઈનઃ** મૌલાના મહુમદઅલી. ફોટો. મેસર્સ પી. ગોમસ કું.

**મુખપૃષ્ઠઃ** હૃદયની પ્યાસ. ચિત્રકાર મી. ગોરક્ષકર.

**રસ્તામાંઃ** રા. શયદાની હમેશની લાલિત્યપૂર્ણ ભાષામાં લખાયલી ગઝલ.

**વિમાનઃ** રા. દેશળજી પરમાર. એમનું કલ્પનાના તરંગોમાં રમતું ભાવપૂર્ણ કાવ્ય.

**જોગીડાનેઃ** રા. કેશવ હ. શેઠનું રસમય કાવ્ય.

**પ્રેમનું અદ્વૈતઃ** શ્રી. રવિન્દ્રનાથ ટાગોરના એક કાવ્યનો અનુવાદ.

**અકસ્માતઃ** રા. ગૌરીશંકર ગોવર્ધનરામ જોશી. એમની એક ભાવનામય સામાજીક વાર્તા રા. પંડિતના સુંદર ચિત્ર સાથે;

**હંગેરીમાં અસહકાર** હંગેરીમાં અસહકારનો ઇતિહાસ રા. રત્નસિંહ દિપસિંહ પરમાર.

**મૃતાત્માઓ સાથે વાર્તાલાપ.** મરાઠી લખનાર શ્રીયુત. રૂપિ-એમણે પોતાના સ્વર્ગવાસી પત્ની સાથે કરેલા વાર્તાલાપનો જાણવા જોગ હેવાલ. અનુવાદક રા. મયંક મૃતાત્માઓના ચિત્રો સાથે.

**ચીનમાં બૌદ્ધ ધર્મ.** ( સચિત્ર ) રા. માવજી દામજી શાહ. ગુજરાતના પ્રસિદ્ધ માસીકોના એક લેખક. રા. શાહનો આ એક સુંદર લેખ છે.

**અક્કલની મરામતઃ** શ્રીયુત જી. પી. શ્રીવાસ્તવ બી. એ. એલએલ. બી. અનુવાદક રા. ગુલામ-હુસેન હાજીમહમદ. ( લેખકની ખાસ પરવાનગીથી ) રા. દત્તાત્રયના સુંદર ચિત્રોસાથે હાસ્યપૂર્ણ લેખ.

**ઇતિહાસ** મરાહુર સરફોજીનો ઉદય અને અસ્ત. આ ઇતિહાસિક લેખનો રસિક ભાગ. ( સચિત્ર ) ઉદ્દવજી તુલસીદાસ ઠક્કુર.

**પ્રેમની શિક્ષા.** રા. પ્રભુદાસ પ્રાણજીવન ઠક્કર વીસમી સદી તેમજ આ માસીકમાં સુંદર ભાવનાઓના લખનાર રા. પ્રભુદાસની આ એક ભાવપૂર્ણવાર્તા છે. રા. એન. જોશીના બે સુંદર ચિત્રોસાથે.

**હૃદયની પ્યાસ.** શ્રીયુત ચતુરસેન શાસ્ત્રી. આ સામાજીક વાર્તાનો આકર્ષક ભાગ. મી. ગોરક્ષકરના સુંદર ચિત્રો સાથે.



પુસ્તક ૧ લું. ઑક્ટોબર ૧૯૨૧. અંક ૧ લો

# દિવાળીને !

લખનાર: શ્રીયુત ચતુરસેન શાસ્ત્રી.

અમાવાસ્યાના ગાઢ અંધકારમાં અસંખ્ય દિપાવલીના પ્રકાશ સાથે શું જોવા અમારે ઘેર ત્હારી પધરામણી થઇ છે ! જરા ઉભી રહે, જો ત્હારી સાથે ભારતની ભાગ્ય લક્ષ્મીને લાવી હો, જો ત્હારા દીપકોમાં અગ્નિવિનાનો પ્રકાશ હોય, જો ત્હારા દીપકો અમારા ગૃહસ્નેહરૂપી તેલને ચુસી અમારા ઘરમાં કાજળની કાળાશ ન મૂકી જાય, ક્ષુદ્ર પણ ઉત્સાહી, પ્રેમી પતંગોને બાળી નાંખવાની વિનાશક શક્તિ એ દીપકોમાં ન હોય તો તું ભલે આવ, અમે લજ્જા અને ગ્લાનીને ભૂલી જઇશું. મલીન અંધકારમાં પણ ત્હારો સત્કાર કરીશું.

જો એમ ન હોય તો તું જા ! અમારા ઘરોમાં એ જ્વલન્ત પ્રકાશથી જોવા જેવું કંઇ નથી. અમારો એ અંધકાર ખોટો નથી. તેણે અમને અમારી મલીનતાને–અમારી હીનતા–અમારી નગ્નતાને છૂપાવી રાખી છે. અમારા નેત્રોની નિસ્તેજ જ્યોતને તે સહી ગયો છે.

દિપોત્સવી ! અમારાપર પ્રકાશ ના નાંખતી, અમે નગ્ન છીએ, અમે ભુખ્યા છીએ, અમે રોગી અને નિરાશ્રય છીએ, ધક્કેલા, મરેલા તિરસ્કારેલા છીએ. લજ્જિત છીએ–સ્વાર્થી–પાપી–ભીરૂ છીએ. પૂર્વજોની અતુલ સંપત્તિનો નાશ કરનાર સંતાન છીએ. પોતાનાં બાળકોને ભિખારી કરનાર માતા પિતા છીએ. રૂઢીની વેદીપર સ્ત્રીઓને બલીદાનના પશુ બનાવનાર પુજારીઓ છીએ. અમે ખાનદાન પિતાના અકરમી પુત્રો છીએ.

નહિં, નહિં, અમને અંધકારમાંજ રહેવા દે. અમને અન્ધકારમાંજ મુખ છુપાવવા દે અમને લજ્જા ઉત્પન્ન થાય છે. અમે કોઇને નથી જોઇ શકતા ! પરસ્પર પણ નથી જોઇ શકતા, અરે, પોતાને પણ નથી જોઇ શકતા. અમે અનન્તકાલ સુધી–ભારતથી વિહીન, ચૈતન્ય વિહીન, ઘોર અન્ધકારમાં અમારા–સ્થાની રાહને પકડીએ છીએ. હાય !

# ખેતોજી મકવાણા

અને

# સરવૈયાણી.



લેખક.—રા. તારાચંદ પોપટલાલ અડાલજા, એલ. ટી. એમ.

રહ્યો અનુપમ સૌંદર્યની વાત નિકળતાં તેને અગ્રસ્થાન આપતા. કલાપીના શબ્દોમાં કહીએ તો–'તેના મ્હોં પરને નસેનસ મહીં' ઉચ્ચારને ચાલમાં ક્ષત્રીઓ તણું દિવ્ય ઓજસ ભર્યું લોહી વહેતું હતું ઉંચે અરૂણીનો હતો જ્યમ શશી ફીક્કા કરી તારકા તેવું ભવ્ય લલાટ ભૂષણ બધાં ફીક્કા કરી નાંખતું.

આ ઉજ્વળ મુખચંદ્ર આજ ચિંતારૂપી રાહુથી ઘેરાયો હતો. પતિનું સ્વરૂપ જોવાની–તેનો સ્વભાવ જાણવાની આશા ન્હોતી. હાલ તો પતિના પ્રતિનિધિ ગણાતા ખાંડા સાથે જવાનું હતું. ત્યાં ગયા પછી–લગ્ન ક્રિયા થયા પછી પતિનું મુખ જોઇ શકાય–તેનો પરિચય થાય. ત્યાં જતાંજ માતપિતાના લાડમાં ઉછરેલ બાળપણથી હમેશને માટે જનાનખાનાના પડદારૂપી પરતંત્રતાના પીંજરમાં પુરાય. ન મળે તે સ્વતંત્રતા–ન મળે તે નિર્દોષ આનંદ. ખાસ કારણ વિના–સારો કરીઆવર કરવાનો પિતાનો વિચાર હોય તોજ–તે પ્રસંગ સિવાય–કોઇ વખત પિયરીયાનું–વતનનું–માતૃભૂમિનું મ્હોં જોવાનું નહિં–એ કેવો દુઃખદ વિચાર !

તેની સખીઓ કુંવરીની આ સ્થિતિ જોઇ ખેદ પામી. તેના મનનું શાંત્વન કરવામાં–છેવટછેવટમાં બને તેટલો તેનો સ્નેહરસ લુંટવામાં–એક બીજાના હૃદય હલવવામાં–તે દિવસ પૂર્ણ થયો. વિદાયગીરીનો વખત આવી લાગ્યો.

માતાપિતાએ કુંવરીને શુભાશિષ આપ્યા. પુત્રીને કરીઆવર કરવામાં–જમાઇને પહેરામણી આપવામાં સરવૈયા રાવે કંઇ કચાશ રાખી નહિં. માતાનું હૃદય વાત્સલ્યથી ઉભરાયું, આંખોમાંથી પ્રેમાશ્રુની ધારા છુટી. કુંવરી માતાની છાતી ઉપર મસ્તક મુકી ખૂબ રડી, સખીઓને સ્નેહપૂર્વક ભેટી અને માતૃભૂમિને પુજ્યભાવથી પ્રણામ કર્યા. તેની સ્થિતિ ગાયથી છુટી પડતી વાછડી સમાન હતી. અહા, કેવી તે વસમી વિદાય.

## ૨. છાવણી નાંખી.

રજપૂત રાજાઓમાં એવો સામાન્ય નિયમ છે કે વર પરણવા માટે કન્યાના બાપને ત્યાં જાતે આવતા નથી, પરંતુ પોતાનું ખાંડુ મોકલે છે. આ ખાંડા સાથે કન્યા પોતાના પિયરથી નિકળી સાસરે આવવા નિકળે એ સંઘને 'ડોળો' કહે છે. સાસરે આવ્યા પછી વર સાથે હસ્ત મેળાપ કરાવાય છે. વર પોતે—હાથેવાળે પરણવા આવે એ પ્રસંગ અતી મહત્વનો ગણાય છે. અને તેવા પ્રસંગમાં કન્યાનો પિતા પોતાને અત્યંત ભાગ્યશાળી માને છે. આવા પ્રસંગ વીરલ હોય છે કારણકે કન્યાના પિતાનું કુળ કે રાજ્ય કોઇ ચડતા દરજ્જાનું હોય કે કોઇ જમાઇની ઇચ્છા પ્રમાણે ખુબ ખર્ચ કરી રાજશાહી ઠાઠ કરવાની તેની શક્તિ હોય તોજ જમાઇ રાજ હાથેવાળે પરણવા પધારે છે !

કુંવરીનું સગપણ—વેત્રિશાળ સરધારના વાઘેલા રાજા ગોધાજી સાથે થયું હતું. લગ્નનું નક્કી કરતાં ગોધાજીએ રત્નખચીત મુઠવાળી પાણીદાર મૂલ્યવાન તરવાર ઉપર ચુંદડી વિંટાળી તે ખાંડા તરીકે–પોતાના પ્રતિનિધી તરીકે પોતાના વિશ્વાસુ સરદાર અને રાજવંશી ઠાકને શોભે તેવા ભવ્ય રસાલા સાથે ભડલી ગામે મોકલી. સરદારને તેણે ખાસ સૂચના આપી હતી કે 'માર્ગમાં ખૂબ સાવધાન રહેજો. આપણી કીર્તિને કલંક લાગે એવું કંઇ પણ થયું તો હું તમારું મ્હોં પણ નહિં જોઉં.

પંદરમી સદીની વાત. તે સમયે 'મારે તેની તલવાર' અને 'બળીયાના બે' જેવો વખત હતો. રાજાઓ લાગ ફાવે તો ગામગરાસ પચાવી પાડતા. જોરાવરની સામે કોઈ હુંકારો કરી શકતું નહિં જરા પણ વાંધો પડ્યો કે લોહી રેડવાથીજ સમાધાન થતું. કાયદાની વાત ન્હોતી. વીરતા, પ્રબળતા અને સત્તા એજ કાયદો. કાયરતા ભૂંડી ગણાતી હતી, વીરતા જ્વલંત હતી, વાતવાતમાં

ચકમક ઝરતી, અસ્ત્ર શસ્ત્રો ખણખણી ઉઠતા અને રણ સંગ્રામમાં વીર પુરુષોની પરિક્ષા થતી.

આવા સમયમાં ખાંડુ જાય એટલે તેને કંઇ કંઈ વિઘ્ન નડવાનો ભય-સંભવ રહેતો. દુશ્મનો આગળ પાછળ વેર સંભારી આવે વખતે પણ તે વેરની વસુલાત કરતા. આમ હોવાથીજ સરદાર ચેતીને ચાલતો હતો.

ખાંડુ નીર્વિઘ્ન ભડલી પહોંચ્યુ, કન્યા પણ પ્રાપ્ત થઇ, કોઇ વાતનો વાંધો પડ્યો નહિં. સરદાર હવે ધરાયો, તેના જીવને કરાર થયો, મગજમાં જોર આવ્યું, ' હવે સરધાર પહોંચતા શી વાર ? '

ભડલીના રાજ તરફથી સારો સત્કાર પામી કન્યારત્ન મેળવીને સરદાર પોતાના રસાલા સાથે ઉપડ્યો.

કુંવરી રથમાં બેઠી હતી. સરદારની એક વડારણ રથની બહાર આગળના ભાગમાં બેઠી બેઠી તેની આજ્ઞાનો અમલ કરતી હતી. જનારમી કીનખાબના પડદાથી રથને ઢાંકી દેવામાં આવ્યો હતો. ભાગ્યશાળી બળદોને કીનખાબની ઝુલ, રૂપાની ઘંટમાળ, અને સોનાના શીંગડાથી શણગારવામાં આવ્યા હતા. એ ઘંટમાળનો રણકાર અને રથના પૈડામાં નાંખેલી પીતળની કડીઓનો ઝણકાર રસાલાના માણસોને મુસાફરીમાં ઉત્સાહ પ્રેરતો હતો. બળદોને ઘી પાવામાં આવ્યું હતું એટલે એ મસ્તાન બળદો અશ્વવેગે આગળ વધતા હતા. રથ એ સર્વનું લક્ષ્યબિંદુ હતું, અને તેની રક્ષા માટે ઉઘાડી તરવાર સાથે ઘોડેસ્વારો રથને ઘેરીને ચારેબાજુ ચાલતા હતા.

સાંજ પડવા આવી. કુંદણી ગામના વૃક્ષો દેખાવા લાગ્યા. બળદ અને અશ્વના પગ ઢીલા થયા હતા. રસાલાના માણસો પણ થાકીને લોથપોથ થઇ ગયા હતા. સવારથી સાંજ સુધી પગ રસ્તાની મુસાફરીથી તન અને મન બન્ને કંટાળ્યા હતા. વિશ્રાંતી લેવા માટે કુંદણી ગામની સીમમાંજ પડાવ નાખવાનો સરદારે હુકમ કર્યો.

## ૩ વીરદર્શન.

કુંદણીની સીમમાં એક વિશાળ જળાશય તળાવ હતું. કિનારે આવેલાં અનેક વૃક્ષોમાંએક વિરાટ વડલો પોતાની ડાળીઓ દુર સુધી ફેલાવી પ્રચંડ સૂર્યકિરણોથી પોતાના આશ્રય તળે આવેલી ધરતીને બચાવી છાયા આપી રહ્યો હતો. આ વડ નીચે એક સાથે પાંચસો માણસોનો સમુહ હોય તો પણ નિરાંતે આરામ લઇ શકે એવું હતું. વડલાની છાયા અને પાસે જ જળાશય જોઇને આ સ્થળે જ છાવણી નાખવાનું સરદારે નક્કી કર્યું.

મુકામની તૈયારી ચાલી રહી. ઘોડેસ્વારો અશ્વને બાંધવામાં, સરસામાન ઉતારી નાંખવામાં રોકાયા હતા, કુંભાર પાણી ભરી આપવા ગયો, હજામે જમીન સાફસુફ કરવા માંડી, સરદાર એક સ્થળે ગાદી બીછાવરાવી થાક ઉતારતો-જોને તેને હુકમ કરતો પડ્યો હતો. જરૂરી સામગ્રી લાવવા કેટલાક સેવકોને ગામમાં મોકલવામાં આવ્યા. રથનો સારથી માર્ગમાં સવારેર ધુળ ખાધેલી તેથી મ્હોં ધોવા-પાણી પીવા ગયો. અને બળદ હજી જોડેલા જ હતા. વડારણ રથની પાછળ લીલોતરીમાં બેસી ઘો સાથે રમત કર્યા કરતી હતી.

રથમાં-પડદામાં બેઠેલી કુંવરી કંટાળી. તેણે પડદો સહેજ ઉંચો કર્યો અને સૃષ્ટિસૌંદર્ય નિહાળવા લાગી. તેની દૃષ્ટિ સરોવર તીર ઉપર સ્થંભી ગઇ. એવું તે તેણે શું જોયું ?

એક વીર પુરૂષ અશ્વ ઉપર બેઠોબેઠો પોતાની નીચે પડી ગયેલી પાઘડી તરફ કુતુહલ ભરી દષ્ટિથી જોઇ અશ્વને ખેંચાવી રહ્યો હતો. તેના માથાના કાળા ચકચકતા સુંવાળા લાંબા કેશ અશ્વની પીઠ સુધી પહોંચી તેના મનોહર મુખની કાંતિમાં વૃદ્ધિ કરતા હતા. અંગ ભરેલું હતું, વીરતાનું તેજ ઝગારા મારતું હતું, આંખોમાં ગૌરવ અને પ્રતિભા ઓતપ્રોત ભર્યાં હતા. તેની અશ્વ નચાવવાની નિપુણતા અદ્વિતિય હતી.

કુંવરી વિચારમાં પડી. આ તે કામદેવનો અવતાર કે સાક્ષાત કામદેવ જ વનવિહાર કરવા ઉતરી પડ્યા છે! ચિત્તમાં ચટપટી થઇ. જીજ્ઞાસા તૃપ્ત કરવા તેણે દાસીને બોલાવી અને કહ્યું, "ફુલી, પેલા અશ્વ ઉપર ઉઘાડા માથે બેઠેલો વીરનર કોણ છે?"

"હું એ નથી જાણતી બાઇ."

"કેમ એ તમારા માણસોમાંનો નથી?"

"નાજી"

"વારૂ ત્યારે એ કોણ હશે?"

"તેની મને શી ખબર?"

"જા, તેની પાસે જઇ ખબર લઇ આવ."

"તે કોણ છે તે પુછીને આપણે શું કરવું છે? એ તેનું શું કામ છે?"

"પરંતુ મારે તે ખાસ જાણવું જ છે."

વઢારણ ખીજાઇ "પારકાની તે વળી શી પંચાત? શું તમારે તેની સાથે નિકળી જવું છે?"

કુંવરીના મુખ ઉપર ક્રોધની લાલાશ છવાઇ. તેની આંખમાંથી તેજની તરવારો ખરવા લાગી, "ફુલી, તું જાણે છે કે હું અત્યારે તારી રાણી છું? મારી સામે બોલવાનો તને અધિકાર નથી. જા એક વખત બરાબર તપાસ કરી ખબર લઇ આવ.'

રાણીની આજ્ઞાને આધિન થવું પડ્યું. ફુલી તે સ્વાર પાસે ગઇ. જમીન ઉપર પડેલી પાઘડી ઉપાડી તેને આપી. સ્વારે તેનો ઉપકાર સહિત સ્વીકાર કર્યો. પાઘડી આપતાં આપતાં ફુલીએ પુછ્યું, "ઠાકોર, આપ કોણ છો તે કૃપા કરી જણાવશો?"

"કેમ તું મને નથી ઓળખતી? કુંડલીના રાજા ખેતાજીને ન ઓળખે એવું આટલામાં તો કોઇ નજ હોય. મને લાગે છે કે તું પરદેશી છે."

"હાજી, અમે અહિંથી ખાંડુ લઇ ભડલી જવા હતા ત્યાંથી અમારા રાણીજીને લઇ પાછા આવતાં અહીં પડાવ નાંખ્યો છે"

'ઠીક' એટલો જ ઉત્તર આપી તે સ્વાર-રાજા ખેતોજી પોતાના અશ્વને ખેલાવવા લાગ્યા.

વઢારણે આવી કુંવરીને ખબર આપ્યા. કુંવરી ચમકી. "આ વીર પુરૂષ તેજ ખેતોજી? આ ગામ તેજ કુંડલી? ભાટ ચારણો ખેતોજીની વીરતાના કેવા યશોગાન ગાય છે? જેવો વીર તેવોજ તે સુંદર છે. આવા વીર નરનાં પત્ની બનવું એમાં પણ જીવનનું સાર્થક છે."

પોતાને થતી અસર છુપાવી વઢારણને બીજા કામે વળગાડી તરતજ રથમાં પોતાની પાસે ઝવેરાતની પેટી હતી તે ઉઘાડી, તેમાંથી કાગળ કાઢ્યો અને ઉતાવળમાંજ લખી કાઢ્યું:—

( સોરઠા )

ખેતા ચતુર સુજાણ, મોહબાણ માર્યાં મને
ઝાલા કુળના ભાણ, અર્પું તનમન મેં તને।
લેજે મુજ સંભાળ, રખે લાગ આ ચુકતો
સ્ત્રી હત્યાનું પાપ, શીરે ના કદી વ્હોરતો
તારા માટે પ્રાણ, તારા વીણ તજું પલકમાં
એ છે મુજ નીરધાર, વધુ કહું મકવાણ શું?
રાખી કેરી ટેક, ( જો ) તજીને હિમ્મત હારશે
ઇશ્વરને દરબાર, જવાબ પુછીશ ખેતજી।

કાગળની ઘડી કરી, કસબનો તાર તેના ઉપર વીંટ્યો. વઢારણને બોલાવી તેના હાથમાં એ ચીઠી મુકીને તે ખેતોજીને પહોંચાડવા આજ્ઞા કરી.

ગરીબ બિચારી વઢારણ! એ તો ચીઠીની ચાકર. એક વખત વિચાર થયો કે આવી રીતે સંદેશો તે લઇ જવાય? પરંતુ સ્વાર્થ-ભવિષ્યમાં રાણીની જ દયા ઉપર રહેવાની કલ્પનાએ તેની વિચારશક્તિ બ્હેર મારી ગઇ. સંદેશો પહોંચ્યો. ખેતોજી કંઇ બન્યું જ ન હોય તેમ-સંદેશાની દરકાર જ ન હોય તેમ ઘોડાને ખેલાવતો ખેલાવતો ત્યાંથી ચાલ્યો ગયો. વઢારણ કંઇક સંતોષ પામી. તેને એમ જ લાગ્યું કે ખેતોજીના મનમાં એ સંદેશાથી કંઇ પણ અસર થઇ નથી. આ પ્રસંગનું વર્ણન કરતાં ભાટચારણો કહે છે કે—

' આઘએ વડારણ મોકલી, સુન એતા મકવાણ,
વર ન હન ઝાવાવર, નીક પલમેં ઊંધું પ્રાણ.

## ૪. એતોજી.

પાટડીમાં ઝાલાઓનું રાજ્ય સ્થાપનાર-આબરા ભુતને વશ કરનાર-રાણા હરપાળ દેવને શક્તિ * ઉર્ફે સોલંકી દેવીથી ત્રણ-પુત્રો ઉત્પન્ન થયા હતા-સેડોજી, માંગુજી અને શેખડોજી. તેમાં માંગુજીને જાંબુ તથા કુંદણી સાથે ૮૪ ગામોનો ગરાસ મળ્યો હતો. તેના વંશજો હાલ લીંબડી (કાઠિયાવાડ)ના ઠાકોર છે. માંગુજી પછી તેના વંશજો અરતોદયને આધિન થતાં-ઘડીમાં અમુક પ્રદેશ ગુમાવતાં અને ઘડીમાં તે પુનઃ પ્રાપ્ત કરતાં જાંબુમાં અને કુંદણીમાં ઇચ્છાનુસાર રાજ્યધાની સ્થાપી સત્તા ટકાવી રહ્યા હતા. માંગુજી પછી અગિયારમી પેઢીએ એતોજી કુંદણીની ગાદીએ બેઠા. ઝાલા રજપૂતો મકવાણા જાતના છે અને તેઓ માર્કંડ ઋષીના વંશના છે એવી માન્યતા છે. એતોજી મકવાણા સ્વરૂપવાન, શરીરે ભરેલો, શક્તિવાન અને બહાદુર લડવૈયા તરીકે તે સમયે પંકાતો હતો.

આજે તે અશ્વને ફેરવવા માટે-સૃષ્ટિ સૌંદર્યથી એટલી મનરંજન કરવા માટે ગામની સીમમાં પાકની સ્થિતિ નજરે જોવા માટે-બહાર નિકળી પડ્યો હતો. પાછા ફરતાં સરોવર તીરે અશ્વને ફેરવતો હતો તેવામાં મદ ભર્યા અશ્વે ઉછાળ મારતાં તેની પાઘડી નીચે પડી ગઈ. તેના નાગ જેવા કાળા ભમ્મરીયા વાળ છુટા થઈ જાંઘ પીઠ ઉપર લટકવા લાગ્યા. રથમાં બેઠેલી સરૈયાણીએ આ જોયું. આ 'કામદેવના અવતાર'ને જોઈ તે મોહમુગ્ધ બની. મનથી તેનેજ વરી ચુકી અને પોતાનો સ્વીકાર કરવા-બહારે ધાવા સંદેશો મોકલ્યો. એતોજી વિચારમાં પડ્યો. "હવે શું કરવું? સરૈયાણી ખાંડા સાથે સરધાર જાય છે. સરદાર તે જશે તો જરૂર આપઘાત કરશે અને સ્ત્રી હત્યાનું પાપ મારા માથે આવશે. ગમે તેમ થાય પરંતુ એક વચન તેને સમજાવવી જોઈએ. પછી શું થાય છે તે જોઈ લેવાશે."

મનમાં તેણે કંઈ નિશ્ચય કર્યો. અશ્વને એડી મારી! પવનવેગે દોડાવી, તે શહેરમાં આવ્યો અને દિવાનને સત્વર બોલાવવાની સેવકને આજ્ઞા કરી.

દિવાન આવ્યો. બંન્ને જણાએ ખાનગી મસલત કરી. રાજાના મુખ ઉપર સંતોષના-આનંદના ચિન્હો જણાયા. દિવાન નમન કરી ત્યાંથી ગયો. પ્રસન્નવદને એતોજી તેના તરફ જોઈ રહ્યો, હર્ષાવેશમાં તેનાથી બોલી જવાયું, "શાબાશ! 'ડાહી માના દીકરા તે આનું નામ.' રાજાના મનની મુંઝવણ મટાડે-મુંઝવાયલું કોકડું ઉકેલી જાણે તેનુ નામ દિવાન, કહે છે કે 'વાણીઓ દિવાન હોત તો રાજા રાવણનું રાજ્ય ન જાત,' એ અક્ષરશઃ સત્ય છે."

## ૫ મહેમાન.

દિવાને સરધારના માણસો પાસેથી યુક્તિ-પ્રયુક્તિથી ડોળા સાથે આવેલા સરદારનું નામ, માણસોની સંખ્યા, વિગેરે કેટલીક જરૂરી માહિતિ મેળવી લીધી. સરોવરતીરે ડોળાનો પડાવ નાંખવાની તૈયારી થતી હતી ત્યાં તે આવ્યો. માણસો આગ અવળા દોડધામ કરતા હતા. હજી મુકામનો જોઈએ તેવો બંદોબસ્ત થયો નહોતો.

સરદાર પાસે આવી તેણે 'રામ રામ' કર્યા, સરદારે તેનો જવાબ વાળ્યો અને સહર્ષ ભેટ્યો. ક્ષેમ કુશળની વાતો થઈ, અને લાગ જોઈ દિવાન બોલ્યો, "જોરાવર સિંહ! અહિં ગામને પાદર મુકામ કર્યો એ બહુ સારૂં કર્યું હો! તમને એમ લાગ્યું હશે કે કુંદણીના રાજાને ત્યાં ધાનનો દિવાળ હશે! આપતા નો તમે એક દિવસ આવો

---

* શક્તિ—' સાચા રાણાની રાણી ' ગુજરાતીનો ૧૯૬૮ નો દીવાળી અંક.

તો તેનો ખજાનો ખુટી જાય. કેમ એમજને ? ભલા માણસ અમારી આબરૂનો તો વિચાર કરવો હતો. સરધારના વાઘેલા રાજાનું ખાંડુ ડોળા સાથે જાય અને વિસામા માટે આમ ગામની ભાગોળે પડી રહે એમાં તમને તો કંઇ નહિં પણ અમને કલંક લાગે. ”

મીઠા મધ જેવા શબ્દો કોને પ્રિય ન લાગે ? શું, ઉત્તર આપવો તે સરદારને સુઝયું નહિં, અંતે તે બોલ્યો “ દિવાનજી, આપે તેમાં માથું લગાડવાનું નથી. અમારે જેમ બને તેમ જલદી સરધાર પહોંચવાનું છે એટલે માર્ગમાં ખોટી થવું પાલવે નહિં. આતો માત્ર વિશ્રાંતી લેવા માટે પડાવ કરવો પડયો છે.”

“ એ તો હું પણ સમજું છું. સરધાર પહોંચવાની ઉતાવળ હોયજ, પરંતુ અહીં બહાર પડાવ નાખ્યો તે ખોટું દેખાય. અહીં જેટલો વખત ગાળશો તેટલો સમય અમારા મ્હેમાન બની અમને આભારી કરો. આપને વધારે રાખવાનો આગ્રહ કરશું નહિં. અમારા અન્નદાતા રાણાશ્રીએ આપને ખાસ આમંત્રણ કર્યું છે, અને એ સ્વીકારવાની મારી આપને નમ્ર વિનંતિ છે.”

સરદાર સપડાયો. હવે બીજું બ્હાનું કાઢી શકાય એમ ન્હોતું. બહાર વગડામાં પડયા રહેવાની અગવડના વિચારોએ, રાણાની મ્હેમાનગતની મધુર કલ્પનાએ, દિવાનજીની વાક્ય પટુતાએ સરદારના નિશ્ચય ઉપર વિજય મેળવ્યો, અને ‘કાકી માના દિકરા ની કળા ફાવી.

ખેતાજીના આમંત્રણનો સ્વીકાર થયો, અને સરવૈયાણી અને સરદાર સઘળા માણસો સહિત તેના મ્હેમાન બન્યા.

૬. એતો આશ્ચર્ય !

સરદારને અને તેના માણસોને જુદો ઉતારો આપવામાં આવ્યો. ‘રાણીને યોગ્ય મર્યાદા સચવાય એમ સગવડ તે ઉતારામાં નથી, તેથી તેમજ જનાનખાનામાં, રાણીઓના સહવાસમાં તેને વધારે આનંદ આવશે એ કારણથી સર વૈયાણીને રાજમહેલના રણવાસમાં રહેવાનું ઠર્યું. સરદારને શંકા લાવવાનું કારણ ન્હોતું. ખેતાજી અને સરવૈયાણી વચ્ચે ચાલેલા સંદેશાની તેને ખબર ન્હોતી.

સરવૈયાણીના સંદેશા ઉપર ખેતાજીએ લક્ષ નથી આપ્યું એમ માની વડારણ નિશ્ચિંત બની હતી, એટલુંજ નહિં, પરંતુ એ વાત સરદારને જણાવવા જતાં તે રાણી તેમજ સરદાર બંનેના કોપનું કારણ બને એ ડરથી તે મૌનજ રહી હતી. જ્યારે તેણે જાણ્યુંકે સરદાર તો ખેતાજીનું આમંત્રણ સ્વીકારી તેના ગામમાં જાય છે ત્યારે તેને પોતાની ભૂલ સમજાઇ, સરદારને વાત જણાવવાનું મન થયું, પરંતુ હવે બહુ મોડું થયું હતું, કહેવા જતાં ‘ પડ પાણા પગ ઉપર’ જેવું થાય તેમ હતું, કહેતું કે નહિં તેનો નિશ્ચય તે કરી શકી નહિં. પોતાના હિતને ખાતર પોતે રાણીનો સંદેશો ખેતાજીને કહ્યો એ વાત પોતાના પેટમાંજ સદાને માટે છુપાવવામાંજ શ્રેય માની લીધું. ‘ ન બોલ્યામાં નવ ગુણ ’ એ સિદ્ધાંતનો તેણે સ્વીકાર કરી લીધો.

રાજવંશી મ્હેમાનોને છાજે તેવી તમામ પ્રકારની ગોઠવણ ડોળાના માણસો માટે કરવામાં આવી. મીઠી મ્હેમાનગતના અનુભવથી સૌ સંતોષ પામ્યા અને ખેતાજીના ઔદાર્યની પ્રશંસા કરવા લાગ્યા.

સરદારના આનંદનો પાર રહ્યો નહિં. ખુદ સરધારના રાજાને માટે જે કરવામાં આવે તે તેને માટે થયું. ખેતાજીએ પોતાની મુલાકાતનું માન તેને આપ્યું, સારી રીતે આદર સત્કાર કર્યો, અને તેની મ્હેમાનગત કરવાની પોતાને તક મળેલી તે માટે હૃદયનો આનંદ દર્શાવ્યો. આવા આગ્-



ચીત્રકાર ] ખેતાજી મકવાણા. [ શ્રી. સુંદરરાવ ગોરક્ષકર

રથમા પડદામા બેઠેલી કુવરી કંટાળી, તેણે પડદો સ્હેજ ઉંચો કર્યો ( પૃષ્ઠ ૨૬૧. )



B A P. Works



[ શ્રી કરિ ] એતો છે ભડકવાળા. [ શ્રી. સુંદરરાવ ગોરક્ષકર.

પરંતુ સરવૈયાની કે અન્ય સામગ્રીઓને બદલે એક મોટી ચીતા ભડ ભડ બળતી નજરે પડી.



B. A. P. Work.

પાણી માનથી સરદાર પૂછ્યો, હવેની ધૂનમાં પોતાની ખરી સ્થિતિનું પણ તે ભાન ભૂલ્યો.

વડારણને જુદો ઓરડો આપી રાણીની તહેનાતમાંથી મુક્ત બનાવવામાં આવી હતી. સરવૈયાણીની સેવા માટે મેતોજીની દાસીઓ ખડે પગે તૈયાર હતી. પરિશ્રમ નિવારવા માટે સ્નાનાદિથી પરવારી સુંદર વસ્ત્રાભૂષણો સજી તે તત્પર બની. તરતજ એક દાસી બનારસી તાસના વસ્ત્રથી ઢાંકેલો સુવર્ણ થાળ સજી ત્યાં આવી અને બોલી "બાઈસાહેબ, રસુરાસમાંથી આપને માટે આ થાળ મોકલાવ્યો છે. ભોજન કરી ક્ષુધાને શાંત કરવાની કૃપા કરો."

"તે મારાથી બની શકશે નહી."

દાસી આશ્ચર્યચકિત બની. આ વળી કેવો જવાબ! તેણે વિનય કરીને કહ્યું, "બા સાહેબ, એમ શા માટે કહો છો? કૃપા કરી અન્નદેવતાની અવગણના ન કરો."

"રાજા મેતોજી અહીં આવ્યા પછી જે થવાનું હશે તે થશે. તું જા અને તેમને અહીં બોલાવી લાવ."

દાસી વિચ્છુટ બની. ભોજનને માટે સરવૈયાણીને કેમ સંકોચ હશે! મેતોજીનું બીજું શું કામ હોય? શું સરધારની રાણી લજ્જાનો ત્યાગ કરી પરપુરૂષનું મ્હોં જોશે! તેની સાથે વાત કરશે? એ તો આશ્ચર્ય! વિચારતરંગમાં તણાતી દાસી આજ્ઞાનો અમલ કરવા ચાલી ગઇ.

૭. પ્રેમભીક્ષા!

મેતોજીને ખબર મળ્યા, કારણ તેના લક્ષમાં આવ્યું. હૃદયના ભાવોને વ્યક્ત કરવાની—રૂબરૂ મળી ખુલાસો કરવાની આ એક યુક્તિ હતી!

સરવૈયાણીના આવાસ આગળ તે આવ્યો. દાસીઓને બ્હાર રહી કોઈને ત્યાં આવવા ન દેવાની આજ્ઞા કરી. દ્વારમાં પ્રવેશ કરતાં જ તે ચમક્યો. આ કોણ!

સુંદર વસ્ત્રાભૂષણોમાં સજ્જ બનેલી, યૌવન બાગની પૂર્ણ વિકસિત કળી સમાન, સૌંદર્યની સાક્ષાત્ મૂર્તિ, સ્વર્ગમાંથી ઉતરી આવેલી રંભા કે રતીના અવતારરૂપ આ સરવૈયાણી! આ સૌંદર્ય દેવીનો ઉપાસક કેવો આગ્રહવાળો! ક્ષણવાર તે સૌંદર્યદર્શનપાનજ લીન બન્યો.

સરવૈયાણી તો આ વીરપુરૂષના દર્શનથી પ્રેમ મુગ્ધ બનીજ હતી. આ પ્રેમવશ મુગ્ધ પ્રેમીજનને જોતાંજ હર્ષપ્રફુલ્લ બની અને બોલી. "પધારો, વીરનર, શા માટે સંકોચ પામો છો!"

"તમે મારા તરફથી આવેલા થાળનો સ્વીકાર કરતાં સંકોચ પામ્યા તો પછી મને અહીં આવતાં સંકોચ થાય એમાં નવાઈ શી!" મેતોજીએ મર્મસૂચક ઉત્તર આપ્યો.

"આપના થાળની મેં અવગણના કરી નથી, પરંતુ આપના જમ્યા પહેલાં મ્હારાથી જમી શકાય એમ નથી એટલે લાચાર."

"એટલે!"

"હજી પણ એ પ્રશ્ન બાકી રહ્યો છે! આપને મેં જોયા છે ત્યારથી તન અને મન આપને સોંપી ચુકી છું. મારી વડારણ દ્વારા આપને તે વિદિત પણ કર્યું છે, હવે તો તમેજ મારા......"

તેને અટકાવી મેતોજી વચમાંજ બોલી ઉઠ્યો, "સાહસ ન કરો ધીરજથી શાંત ચિત્તે પૂર્ણ વિચાર કરો. તમારા પિતાએ તમને સરધારના વાઘેલા રાજા સાથે પરણાવ્યા છે. તે તમારા પતી"

"નહિં, હું તે સ્વીકારતી નથી. તેની સાથે મારો હસ્તમેળાપ થયો નથી, તેના તરફ પતી તરીકેના પ્રેમભાવે મારા હૃદયમાં સ્થાન લીધું નથી. શરીરવરણીરે આપના દર્શન થતાં જ આપના પ્રત્યે પતીભાવ ઉત્પન્ન થયો છે અને એ નિશ્ચય હવે ટાળી શકાય એમ નથી. આપ સિવાય અન્યના સર્વે પુરૂષો મારે બાંધવાય સમા છે."

તેના વચનોમાં દૃઢતા હતી. તેને સમજાવવાનો-નિશ્ચયથી ચળિત કરવાનો યત્ન કરવો નિષ્ફળ હતો. ખેતાજીએ વાત બદલી, "વારુ, એ તો ખરું થઇ રહેશે. પ્રથમ આ ભોજન આરોગો, શ્રમ અને ક્ષુધાથી પીડીત દેહને આરામ આપો."

"જ્યાં સુધી મારી વિનંતિનો સ્વીકાર થાય નહીં ત્યાં સુધી આનો સ્વીકાર પણ મારાથી કરી શકાય નહિં"

"આનું પરિણામ કેવું આવશે તેનો વિચાર કર્યો છે ?"

"જી હા. પરિણામમાં મારા પીતા અને જેને તે જમાઈ ગણે છે તે સરધારના રાજ્યના કોપનું હું કારણ બનીશ, કદાચ એ કોપનું બળીદાન પણ બનવું પડે, પરંતુ તેથી શું ? હું ક્ષત્રીયાણી છું, વીર પીતાનું વીર સંતાન છું. શું એવા ક્ષુલ્લક વિચારથી ડરી જઇ મારો નિશ્ચય ફેરવું ? 'સિંહણ ભૂખે મરે પણ તૃણ કદી ન ચરે' તેમ ભલે સંકટનું વાદળ મારા ઉપર તુટી પડે પરંતુ આપને મારા પતી માન્યા છે તે નિશ્ચય હવે ટળવાનો નથી. આપ ક્ષત્રિય પુત્ર છો, ઝાલાકુળ-દિપક છો, વીરનર હરપાળદેવના વંશજ છો. આપની વીરતાના યશોગાન ભાટચારણોને મોંઢે મેં અનેકવાર સાંભળ્યા છે. આપની ક્ષાત્રટેકમાં—આપના શૌર્યમાં મને વિશ્વાસ છે. શું આપને શરણે પડેલી અબળાને આશ્રય નહિં આપો ? હું આપની પાસે પ્રેમભીક્ષા યાચું છું. જોઇએ તો ભીક્ષા આપો, નહિં તો આપની આ રણશુરી તરવારથી આ અબળાનું શીર કાપો. આપનો આશ્રય મળતાં મારું જીવન સફલ થશે. જો તે નહિં મળે તો છેવટ એક અબળાની આત્મહત્યા થશે" સરવૈયાણી ખેતાજીને પગે પડી, જાણે કોઇ અપ્સરા ઇંદ્ર રાજાનું શરણ પામી રહી હોય !

## ૮. શું કરવું ?

ખેતાજી એ જોયું કે સરવૈયાણીનો નિશ્ચય કોઈ રીતે ફેરવી શકાય એમ નથી. તે ધર્મસંકટમાં આવી પડયો. તેનો સ્વીકાર કરવામાં સરધારના રાજા સાથે શત્રુતા થાય, તેની સાથે યુદ્ધ કરવાનો પ્રસંગ આવે અને તેમાં પોતાના માણસોનો સંહાર થવાનો સંભવ હતો. તેને તરછોડવામાં સ્રીહત્યાનું પાપ લાગે તેમ હતું. સુડી વચ્ચે સોપારી જેવી તેની સ્થિતિ થઇ. યુદ્ધના ભયથી પીછે-હઠ કરે તેવો ન્હોતો. રણસંગ્રામ એતો ક્ષાત્રજીવનનો લ્હાવો હતો. અબળાનું રક્ષણ કરવાના ક્ષાત્રધર્મે અંતે વિજય મેળવ્યો. તેણે સરવૈયાણીનો કર ઝાલી તેને ઉભી કરી. કરાંગુલીઓના સ્પર્શથી બંનેના શરીરમાં વિદ્યુત સંચાર થયો.

તેનું શાંત્વન કરતાં તે બોલ્યો, "ધન્ય છે તારી દૃઢતાને. ખાત્રીપૂર્વક માનજે કે આ ખેતાજીના દેહમાં જીવ છે ત્યાં સુધી કોઇથી તારો વાળ પણ વાંકો થઇ શકે એમ નથી. હવે તું ભોજન કરી લે હું હમણાં જાઉં છું. સરધારના સરદાર અને ડાયરાના માણસો પ્રાતઃકાળે વિદાય માંગશે. તેને શું ઉત્તર આપવો-શું વ્યવસ્થા કરવી તેને માટે મારે મંત્રી અને સામંતો સાથે મસલત કરવી પડશે"

ખેતાજી ગયો. સરવૈયાણી તેની પાછળ જોઇ રહી, "કેવી તેની કેસરી સમાન ચાલ ! કેવું કદાવર શરીર ! કેવી વીરતાથી છલકાતી પ્રભા ! અહા પ્રભુ ! કૃપા કર, મને પત્ની તરીકે સ્વીકારવાની તેના ઉરમાં પ્રેરણા કર."

ખેતાજીએ વૃદ્ધ સામંતોને, દિવાનને અને દાના દરબારીઓને બોલાવી ખાનગી દરબાર ભર્યો. અત્યારે રાતના સમયે દરબાર ભરવાનું શું કારણ હશે તે તેઓ સમજી શકયા નહિં મનમાં અનેક તર્કવિતર્ક કરતા તેઓ દરબારમાં એકઠા થયા.

દિવસે દરબાર ભરાતો હતો ત્યાં નહિ, પરંતુ એક ખાનગી ખંડમાં—જ્યાં હજુરીઆઓ પણ ન આવી શકે તેવા સ્થળમાં— દૈવની મારી તાકી

માની બેઠક કરવામાં આવી હતી. એક આસન ખાસ વધારે ઉંચુ રાખવામાં આવ્યું હતું. ત્યાં કિનખાબના ગાદીતકીઆ બીછાવ્યા હતા. આગળ સોનેરી નકસી વાળો હુક્કો પડ્યો હતો. ખીલેલી કાચની હાંડી અને ઝુમ્મરમાં દિપકની જ્યોતની જ્યોત તે ખંડમાં પ્રકાશ પાડી રહી હતી.

દરબાર ભરાયો. એનોક્ઝે અત્યાર સુધીમાં બનેલી બીના યથાસ્થિત નિવેદન કરી અને કહ્યું, "મારા દાના દિવાન અને શૂર-વીર સામંતો! આટલા માટે જ અત્યારે તમને બોલાવવા પડ્યા છે. તમારી સલાહની મને પ્રથમ જરૂર છે. અત્યારે હું ધર્મ સંકટમાં આવી પડ્યો છું. સરૈયાણીને ના કહેતાં તે અહિંજ–આપણા રણવાસમાંજ આત્મહત્યા કરશે એ ચોક્કસ છે. તેનો સ્વીકાર કરતાં સરધારના વાઘેલા સાથે વેર થશે અને તેની સાથે યુદ્ધ કરવું પડશે એ નિર્વિવાદ.

એક વૃદ્ધ સામંતનું મોઢું ઉંચું આવ્યું. વચમાંજ તે બોલી ઉઠ્યો, "યુદ્ધ કરવું પડે તો શું પરવા છે? શું અમે કદર સીદી રહીએ એવા નથી? આપના સામંતો મરવા પડ્યા નથી. તેઓમાં ચેતન છે. રજપૂત મોંઘી લોહીની રગેરગે ઉછળે છે. યુદ્ધમાં ઝઝુમવા તેઓ તત્પર છે."

એનોક્ઝ દરકાર કરે? મુછોપર હાથ ફેરવતાં તે બોલ્યો, "દાજી! હું તે સારી રીતે જાણું છું. તે બાબતની ચિંતામાં હું એમ સમજતો નહિ. યુદ્ધ થાય તેની મને દરકાર નથી, પરંતુ તેમાં માત્ર મારે ખાતર–મારા–નિર્દોષ સૈનિકોનો–પ્રજાનો સંહાર થાય એ ઇચ્છવા યોગ્ય નથી."

"એ વિચાર અત્યારે કરવાનો નથી જે કારણે એ બનવાનું છે તે બનવા જ દેવું. આપ પ્રજા માટે અને પ્રજા આપને માટે." એક યુવાન રજ-પૂત હાકરી ઉઠ્યો.

"થાઓ એ વાત જવા દો. પરંતુ સર-વૈયાણીને અહીં રાખવી એ ધર્મવિરૂદ્ધ નહિ ગણાય? એ કાર્ય જગતની નજરે નિંદાપાત્ર નહિં જણાય?"

દિવાન—'કાદી માના દિકરા'એ વાત ઉપાડી લીધી "મહારાજાધિરાજ, સરૈયાણી પોતાની ઇચ્છાથી અહીં આવી છે. નથી આપણે તેનું હરણ કર્યું કે નથી તેને બળાત્કારથી ઉપાડી લાવ્યા. આમ હોવાથી જગતને નિંદા કરવાપણુંજ ક્યાં રહે છે? તેથી ઉલટું જો આપ તેનો ત્યાગ કરશો તો લોકો આપને નિર્બળ ગણી નિંદા કરશે. આ સેવકનું કહ્યું જો માનો તો સરૈયાણીનો આપ સ્વીકાર કરી તેની ઇચ્છા ફળીભૂત કરો."

"અને આ પ્રજા સાથેના મામલાનું શું?"

"તે કામ મને સોંપો. હું બધી વ્યવસ્થા કરીશ."

સઘળા સામંતો–દરબારીઓને આ વાત ગમી. સર્વાનુમતે દિવાનની દરખાસ્ત પસાર થઇ અને દરબાર વિસર્જન થયો. દિવાન અને એનોક્ઝે પાછળથી કેટલોક વખત ખાનગી મસલત ચલાવી અને જુદા પડ્યા.

એનોક્ઝ સરૈયાણી પાસે આવ્યો અને કહ્યું, "સરૈયાણી! તારી હઠે મારા વિચારો ઉપર વિજય મેળવ્યો છે. તારી માગણીનો હું સ્વીકાર કરૂં છું."

સરૈયાણીનું હૈયું આનંદથી ઉછળ્યું. હર્ષ ઘેલમાં એનોક્ઝને આલિંગન આપતાં તે બોલી, "પ્રભુ, આ દાસી ઉપર આપનો કેવો ઉપકાર!"

૬. યુક્તિ.

પ્રાતઃકાળ થયો. લોકોને જેમ બને તેમ જલદી વિદાય થવાનું હોવાથી મામુલી હોંશ સ્નાનાદિથી જેમ તેમ પરવારી. કસુંબા પણ પીવાયા અને ઘોડાઓની તૈયારી થઈ. સૌ પોતપોતાનો સામાન સંભાળી નોકરો ચાકર પણ

તૈયાર થયો. માત્ર તેઓની રાણીને તૈયાર કરવાની જ વાર હતી.

સરદારે પોતાના એક માણસને જનાનખાનામાં મોકલ્યો. ડેઢીવાળાએ તેને રોક્યો. કોઇપણ પુરુષથી ત્યાં પ્રવેશ કરી શકાય એમ ન્હોતું. ડેઢીવાળાએ સરધારની વડારણને ત્યાં બોલાવી. માણસે તેને સરદારનો સંદેશો કહ્યો, અને રાણીજીને લેવા માટે હમણાંજ રથ આવે છે, એમ જણાવ્યું. વડારણ સંદેશો લઇ અંતઃપુરમાં ચાલી ગઇ.

ઝણઝણાટ અવાજ કરતો રથ ત્યાં આવી લાગ્યો. સારથી રાણીની રાહ જોઇ અન્તઃપુરના પ્રવેશદ્વાર તરફ જોઇ બેસી રહ્યો. વખત પોતાનું કામ કર્યા જતો હતો. ભગવાન સૂર્યનારાયણ ધીરેધીરે પોતાના કર્તવ્ય પાલનની તૈયારી કરતા જણાતા હતા. દિવસ ચડતો જતો હતો.

ધાર્યા કરતાં વધારે વખત વીતવાથી સરદારના ધૈર્યનો અંત આવ્યો. તેણે પુનઃ પોતાના માણસને અન્તઃપુરમાં સંદેશો કહેવા મોકલ્યો. તે માણસ મનમાં બબડતો સરદારને અને રાણીને મનમાંજ ગાળો દેતો ત્યાં આવ્યો. તેનેતો બિચારાને 'સક રમીની ઇચ્છા અને અકરમીના ટાંટીઆ' જેવું હતું. સર્વેપાણીને તૈયાર થવાનું કહેતાં તેણે તે તરફ બિલકુલ લક્ષ ન આપ્યું, એ જોઇ વડારણ આશ્ચર્ય પામી હતી. પુનઃ તેણે તેને તેજ વિનંતિ કરી, પરંતુ માત્ર 'થાય છે' એટલોજ ઉત્તર મળ્યો. ગઇ કાલના પ્રસંગનું તેને સ્મરણ થયું. 'સર્વેપાણી દગો તો ન દે?' એવી શંકા થઇ, પરંતુ જે થાય તે મુંગે મોઢે જોયા સિવાય બીજો ઉપાય ન્હોતો.

સરદારના માણસે ત્યાં આવી જોયું તો રથવાળો બગાસાં ખાતો અંતઃપુરના પ્રવેશદ્વાર તરફ તાકી બેસી રહ્યો છે!

ડેઢીવાળા પાસે આવતાં તે બબડ્યો, "બસ માણસ આટલી બધી ઉતાવળ શાની! એ તો રજવાડાના મામલા, અહીં તે કંઇ, 'લાવો ઊપો અને બગલમાં હાથ' એના જેવો હિસાબ છે!' રાણીજી તો મરજીમાં આવે ત્યારે તૈયારી કરે. એમને તે વારંવાર સંદેશા કહેવરાવાય?",

"હશે, કૃપા કરી ફુલીને બોલાવશો?"

"ફુલી! કોણ તમારી વડારણ? ઠીક છે, તેને બોલાવું છું!"

ફુલીને સંદેશો પહોંચ્યો. તેણે પુનઃ સર્વેપાણીને વિનંતિ કરી. રાણી નીરાંતે બેઠી હતી. તેણે ગુસ્સે થઈ કહ્યું, "હવે થાય છે. એટલી બધી ઉતાવળ શી છે? જા, કહે તારા સરદારને કે તેને બહુ ઉતાવળ હોય તો ચાલતા થાય." ફુલી સમજી ગઇ. પોતાની શંકા સત્ય છે એમ ખાત્રી થઇ.

તે બહાર આવી, ડેઢીવાળાને શંકા ન પડે માટે પોતાના સાથીને કહ્યું, "રાણીજીની એક વસ્તુ સરદાર પાસેથી લાવવાની છે, તે આવે ત્યાર પછીજ રવાના થઇ શકાય એમ છે. ચાલ, તે લઇ આવવા માટે મારે પોતાનેજ ત્યાં આવવું પડશે."

ફુલી ઉતારે આવી. સરદારે વાકપ્રહાર શરુ કર્યો "ફુલી અત્યારમાં શા માટે આવી? હજી તો દિવસ પણ નથી ઉગ્યો. જા, બાપુ જા, હજી થોડીક ઉંઘ લઇલે."

આ વચનો ફુલીને મર્મભેદક નિવડ્યાં, પરંતુ સત્ય ઘટનાનો સ્ફોટ કરી શકાય એમ ન્હોતું. નમ્ર સ્વરે તેણે ઉત્તર આપ્યો, "બાપુ, હું શું કરું! મારો એમાં જરાયે દોષ નથી. રાણીસાહેબને મારું તો કહીકહીને મ્હોં દુખવા આવ્યું, પરંતુ તેઓ તો નીરાંતે બેઠા છે. બહુ કહ્યું ત્યારે રોકડો જવાબ આપ્યો કે તારા 'સરદારને ઉતાવળ હોય તો ચાલતા થાય."

સરદારનો મિજાજ ગયો. "પછી તેં શું કર્યું"

"હું શું કરું'?" સતા આગળ કાંઇપણ ક્યાં કામનું! ડેઢીને શંકા ન પડે માટે ખોટું બ્હાનું કરી હકિકત જણાવવા માટે આપની પાસે આવી.

ખેતોજી મકવાણા અને સરવૈયાણી.

મને તો લાગે છે આટલા વરસની મારી ચાકરી ઉપર આજ પાણી ફેરવવા બેઠું છે.

પુલીનો સ્વર ગળગળો થયો. તેની આંખમાં આંસુ આવ્યાં. અંતઃપુરના ભેદભરમોને પેટમાં છૂપાવી રાખનાર, રણવાસની ખટપટ રૂપી રમકડાની ચાવી બનનાર રાણીઓને પોતાની ઇચ્છાનુસાર ઝુલાવનાર વડારણો અને ખવાસણો 'વખત પ્રમાણે ગીત ગાવામાં'—જેઓ તેવો ઢોંગ મચાવવામાં પ્રવીણ હોય છે. પુલી પણ એમાંની એક હતી!

સરદારને શંકા થઈ. રખે ક્યાંકપટની બાજી રમાતી હોય, રખે કોઇ પ્રપંચના પાસા ફેંકાતા હોય! તેણે દિવાનને બોલાવવા માણસ મોકલ્યું.

૧૦. ઝપાઝપી.

દિવાને આવી પોતાની મોટી છબથી સરદારને મહાત કર્યો. તાકીદે બંદોબસ્ત કરવાનું વચન આપી તે ત્યાંથી ગયો. પુનઃ એકાદ કલાક જેટલો સમય વિત્યો, પરંતુ રાણીની તૈયારીનું ન મળે નામ કે નિશાન!

સરદાર અધીરો બન્યો. તેની ખાત્રી થઈ જરૂર આમાં કંઇ દાવપેચ જેવું છે. તે પોતે અશ્વારૂઢ થયો અને પોતાના તમામ માણસોને લઇ જનાનખાના તરફ ગયો.

કુંડળીની પ્રજા સરદારને પોતાના માણસો સાથે જનાનખાના તરફ જતાં જોઇ આશ્ચર્ય પામી. જોતજોતામાં દરબારમાં વાત પહોંચી. શસ્ત્રાસ્ત્રથી સજ્જ બનેલા માણસો જનાનખાના તરફ ધસ્યા.

પ્રવેશદ્વાર આગળ શસ્ત્રસજ્જ પહેરાવાળાએ સરદારને અંદર જતાં અટકાવ્યો, અને કહ્યું, "સરદાર, જેવા આવ્યા છો તેવાજ પાછા ચાલ્યા જાઓ. સરવૈયાણીની આશા રાખવી હવે વ્યર્થ છે. એનો ખેતોજી રાણાએ વરી ચુકી છે."

સરદારની આંખો ફાટી, "કદી બનેજ નહિં, તેને અહીં હાજર કરો, નહિં તો અમારે અંતઃપુરમાં પ્રવેશ કરવો પડશે."

"તે પહેલાં તો તમારા દેહ લોહીમાં રગદોળાશે."

સરદારે પોતાના માણસોને શસ્ત્રો સજ્જ કરવા હુકમ આપ્યો, પરંતુ તેઓ કંઇપણ કરી શકે તે પહેલાં ખેતોજીના માણસોએ તેઓને ઘેરી લીધાં. સરદાર મરણીઓ બન્યો. રાણીને લીધા વિના સરદાર જવામાં પણ નામોશી અને મોતજ હતું તેની સાથેના યોધ્ધાઓને પણ એમજ લાગ્યું કે સરદાર જઇ નામર્દ ગણાઇ કલંકિત બનવું તેના કરતાં અહીંજ જીવ આપવો તે ઉત્તમ. ખેતોજીના માણસોએ સરદારને ત્યાંથી ચાલ્યા જવા બહુ સમજાવ્યો, પરંતુ તે ત્યાંથી ડગલું પણ ખસ્યો નહિં. ઝપાઝપી શરૂ થઈ. સરધારના માણસો મરણીઆ થઇ લડ્યા, પરંતુ મુઠીભર માણસો ખેતોજીના સુસજ્જ સૈન્ય પાસે શું હિસાબમાં? વાઘેલાઓનો કચ્ચરઘાણ વળી ગયો. કોઇ જીવતું રહેવા પામ્યું નહિં.

૧૧. યુદ્ધના ભણકારા.

સરધારનો રાજા ભોજાજી પોતાનું ખાંડુ ડોળા સાથે આવ્યાની આતુરતાથી રાહ જોતો હતો. વખત થઇ જવા છતાં આવવાની જે ઢીલ હતી તે તેને અસહ્ય થઇ પડી. રાજમહેલની અગાશીમાં બેસી સરધારની સીમ તરફ તે જોઈ રહેતો, પરંતુ ડોળો નજરે ન પડતાં નિરાશ થતો.

એવામાં ચાર પાંચ ખેડુતોનું એક ટોળું કોઇ ઓને ઉચકી લઇને આવતું હોય એવું જણાયું ઓને ઉંચકી શા માટે હશે તે જાણવાની ઇંતેજારી થઈ. પોતાના એક સ્વારને તપાસ કરવા મોકલ્યો.

સ્વાર અલ્પ સમયમાં ખબર લઇ પાછો પાછો ફર્યો અને જણાવ્યું "એ તો ઘુલી વડારણ

છે. ભુખતરસને લીધે તેનું શરીર નંખાઇ ગયું છે."

ગોધાજીને ફાળ પડી. 'જરૂર માર્ગમાં કંઇ નવા જૂની થઇ લાગે છે. તેણે ફુલીને બીજે ક્યાંઇ ન લઇ જતાં પોતાની સમક્ષ લાવવાનો હૂકમ કર્યો.

ફુલીને ત્યાં લાવવામાં આવી. પરિશ્રમ અને ભૂખની વેદનાથી તે તરફડીયા મારતી હતી. શીતોપચાર કરી તેને શાંત કરવામાં આવી. ફાટેલા ડોળે રાજા તરફ જોઇ તે બોલી, મારો જીવ આ ખેડુતોએ બચાવ્યો છે તેની કદર..."

અશક્તિને લીધે તે ધરણીપર ઢળી પડી. રાજાએ તેના સાંભળતાં તે ખેડુતોના ખેતરની [illegible] માફ કરવાનું વચન આપ્યું અને તેઓને વિદાય કર્યા. ફુલીને સચેત કરી રાજાએ એકંદર હકિકત પુછી.

ફુલી ગભરાવા લાગી. ગોધાજીએ તેને નિર્ભય વચન આપી સત્ય હકિકત કહેવા સમજાવી. "મહારાજ, ડોળા સાથે અમે કુંદણી ગામ પાસે પડાવ નાંખ્યો હતો ત્યારે ત્યાંના મકવાણા રાણા ખેતોજી આમંત્રણ કરી અમને પોતાના શહેરમાં લઇ ગયા. વિદાય થતી વખતે રાણીએ તૈયાર થવાની ના પાડી અને 'હું તો ખેતોજીને વરી ચૂકી છું' એમ જણાવ્યું. સરદાર અને તમામ વાવેલાઓ ખુબ જોરથી લડ્યા પરંતુ બધા લડાઇમાં ખપી ગયા. મને એ ખબર મળતાં હું ત્યાંના માણસોની નજર ચુકવી એક શિવાલયમાં ભરાઇ પેઠી અને લપાતી છુપાતી ત્યાંથી નિકળી, ભૂખ અને તરસ વેઠતી આપને એ ખબર કહેવા અહિં આવી. માર્ગમાં હું બેભાન થઇ પડી હતી. પરંતુ પેલા ભલા ખેડુતોએ મારો જીવ બચાવ્યો. મને હવે મરવા દો. હું શું મ્હોં લઇને જીવું!"

ક્રોધ, દયા, નિરાશા અને અંતર વેદનાની [illegible] લાગણીઓ સહિત આ સમાચાર ગોધાજી સાંભળી રહ્યો. સરદારની મૂર્ખતા ઉપર તે ખીજાયો, સરવૈયાણીના વર્તન માટે તીરસ્કાર ઉપજ્યો, ખેતોજી ઉપર ક્રોધે ભરાયો. વેરનો પ્રબળ અગ્નિ તેના હૃદયમાં ભડભડ બળવા લાગ્યો. પોતાના અપમાનનું વેર વાળવા માટે મોટી તૈયારી સાથે કુંદણી ઉપર ઘેરો ઘાલી, ખેતોજીને મારી, સરવૈયાણીને પકડી લાવવાનો તેણે નિશ્ચય કર્યો.

પોતાના સસરાને—ભાડલીના [illegible] રાવને તેણે કહેવરાવ્યું કે "તમારી કુંવરીએ તમારા અને સાથે મારા કુળને કલંક લગાડ્યું છે. તેનું વેર લેવા હું ખેતોજી સામે યુદ્ધ કરનાર છું, તેમાં તમે સામેલ થજો, નહિં તો તમે તેના મળતીઆ છો એમ માની તમારી સાથે પણ મારે યુદ્ધ કરવું પડશે."

રાવ આ ખબર સાંભળી આભો બન્યો. તેને એવું થયું કે 'કુંવરી નજરે પડે તો પ્રથમ તેનું માથું જ કાપી નાંખું.' ખેતોજી ઉપર તેને પણ દ્વેષ થયો અને ગોધાજી સાથે મળી યુદ્ધ કરવા નિશ્ચય કર્યો.

બંને પક્ષ તરફથી સૈન્ય અને યુદ્ધસામગ્રીની સામટી એકઠી કરવાની તૈયારી ચાલી. સરધાર અને ભાડલીની પ્રજામાં હાહાકાર વર્તાઇ રહ્યો. ખેતોજીને આ વાતના ખબર પહોંચ્યા વિના રહ્યા નહિં. તેણે તો ક્યારની તૈયારી કરવા માંડી હતી. કુંદણીમાં યુદ્ધના ભણકારા વાગવા માંડ્યા.

## ૧૨. ખેતોજીની શૂરવીરતા.

સરદાર અને ભાડલીના સૈન્યે કુંદણીને ઘેરો ઘાલ્યો. ભાડલીનો રાવ પણ ગોધાજી સાથે મળી જશે એવું ખેતોજીએ કદિ પણ નહોતું ધાર્યું પરંતુ આથી તે હિંમત હાર્યો નહિં. બહાર ખુલ્લા મેદાનમાં ગોધાજીના સૈન્ય સાથે ભેટો કરવાનો તેણે ઠરાવ કર્યો હતો તે [illegible]. શહેરના દરવાજાઓ બંધ કરાવી [illegible] તેણે પોતાના સૈન્યનો મોરચો માંડ્યો

શત્રુના સૈન્યે નગરમાં પ્રવેશ કરવાનો યત્ન કર્યો. દ્વારના રક્ષકો પોતાની રક્તપિપાસુ સમશેરોને તૃપ્ત કરવાનો રૂડો અવસર મળ્યા હોય તેમ શત્રુ ઉપર તૂટી પડયા. બન્ને પક્ષ સતેજ હતા. બન્નેના માણસો ઘવાયા, મરણ શરણ થયા, પરંતુ કોઇ નમતું આપે તેવા ન્હોતા.

સંધ્યા સમય થયો. ક્ષત્રીઓના યુદ્ધ ધર્મને અનુસરી યુદ્ધ બંધ રાખવામાં આવ્યું. પ્રવેશદ્વાર બંધ કરવામાં આવ્યું. ગોપાળજી અને રાવે પોતાના અસંખ્ય માણસોનો સંહાર થયો જોઈ ખળાપો કર્યો. એતોજી ઉપર ક્રોધની વરાળ ખાલી થઇ અને આવતી કાલે શું કરવું તેની મંત્રણા નક્કીપણે ખાનગી મસલત કરી.

સવારે પડી. ગોપાળજીના સૈન્યે બંદૂકનો છૂટથી ઉપયોગ કરવા માંડયો. આ જોઇ પ્રવેશદ્વાર બંધ જ રાખવામાં આવ્યું. ગઢની રાંગ ઉપરથી એતોજીના સૈનિકોએ પણ બંદૂક અને તોપનો મારો શરૂ કર્યો. મોકાજીનું સૈન્ય નીચા પ્રદેશમાં હોવાથી પોતાની પાસે સાધનની છૂટ હોવા છતાં ગેર લાભ જ થયો. એ યુક્તિમાં તે ફાવ્યો નહિં

તેને લાગ્યું કે કોઇપણ ઉપાયે પ્રવેશદ્વાર ઉઘડે અને નગરમાં પોતાનું સૈન્ય પ્રવેશ કરે તો જ જીત મેળવી શકાય, બીજો કોઈ માર્ગ ન સુઝવાથી પોતાના હાથીને ત્યાં લાવી તેના મસ્તક પ્રહારથી દ્વાર તોડી નાંખવાની તેણે આજ્ઞા કરી.

હાથીને માવતે છંછેડયો, તે મસ્તાન બની ધસ્યો, પરંતુ તીક્ષ્ણ ધારવાળા મોટા ખીલાઓ સાથે મસ્તક અથડાતાં તેણે ચીસ પાડી અને વેદનાથી ચીડાઇ તે પાછો હઠયો. પોશાકના કોથળાઓને અને તંબુ તથા રાજગીના કપડાંઓને ખીલા ન વાગે એવી રીતે ગોઠવી પુનઃ હાથીને દરવાજા ઉપર ધસાવ્યો. મદોન્મત્ત માતંગ ક્રોધાવેશમાં ધસ્યો, પુરજોસથી પ્રવેશદ્વારને ધક્કો દીધો. મોટો કડાકો થયો, કડડ કરતાં કમાડ તુટયા અને "જયભવાની"નો પોકાર કરતું લશ્કર નગરમાં ધસી આવ્યું.

સરવૈયાણી પોતાના પતિને યુદ્ધમાં સંચરવા શસ્ત્રાસ્ત્ર સજાવતી હતી, તેવામાં દ્વાર તુટયાનો પ્રચંડ ધ્વની સંભળાયો. એતોજી બોલ્યો, "પ્રિયે હું જાઉં છું. શત્રુઓએ નગરમાં પ્રવેશ કર્યો જણાય છે."

"પધારો, મારા મુગટમણી! પ્રભુ આપનો વિજય કરે આ દાસીની માત્ર એટલીજ વિનંતિ છે કે આપ યુદ્ધમાં જરા પણ પાછી પાની કરશો નહિં. ઝાલાવંશના ઉજ્વળ નામને રણભૂમિમાં *વિસ્તરજો અને કીર્તિ અમર કરજો, અમારી ચિંતા* કરશો નહિં, અમે અમારો ધર્મ સારી રીતે સમજીએ છીએ. આપ નિશ્ચિંત બની સિધાવો અને રણશૂરા રજપૂતો સાથે યુદ્ધમાં ઝઝુમી વિજય માળને વરો."

"એતોજી રાજમહેલના ચોગાનમાં આવ્યા. સેના સામંતો તૈયાર બની તેની રાહ જોઇ રહ્યા હતા. ભાટચારણો વીરપુરૂષોના યશોગાન ગાઇ તેઓના હૃદયમાં વીરરસ રેડતા હતા. એતોજીએ તેઓને સંબોધીને કહ્યું. "મારા બહાદુર સામંતો અને શૂરા સૈનિકો આજે આપણી વીરતાની કસોટીનો સમય આવ્યો છે. આપણા પૂર્વજોને પગલે ચાલી યુદ્ધમાં પાછી પાની ન કરતાં શત્રુનો સંહાર કરવામાં શૂરા બનજો. રજપૂતને યુદ્ધમાં મૃત્યુ થાય એ સ્વર્ગપ્રાપ્તિ કરાવનારૂં છે. અપ્સરાઓની વિજયમાળ તેઓ માટે તૈયાર છે. માટે કેસરીયાં કરી શત્રુઓ ઉપર તુટી પડો. બોલો શ્રી શક્તિ માતાનો જય!"

"શક્તિ માતાનો જય" ચોમેર એજ ધ્વનિ ગાજી રહ્યો.

શત્રુઓ કુંઢીના માણસો સાથે ઝપાઝપી કરતા રાજમહેલ સુધી આવી પહોંચ્યા. બન્ને પક્ષ વચ્ચે તુમુલ યુદ્ધ થયું. ઝાલાઓ ઘાસની માફક

શત્રુને કાપવા લાગ્યા. ગોધાજીએ પણ પોતાના માણસોને ઉશ્કેરી દુશ્મનનો સંહાર શરૂ કર્યો. 'જય શક્તિ' અને 'જય ભવાની'ના જયનાદથી, 'ઓ મોર્યા—ઓ કાપ્યા'ના આર્તનાદથી વાતાવરણ ભેદાવા લાગ્યું, લોહીની નીકો વહેવા લાગી, શબના ઢગેઢગ ઉભરાવા લાગ્યા ઝાલાઓ ઝનુનથી લડતા હતા. તેઓના સખ્ત પ્રહારથી ગોધાજીનું લશ્કર પાછળ હઠવા લાગ્યું. ખેતાજીનો વિજય થાય એવા ચિન્હો સ્પષ્ટ જણાયા. પરંતુ વિધિએ કંઈ જૂદું જ નિર્માણ કર્યું હતું. નગરમાં દાખલ થયેલા સૈન્યે તમામ દરવાજાઓ ઉઘાડી પોતાના પક્ષને નગરમાં પ્રવેશ કરવાનો માર્ગ મોકળો કરી દીધો. તીડની માફક ઉભરાય જતા સૈનિકોએ કુંદણીના નાના સરખા સૈન્યને ચોમેરથી ઘેરી લીધું. ખેતાજીએ જાણ્યું કે હવે વિજયની આશા વ્યર્થ છે.

છતાં તે હિમ્મત હાર્યો નહિ. શક્તિ માતાના જય ધ્વનિથી પોતાના સૈન્યને ઉત્તેજીત બનાવતો પોતાના શૌર્યનો શત્રુને પરિચય કરાવતો તે દુશ્મનોને પાછળ જ હઠાવતો ગયો. એવામાં અચાનક પાછળથી કોઇએ તરવારનો ઘા કર્યો. એ ઘાનો જવાબ વાળે તે પહેલાં તો એ જીવલેણ ઘાથી તેનું મસ્તક ધડથી જૂદું પડ્યું. ગોધાજીના માણસોએ 'જયભવાની' નો વિજયનાદ કર્યો, પરંતુ જયશક્તિ' ના નાદમાં તે નાદ દબાઈ ગયો. ખેતાજીનું ધડ ધરતી ઉપર પડ્યું નહિં. પૂર્વવત્ તે શૂરતા થી લડતું રહ્યું, અને દુશ્મનોને હઠાવતું હઠાવતું છેક કુંદણીના દ્વાર સુધી આવ્યું.* શત્રુઓ આશ્ચર્યચકિત—દિગ્મુઢ બન્યા. 'કેવો આ વીરનર કે મસ્તક છેદાઇ જવા છતાં માત્ર ધડ પણ આવી બહાદુરી બતાવે ?' તેઓ મોહમુગ્ધ બન્યા.

* કહેવાય છે કે જુમાખાન આદરોદ અને મોખડાજી ગોહેલ વચ્ચે ઘોઘાની નજીક લડાઈ થઈ હતી. ત્યાં આગળ મોખડાજીનું મસ્તક છૂટું પડવા પછી ધડ હાથમાં તલવાર લઇ લડ્યું હતું.

ખેતાજીનો પુત્ર સાંગોજી ત્યાં હાજર હતો. પીતાના ધડને આટલો પરિશ્રમ પડતો જોઇ તેણે પ્રતિજ્ઞા કરી કે 'મારા પિતાનો સંહાર કરનાર ગોધાજીને મારી પિતાનું વેર ન વાળું ત્યાં સુધી મારે કુંદણીની ગાદીએ ન બેસવું.' આ પ્રતિજ્ઞાથી ખેતાજીના આત્માને શાંતિ થઇ હોય તેમ તે ધડ શાંત બન્યું—નીર્જીવ થઇ ધરતીપર પડ્યું. સાંગોજીએ પોતાના માણસોની સંભાળમાં તે સુરક્ષીત સ્થળે પહોંચાડ્યું. વીરનર ખેતાજીનો દેહ ઇ. સ. ૧૪૮૬ માં પડ્યો, પરંતુ તેનો કીર્તિ આત્મા અમર રહ્યો!

ખેતાજીના મૃત્યુથી તેના સૈન્યનો ઉત્સાહ મંદ પડ્યો. પોતાનો પરાજય થતો જોઈ કેટલાક વૃદ્ધ સામંતોના આગ્રહથી સાંગોજી થોડા શૂરવીર સામંતો સાથે લાગ જોઇ ત્યાંથી નાસી છૂટ્યો, ગોધાજીનો માર્ગ મોકળો થયો. વિજયનાદથી તેના સૈનિકોએ વાતાવરણ ભેદી નાંખ્યું, અને પોતાના તથા રાવના અસંખ્ય સૈનિકોની સહાયથી નાની સંખ્યા ઉપર મેળવેલા વિજયથી ગર્વાંધ બનેલા ગોધાજીએ નગરમાં પ્રવેશ કર્યો.

## ઉપસંહાર.

નગરમાં પ્રવેશ કરતાં જ ગોધાજીનું પ્રથમ લક્ષ સરવૈયાણીનો કબજો મેળવવા તરફ ગયું. તરત તેણે જનાનખાનાને ફરતી ચોકી મુકી અને બારીક તપાસ કરાવી પરંતુ સરવૈયાણી કે અન્ય રાણીઓને બદલે એક મોટી ચીતા ભડભડ બળતી નજરે પડી.

ખેતાજીનું મસ્તક છેદાયાની વાત જાણતાં જ સરવૈયાણી અન્ય રાણીઓ સાથે તે મસ્તક મંગાવી તેની સાથે સતી થઇ હતી—ચીતા ખડકી બળી મરી હતી. હવે તો માત્ર ધગધગતી રાખ અને અંગારા બાકી રહ્યા હતા!

પુત્રીના મૃત્યુથી રાવે કલ્પાંત કર્યું. સરવૈયાણી હાથ ન લાગતાં ગોધાજીએ હાથ ઘસ્યા.

માત્ર ખેતાજીને મારવાનો સંતોષ અને કુંદણીનો કબજો મળ્યાનો લાભ તેને પ્રાપ્ત થયો.

ગોધાજીએ કુંદણી અને જસદણને પોતાને તાબે કર્યું, અને પોતાની સત્તા ત્યાં સ્થાપી સરદાર થયો, ખેતાજીના બીજા બાળક ભાંજુ અને શીવાણી પણ પાછળથી અમદાવાદના પાદશાહ મહમદ બેગડાએ કબજામાં લીધા.

સાંગોજી સામંતો સાથે જ્યાં ત્યાં ભરાઇ ગોધાજી સામે બ્હારવટું કરવા લાગ્યો, અને કેટલોક વખત પછી તેણે રાજભક્ત વીસા ભરવાડની સહાયથી પોતાના પીતાનું વેર વાળી પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી પોતાનું રાજ્ય પુનઃ પ્રાપ્ત કર્યું હતું, જેનો ભોગવટો અદ્યાપી તેના વંશજો કરે છે.

સરવૈયાણી પતી પાછળ સતી થઇ, ખેતાજી અતુલ્ય પરાક્રમ કરી ક્ષાત્રધર્મ બજાવતાં મૃત્યુવશ થયો એ વાતને આજે સેંકડો વર્ષો વિત્યા છે પરતું તેનું અમર નામ ઇતિહાસ પૃષ્ટપર અંકિત છે, તેની ઉજ્વળ કીર્તિ જ્વલંત છે, ભાટચારણો અદ્યાપી શુરવીરોના યશોગાન ગાતાં તેને સ્મરે છે. અને તેઓના હૃદયમાંથી તેના પ્રત્યે ધન્યવાદ અને પ્રસંશાના ઉદ્દગારો નિકળી પડે છે. આવા વીરનરનો કીર્તિઆત્મા અહોનીશ અમર રહે છે!

---

# આર્થિક સ્વરાજ્ય.

રચનાર રા. જન્મ-લલિત.

( " જય સ્વદેશ જય સ્વરાજ્ય " એ રાષ્ટ્રગીતની ધૂન. )

( ૧ )

સર્વ સ્વજનનું સ્વરાજ્યઃ
વિજયી હો સદૈવ આજ!
તંતું તંતુ કણ કણાર્થઃ
આત્મકામ જ પરમાર્થઃ
સ્નેહજન્મ જ સર્વાર્થઃ

( ૨ )

દષ્ટિ વસુધ્ધ કર સ્વરાજ્યઃ
વિજયી હો સદૈવ આજ!
અન્ન વસ્ત્ર અગાર
હળશાળે હૃદ્દઃ
ત્યાં પુકાર્ય રૂજ઼ર!

( ૩ )

સૂત્ર તંતુ એ સ્વરાજ્યઃ
વિજયી હો સદૈવ આજ!
સૂત્ર સુન્દર ચૈતન્ય.
સૂત્રધાર પ્રભુઆનન્દ!
સૂત્ર એક ત્યાં સ્વાતંત્ર્ય

( ૪ )

લોકચક્રધર સ્વરાજ્ય
વિજયી હો સદૈવ આજ!
ઉજ્વલ, નિર્ભય, અશોક—
લોક જીવતાં અથોક—
લાલન પ્રભુનાં ઓક!

( ૫ )

અખંડ-ઐધર સ્વરાજ્યઃ
વિજયી હો સદૈવ આજ!
સ્વપ્રગતિક જીવિતકર્મ
શુદ્ધભાવ પરમધર્મ
અધ એક લક્ષિત મર્મ!

૬

અભિપ્રાયોનો એક મોટો જથ્થો મને મળ્યો. હું શરાફો, ધંધાદારી લોકો અને રાજકીય અગ્રેસરો તેમાં મોટા અને હંમેશ વધતા જતા પ્રભાવવાળા જરમન પક્ષના નેતા શીડમેન અને મેજોરીટી સોશિયાલીસ્ટ પક્ષના અગ્રેસર હતા તેઓને મળ્યો. તે ઉપરાંત મને આપણા મુત્સદ્દીઓ તરફથી ઘણી માહીતી મળી અને એનાજ ઉપયોગથી હું જરમન અહેવાલોની સરખામણી કરી શક્યો અને માની શક્યો.

છતાં આ બધી એકઠી કરેલી માહિતિ મને જે માહિતિ બર્લીન શહેરની ગલીઓમાં આવતાં દુકાનોમાં અને બાગોમાં અથવા તો મધ્યમ વર્ગના લોકો સાથે તેમની રહેણી તથા કૌટુંબિક સ્થિતિ વિષે વાત કરતાં મળી, તેની સાથે સરખામણીમાં નિરસ લાગી.

શત્રુઓ કરતાં જાતિઅનુભવ વધારે કીમતી હોય છે. અને મારો બર્લીન વિગેરેનો પહેલો અને છેવટનો અનુભવ હું તેમને છેલ્લો મળ્યો ત્યાર બાદ તેમનામાં થયલો મોટો ફેરફાર અને તેથી વધુ મોટો ફેરફાર અંગ્રેજ લોકોનાં અને તેમના ધૈર્યમાં સાક્ષાત્ અનુભવ્યો.

સંધી પછી જ્યારે હું જર્મની ગયો ત્યારે ત્યાંના લોકો પોતાના પર આવી પડેલી આફતથી જડ જેવા બની ગયલા લાગ્યા—તેમના લશ્કરની હારથી તેમની શ્રદ્ધા ભાગી પડી હતી અને ભવિષ્ય વિષે અત્યંત નિરાશ અને અનિશ્ચિત તથા બળવાના ડરથી ત્રાસતા હતા. તેઓમાંના ઘણા, બચ્ચાંઓ અને સ્ત્રીઓ લાંબો વખત અનુભવેલા ભુખમરાથી દુઃખી લાગતાં હતાં. ખોરાક કપડાં અને જીવનની બીજી જરૂરીઆતોની કીંમત મજુરવર્ગ માટે ઘણી ભારે હતી. યુદ્ધમાંથી પાછા ફરેલા લશ્કરીઓને નાગરીક જીવન ગાળતા કર્યા ન હતા—લોકો નિરાશ અને નાઉમેદ દેખાતા હતા,

પણ હાલના અનુભવમાં બર્લીનની પ્રજા ગ… બડી નહિ પણ ઉમંગી નાઉમેદ નહિ પણ આ… ને નિડર દેખાય છે. સુસ્ત અને નિઉદ્દે… લોકોનાં ટોળાં "લેબર એક્ષચેન્જ" ની આ… બાજુ વિટલાતાં અથવા તો પથિકોના … આગળ પૈસા ઉઘરાવવાની પેટી ખખડા… જોવામાં આવતા નથી—લોકો ચપળ અને દેખ… રીતે કામમાં ગુંથાયલા, સારાં કપડાં પહેરે… ખાવાપીવામાં સંતુષ્ટ ધંધા વિષે આતુર … સારા રોજગારવાળા જોવામાં આવે છે. વિશ્ર… ગૃહોમાં આખોદિવસ નાનાં ટોળાંઓ વ… કરવા એકઠાં થાય છે. તેઓ પોતાની અગ… દફતરો રાખે છે અને તેમાંથી કાગળોનાં આં… માહિતી પત્રો કીંમત અને બજારભાવના કાગ… કાઢે છે.

કલાક બેકલાક વખત ગાળવા તેઓ આવતા નથી. પરંતુ ધંધાર્થે આવે છે. ત્યાં ઑર્ડરો મેળવે છે.

બર્લીનનો સાધારણ વર્ગ પોતાની જરૂરીઆ… માટે પુરતું જ કમાતા નથી પરંતુ મોજને મ… થોડું બચાવી શકે છે. હું એક દિવસ બ… સ્થાન જેવા લાગતા અને મોટા પાયાપર બ… વિભુષિત સફેદ શહેર જેવા દેખાવવાળા લ… બાગમાં ગયો હતો; તેની આજુબાજુ પડ… વાગે છે અને અંધારે દારૂખાનું ફુટે છે. પચ્ચીસ હજાર માણસોની સગવડવાળું, આ… સીવાળું ખુલ્લું વિશ્રાંતિ ગૃહ છે. એક સાધાર… રાત્રે જે કંઇ ખાસ જાણવાજોગ ન હતી, હું … ગયો હતો ત્યારે બધી જગા ભરેલી હતી … લોકો હલકો જવનો દારૂ પીતા, બરફ ખા… મીઠા પીણાનો સ્વાદ લેતા અથવા કૉફી પી… બેઠેલા જોયા હતા. એમાંના ઘણા કારકુન… ટાઇપીસ્ટો, દુકાનમાં નોકરી કરતી છોકરીઓ… મધ્યમવર્ગનાં માબાપો પોતાના મોટાં છોકરાં… સાથે હતા. મારી બાજુના ટેબલો પરની ટો…

ઓનો હિસાબ ગણતાં માલમ પડ્યું કે તેઓ આસરે ચાળીશથી પંદર માર્ક એટલે કે પાંચ પેન્સથી સવાશિલીંગ સુધી આ સાંજની મોજ પાછળ ખરચતા હતા. બીજાઓ વધારે પૈસા તમાશા પાછળ ગુમાવતા હતા. બીજા ઉપલકીઆ ચીજોમાં, ટટ્ટાઓમાં ચૉકોલેટમાં અને હલકા ઇનામની લૉટરી પાછળ વાપરતા હતા. તે ટોળા વિષે કંઈ ખાસ કહેવાનું નહોતું.

મેં એક જર્મન સ્ત્રીને પુછ્યું કે જ્યારે તમારા પગાર આટલા બધા ઓછા કહેવામાં આવે છે ત્યારે તમે આ સંધ્યાકાળની મોજ પાછળ આટલો ખર્ચ ક્યાંથી કરી શકો છો? આ સ્ત્રી જે ઘણો વખત અમેરીકામાં રહી આવી હતી અને પોતાના દેશીઓ માટે નિરાળો અભિપ્રાય ધરાવતી હતી તેણે ખુલ્લે દિલે જવાબ આપ્યો કે એ ખરેખર આશ્ચર્યજનક છે, ખરે ખર વિચિત્ર છે પરંતુ જ્યાં સુધી તમે તેમના વિષેનો ખોટો અભિપ્રાય કાઢી ન નાખો, અને તેમના ગૃહજીવનને વિષે સત્ય માહિતી ન મેળવો ત્યાં સુધી જ. જર્મનીની વસ્તી એટલી મોટી છે કે જુવાનો ને તેમજ ખાસ કરીને યુવતીઓને હવા લેવા અને છુટથી ફરવા માટે બહાર નીકળવુંજ જોઇએ. એટલા માટે જ આ લોકો સાંજનો આનંદ લેવા ઘર કરતાં બહાર વધારે કરકસર કરે છે. એક મોટો ભાઇ પોતાની નાની બે બહેનો સાથે કામ કરતો હોય અને તેઓ તેમનાં માબાપ સાથે રહેતાં હોય તેનો તેઓનું ઠીક નભે-મુશ્કેલી તો એકલા જુવાનને છે જેને પોતાનાજ પગાર પર રહેવાનું હોય. અને ત્યારે તો નભાવવું લગભગ અસંભવિતજ.



પાપાજોના રાજ અને જર્મન પ્રજાપક્ષના નેતા સ્ટ્રેસમેન

સ્થિતિ આવી હોવા છતાં પચાસ હજાર વ્યક્તીઓ લુના બાગમાં અને બીજી હજારો વ્યક્તિઓ કૉફીની દુકાનોમાં અને જલસામાં ભેગી થાય છે. છોકરીઓનો મોટો ભાગ સ્વચ્છ અને સુંદર દેખાય છે. તેમનો પહેરવેશ સુતરના ફ્રૉકનો અથવા તો હાથે બનાવેલાં કપડાંનોજ હોય છે. કેટલાક માણસો આ વખતે પણ જુના રણક્ષેત્રના કામરચિનરા, ખભાપરના પટા અને બટનો વગરના લશ્કરી પોશાક પહેરતા હતા પરંતુ ઘણાખરાતો સારૂ સુરૂપ શહેરી પોશાકમાં હતા. કદાચ એનીજ જાતનું એક ટોળું રીનહાર્ડની મોટી નાટકશાળામાં જોવામાં આવતું હતું—એ જગ્યા ગ્રાંડ શૉપેલ હોસના નામથી પહેલાં ઓળખાતી હતી અને ત્યાં સરકસ ભરાતું હતું. હાલ તે જગ્યા પર છાપરૂ નાખવામાં આવ્યું છે અને તેમાંનો દેખાવ, પત્થરની ગુફાના છાપરામાંથી લટકતા શંકુ આકારના ચરકના ટુકડાઓ જેવો, લાગે છે. ત્યાં ખરી નોકરથી અને જુના જર્મન જુસ્સાથી, બરફીનાગીની રાત્રીનું સ્વપ્ન નામક નાટક ભજવાતું હતું (સૉમીન શુદ્ધેલો જર્મન વેશ્યાઓ હતો અને ઑબેરાન ઑર્દેન મોટૂ હતો) પરંતુ



નાથી બાજી

લૉઈડ જ્યોર્જ આપણે સીવાવર્તીયો પણ આ બાબતને કેમ સમજવશે ?

પ્રેક્ષમાં અને જગ્યાની કીમતમાં મને વિશેષ આન પડયો—હુના ભાગના લોકોના કરતા અહીં બેઠેલા લોકો ઉંચા દરજ્જાના હતા તેઓ સંખ્યામ પાંચ હજાર જેટલા એમ ચિતે સાભળનારા હતા તેઓને આ ખેલ પાછળ ઓછો ખર્ચ થતો હતો—મારી જગ્યા જે નાટકશાળામાં ની જગ્યા એમાં સારી હતી તેની ફી માત્ર એક શિલીંગ બે પેન્સ જ હતી ઘણી ખરી જગ્યાઓ ૮ પેન્સની જ હતી—લડન માફક બર્લીનમાં નાટકશાળાની જગા બધ દુકાનજેવી હોતી નથી અને મારા મત પ્રમાણે સાધારણ વર્ગના લોકોના સામાજીક આનદ માટે બર્લીનમા અને બીજા જર્મન શહેરોમાં સારી સગવડ હોય છે

બીજુ હુ એ જાણવા ઉત્સુક હતો કે જર્મનીમાં કામ બદલ લોકોને કેટલા પગાર આપવામા આવે છે અને તેમનો પગાર જીવનની કીમતના પ્રમાણમા કેવો છે પહેલા વિષય વિષે આકડા મેળવવા સહેલ છે—૬૫ અને બીજા કારખાનાઓમા જર્મન મજુરને આઠ માર્ક આપવામા આવે છે એટલે માર્કની અસલ કીમત પ્રમાણે ત્રણ પાઉંડ થાય, પરંતુ જર્મનીમાની વર્તમાન લેવડદેવડ પ્રમાણે ૯ એની કીમત પાચ શીલીંગ મૂકુ છું

દિવસની ચાર કલાકની મજુરીને હિસાબે તેઓને કલાકે ૭½ પેન્સ મળે છે જ્યારે ગ્રેટબ્રીટનના મજુરને ૧½ થી ૨½ શીલીંગ સુધી મળે છે

ચાનુ ભાવનો ખ્યાલ બર્લીન શહેરની ગલીઓમાથી પસાર થતા, દુકાનોમા નજરે પડતા અને વર્ટહીમ જેવી મોટી વખારની મુલાકાત લેતા સારો આવે છે એક સારા જોડાની કીમત ૧૮૦ માર્ક એટલે ૧૫ શિલીંગ એક માર્ક એકને પેની ને ત્રીસાગે ખમીશની કીમત જાત પ્રમાણે ૬૦ થી ૧૨૦ માર્ક એટલે ૫ થી ૧૦ શીલીંગ થાય ખરી રીતે, હંમેશની ઉપયોગી ઘણી ખરી ચીજોને હિસાબે ખરીદીમા એક માર્કની કીમત એક પેનીજ થાય છે અને આ ઉપરાત પણ જર્મનીને થોડો ફાયદો છે કારણ કે ઘણી ચીજોની કીમત જર્મનીમા ઇંગ્લન્ડ કરતા ઓછી હોય છે



યુરોપ ઘાંટીમા એમ ચોરે રહ્યા, જે દુનીયાનો વહેવાર છે પૈસાદાર અને બહુ વેપાર કરનારને વધારે મળે છે બાકી રહે તે ગરીબોને માટે છે

દાખલા તરીકે પુસ્તકો હેરત પમાડે એટલાં સસ્તાં વેચાય છે. અને ઇંગ્લાન્ડમાં પ્રગટ થતાં પુસ્તકો કરતાં ઘણાં જ સરસ બનાવટનાં હોય છે. ઉમદા કાગળ મજબુત તથા સારી યોજનાવાળી બંધણી અને ખુબ સુરત ચિત્રો વાળાં દુનિયાના સર્વોત્કૃષ્ટ ગ્રંથોના જર્મનમાં થયલા અનુવાદો ૮½ પેન્સે વેચાય છે અને નવી નવલકથાઓ ૧½ શીલીંગે ચીના કામ, ધાતુનો સામાન, ભરત કામ ઘરગથ્થુ વાસણો તથા દરેક જાતની સાની કારીગરીઓ ઘણી સસ્તી કીંમતે મળે છે. જર્મન અને અંગ્રેજી પૈસાના ફેરબદલને ભાવે નહિ પરંતુ જર્મનીમાંની માર્કની ખરીદીને કીંમતે જર્મન મજુર સાઠ માર્કને પગારે, સ્ત્રી અને પોતાના નાના કુટુંબના પોષણાર્થે, લગભગ પુરતું અને નોકરી માટે સંતોષ રહે લગભગ એટલું મેળવી શકે છે. ખુબ કરકસર કરીને થોડા માર્ક રોજ શોખ માટે બચાવી શકાય અને તેનો ઉપયોગ ખાસ કરીને હલકો જવનો દારૂ પીવામાં અને કંઇક ગાણું સાંભળવામાં પ્રત્યક્ષ બાગમાં અથવા તો જવના દારૂના પીઠામાં થાય છે.

કારીગરો અને મજુરો જેટલી સારી સ્થિતિમાં ધંધાદારીઓ અને કારકુનો નથી. જ્યારે રહેવાનો ખર્ચ આઠથી દશ ગણો વધી ગયો છે ત્યારે પ્રોફેસરો, માસ્તરો અને બીજા નોકરોના પગારમાં માત્ર ચારથી ૭ ગણો વધારો કરવામાં આવ્યો છે. આ વર્ગના લોકોને જ દેખાવ ખાતર સાહસિક બનવું પડે છે અને વધારેમાં વધારે દુઃખી થવું પડે છે.

હાલમાં, નાણાવાળાઓ જર્મનીની સોંઘી મજુરીના હિસાબે નવી અને મોટી ધંધાસંબંધી યોજના, જેવી દુનીઆએ નિપુણતામાં અને કાર્યસિદ્ધિમાં પહેલાં અનુભવી ન હતી, એવી તૈયાર કરે છે.

હુગોસ્ટીન્સ અને તેની મોટી થાપણ કોલસા લોઢું અને પોલાદના મોટા જથાપર અંકુશ ધરાવે છે. એ વિષયે ઘણી ચર્ચા ચાલે છે કારણ કે જર્મન શક્તિમાં એક નવી દીશાનો તે આગેવાન છે—એ અમીર, કેટલા એક અમીરો જે ખરું જોતાં જર્મનીની ધંધાસંબંધી જીંદગીને રમાડે છે, તેમાંનો એક છે. આ નવી યોજનાને "વર્ટીકલ ટ્રસ્ટ" નામે વર્ણવવામાં આવે છે—એટલે કે કાચા માલનો ધંધો કરનારી ઘણી કંપનીઓ એકઠી કરી, ધંધાની યોજનાથી તે કાચા માલમાંથી બનાવેલા પાકા માલનો એક મોટો જથ્થો પેદા કરવો.

આવીજ યોજનાથી ક્રપના દારૂગોળાનાં જંગી કારખાનાંઓ જે લડાઇને સમયે બંદુકો અને રક્ષણ સામગ્રીઓ રાક્ષસી પ્રમાણમાં તૈયાર કરતાં હતાં—અને જેણે હારનો સ્વાદ ચાખ્યો છે—તેઓએ સુલેહ થયા બાદ થોડાજ મહિનામાં સુલેહને વખતને અનુકૂલ પડે એવી રીતે પોતાની યોજનાને અજાયબ ભરેલી શક્તિથી ફેરવી નાખી. હાલમાં તેઓ એનજીનો, બધી જાતની મશીનરીઓ, ખેડુતનાં ઓજારો, રજીસ્ટરો, સેફટી અસ્ત્રાઓ અને જે કોઇ બનાવટ દુનિયાના બજારમાં ખપે તેવી દરેક લોઢા અને પોલાદની ચીજો બનાવે છે. જનરલ ઇલેક્ટ્રીસીટી કંપની પણ અજબ ઝડપથી વધતી જાય છે અને તટસ્થ દેશોની રોજગારી કોલસા, લોખંડ, અને ઇલેક્ટ્રીક બળથી—ઑસ્ટ્રીઆ, હંગેરી અને બીજા દેશોની પેઢીઓને હજમ કરતી જાય છે.

આ મોટી થાપણો દુનીયાની બજારોને કબજે કરી રહી છે અને લડાઇ પહેલાંની જર્મન ધંધાની આબાદી ઘણે અંશે પાછી લાવવાને સફળ નીવડી છે, જે એક ચમત્કાર જ ગણાય. કારણ કે જર્મનીની આર્થિક સ્થિતિ ખુનખાર અને નિષ્ફળ લડાઇથી, સંસ્થાનો, વહાણનો રોજગાર અને પરદેશી મીલ્કત જવાથી, માણસબળ ઓછું થવાથી અને મશીનરી રેલ્વે અને તેને લગતો સામાન ઉપડી જવાથી લગભગ નષ્ટ જેવી થઇ ગઇ હતી.

આ સઘળું અન્તવણ પમાડે એવું છતાં કોઇએ ચોખ્ખા પરિણામને વિષે અતિશયોક્તી કરવી જોઇએ નહિં. કેટલાક અવલોકન કારોના અહેવાલ મુજબ જર્મની પૈસાથી રેલાતું તો નથી જ. લડાઇ પહેલાંના ધોરણ સાથે સરખાવતાં દેશોના કરજ ઉપરાંત, ભયંકર મોટી જામીનગીરી ભરવા નો હિસાબ ન ગણીએ તોએ, જર્મનીની કારીગરી અને ધંધો બે તૃતીઆંશ છે. રૂની આયાત ઓગણીસસો તેર કરતા અડધી છે. આ વર્ષના ચાર માહિનાની કોલસાની ઉત્પન્ન માત્ર ૪૪રૂ મીલીઅન ટન છે જ્યારે ૧૯૧૩ ના તેટલાજ વખતમાં ૫૭ મીલીઅન ટન હતા.

લડાઇ પહેલાંના ટનેજ કરતાં હેમ્બર્ગ બંદરે હાલ અડધુંજ ટનેજ આવે છે. ( અને તે પણ વિદેશી વહાણોમાં. )

દરેક જર્મન ધંધા દ્દઢતાથી લગભગ બધા દેશોમાં વધતો જાય છે. દક્ષિણ અમેરીકા સાથે આ વર્ષના ફેબ્રુઆરી મહિનામાં ગયા વર્ષના એક મહિના કરતાં ધંધાનું પ્રમાણ ૨૦ ટકા વધ્યું. તેનીજ સાથે બધા દેશોનો દક્ષિણ અમેરીકાનો ધંધો ૫૦ ટકા ઘટ્યો. ૧૯૧૯ માં જર્મનીએ યુનાયટેડ સ્ટેટસને ૧૦ મીલીઅન ડૉલરનો માલ મોકલ્યો, ૧૯૨૦ માં ૮૮ મીલીઅનનો અને આ વર્ષે એના કરતાં પણ વધારે પ્રમાણમાં. ઓટોમોબાઇલના ધંધામાં યુરોપની બજારમાંથી ગ્રેટબ્રિટનને ધકેલી કાઢ્યું છે અને મોટરકારમાં, સાઇકલમાં અને તેને લગતા સામાનમાં એકલા સ્વીટઝરલેંડ માટે જ જર્મનીની નિકાસ આપણા કરતાં ૬૦ ગણી છે.

આ સર્વ કારીગરી અને ધંધા સંબંધી સ્વાસ્થ્યના ચિન્હો છે અને દેશની હારના ધક્કા પછી એમની શકતી કારીગરી અને સફળ યોજના વિષે અજાયબ સાબિતી આપે છે. પણ જે જર્મનોએ આવી ભગીરથ લડાઇ દુનીયામાં પોતાનું અસલ સ્થાન મેળવવાને લડી છે તેઓને હવે નુકસાની ભરવાની જરૂરીઆત સામે થવાનું છે, એજ એમની સ્વાસ્થ્ય રાખવાની શક્તિનો ઠેઠ સુધી અજમુદો કાઢશે, અને નવી અને અગાઉ ન કરેલી મહેનત કરાવશે જ. કામ તેમને ભરપઇ કરવું સહેલ પડવાનું નથી. તે તેઓ ભરી શકે તો દુનીયાની કોઇપણ પ્રજા કરતાં મોટામાં મોટું કારીગરીનું સાહસ કર્યું કહેવાય અને કારીગરી સંબંધે દુનીયાની તવારીખમાં ન સરખાવી શકાય એવું સાફલ્ય મળે. કારણ કે તેમ કરવાને તેઓને ચાર ગણો નિકાશ કરવો પડે. તેઓ શું એમ કરી શકશે અને કરી શકે તો એની અસર દુનીયાની બીજી પ્રજાઓપર શું થશે ?

આ સવાલના પહેલા ભાગનો જવાબ મને "શાકમાન" અને બીજાઓ તરફથી મળ્યો હતો અને તેજ જવાબ વૉલ્ટર એથોનોએ, જર્મન પુનરઉદ્ધારના વજીરે દુનીઆને આપ્યો હતો. તેણે હીમતથી કહ્યું હતું કે અમે ભરી શકીએ એમ છીએ. અને કે કમ્યુનીસ્ટ સભાસદોએ રીચસ્ટેગમાં રાહટને ઉદ્દેશીને કહેતા પોકાર કર્યો હતો કે તમે સટ્ટો ખેલ્યા, તમે હાર્યા, તમારે જ પૈસા ભરવા જોઇએ. માનુષિક શક્તીથી સંભવિત હોય તો જર્મન નેતાઓએ અને જર્મન પ્રજાએ લડાઇનું કરજ ભરવાનું નક્કી કર્યું છે. અને મને કહ્યું હતું તે મુજબ અમુક સરતોએ તેઓ શ્રદ્ધા ધરાવે છે કે એ કરજ ભરી શકાશે. હીલ્ફેર્ડીંગ ને ડૉ. - હેમ્પ્રોડ, કોષાધિપતી સોશ્યાલીસ્ટ, જેઓ તેમના સેક્રેટરી અને સમજાવનાર તરીકે કામ કરે છે, તેની હાજરીમા મળ્યો હતો અને તેઓએ તે શરતોની રૂપરેખા દોરી બતાવી હતી. આ મેજોરીટી સોશ્યાલીસ્ટ પક્ષનો નેતા હજુપણ જર્મન રાજકારભારમાં મોટી સત્તા ધરાવે છે. એ ઉંચો, ખુબસુરત રૂપેરી વાળવાળો સફેદ રાજવંશી ફ્રેંચ ચિત્રકારના જેવા દેખાવનો માણસ ( જેવો મેં એને બર્લીન બહાર ડૉ. હેલ્વર્લેડના ગામડાના ઘરમાં શાળુના પોશાકમાં જોયો હતો ). જર્મન મજુર પક્ષના રાજ્ય-

પક્ષની ઝનુન ધરાવનાર છે અને જેણે લ્હડાઇની હાર કબુલાઇ ત્યાંસુધી લડાઇના ખરચો મંજુર કીધા, આત્મત્યાગો કબુલ્યા અને લ્હડાઇ ચલાવનાર અમીરોના બાદશાહી હુકમોને ખરેખરી રાજ્ય શ્રદ્ધાથી માથે ચડાવ્યા હતા. ત્યાર બાદ શીડમેને બળવાના મતની બીલકુલ વિરૂદ્ધ રાજ્ય ચક્રની યાદગીરીઓ મુજબ પ્રજા સત્તાક રાજ્યના બંધારણમાં મદદ કીધી હતી; તેનો જર્મનીના ભવિષ્ય વિષે અભિપ્રાય ગુણગ્રાહી હતો અને તે એ વિચારથી જ કે ફ્રાન્સ અને ઈંગ્લંડ પોતાના દેશ સાથે સારી રીતે વર્તી સુલેહ કરશે. એ વિષે એને બહુ શંકા ન હોતી. લશ્કરને કમતી કરવાથી ૧૮૦૦ મીલીઅન સોના મહોરો બચાવી શકાશે અને તેનાથી વાર્ષિક ખંડણી ભરવામાં સારી મદદ થશે, મોજશોખની આયાતપર કાબુ ,કનાથી અને કાર્યસાધક યોજનાઓથી વધારે કમ બચાવી શકાય. જર્મન પ્રજાને મદદ કરવામાં આવે અને તેમના કાર્યમાં વિઘ્ન ન નાંખવામાં આવે તો તેઓની જંગી નીપજથી અને રશીઆ જેવા મોટા દેશ સાથેના વધતા જતા ધંધાથી ખર્ચની હુંડીઓ પુરેપુરી ભરી શકાય. જો સીલેશીઆનો ઉપલો વિભાગ અથવા રૂહર લઇ લેવામાં આવે તો જર્મનીના હાથપગ ભાગે અને ધંધામાં ખોટ જાય. પરન્તુ જો મિત્ર રાજ્યો અને ખાસ કરીને યુનાઇટેડ સ્ટેટ્સ જર્મનીને સ્વતંત્ર અને પુરેપુરો લાભ આપે તો બધું દેવુ ભરાઇ જાય.

ઘણે ભાગે લ્હડાઇમા હલકી પડી ગયલી મશીનરીઓ અને ફરતી મુડીના ઘસારાથી મરામત માટે, અને તેમનાથી બની શકે એટલો ધંધો વધારવા માટે, ઇજ્જત અને મુડી જોઇએ—રશીઆ તેઓને માટે શરૂ જોતું હતું. જેવું જર્મની પોતાના ધંધાની અસલ સ્થિતિપર આવી પડે તેવું જ તે રશીઆને મશીનરીઓ, એન્જીનો, ખેડુતી ઓજારો અને સુધરેલા જીવનની દરેક જરૂરીઆતો, પોતાની નાશ પામેલી સ્થિતિ સુધારવાને પુરી પાડી શકશે. શીડમેન કહેતો હતો કે ભુગોલના સ્થાનથી રશીઆને પુનરૂદ્ધાર કરવાનો બોજો નિસંદેહ જર્મન પજાપર આવી પડશે. પરંતુ તેઓ આ કાર્ય પુરા પ્રમાણમાં અને દુનીઆને ફાયદો થાય એવી રીત ત્યારેજ કરી શકે જ્યારે અમેરીકા ગ્રેટબ્રીટન અને બીજા દેશોની ઇજ્જતનો ઉપયોગ એઓને મળે. આવી રીતે ઇજ્જત આપવા બદલ જર્મન મજુરી અને યોજકશક્તિ લ્હડાઇનું દેવું વસુલ કરી અને દુનીયાના રોજગારનો પુનરૂદ્ધાર કરી સારો બદલો વાળશે. શીડમેનને જર્મની વિષે આવી આશા છે અને તેઓ માને છે કે યુરોપ, જેનો પણ આ રીતથી સારો અર્થ સરે એમ છે તેને માટે આ સારી તક છે.

જર્મનીના આર્થિક ભવિષ્ય વિષે હુગોસ્ટીનના રાજકીય સભાસદ અને થાપણોના રાજા અને જર્મન પ્રજાપક્ષના નેતા સ્ટ્રેસમેન, શીડમેન કરતાં ઓછી શ્રદ્ધા રાખે છે.

યુરોપની રાજકીય પરિસ્થતિ વિષે લાંબી વાર્તા કરતાં, તેઓએ જર્મન સામે અપમાનની પરંપરા ના દાખલા આપી ધીક્કારની બહીને ચેતાવવાની ફ્રેંચ લોકોની આદત સામે વાંધો ઉઠાવ્યો હતો, તેઓ કરજ ભરવાના સવાલમાં લંબાણથી ઉતર્યાં હતા. તેમનું ધારવું એવું હતું કે થોડા વર્ષ બાદ, અને એ સમયમાં જર્મનો પોતાના વચનો પાળવા મરણીઆ પ્રયત્નો કરશે. યુરોપીય પ્રજાઓ દુનીયાના રોજગારને આવી વિચિત્ર સ્થિતિમાં નાંખવાની મુર્ખાઇ સમજશે અને સંધીના કરારો બદલવાને નવી કૉન્ફરન્સ મેળવશે. તેઓ દેશે દેશ સંબંધી આર્થીક સંમેલનની યોજના તૈયાર કરશે અને એ સારી યોજનાથી નહિ કે વિનાશક સરોબરીથી અને રાક્ષસી વિચિત્રતાથી બધી પ્રજાઓનો સ્વાર્થ સુધારો થશે સ્ટ્રેસમાનનો અંગત અભિપ્રાય એવો છે કે જો એક નાનો કર કોલસા અને કુ જેવા કાચાં માલપર નાંખવામાં આવે અને તે કર દરેક

ખરીદનાર ભરે અને તે પૈસો દેશેદેશના સામાન્ય ખજાનામાં આ કામ માટે જ મુકવામાં આવે તો દુનીઆનું લડાઈનું કરજ થોડા વર્ષમાં ભરાઈ જાય.

મારી બર્લીનની મુલાકાતનાં પરિણામો ટુંકમાં દર્શાવતાં આ લખાણ પરથી સમજાશે કે મારા મત પ્રમાણે પોતાના વચનો પાળવા જર્મની ગંભીર કોશીશ કરશે અને જો સાઈલેસીઆના ઉપલા વિભાગ અને બીજા દેશોના કાચા માલનું સાધન એના હાથમાં રહે તો યુરોપની આર્થિક સ્થિતિનું પ્રમુખપદ મેળવવાને હાલ તે સારે રસ્તે ચઢયું છે. વધુ સફળ યોજનાથી અને થોડે પગારે તેઓ બીજી પ્રજા કરતાં મહેનત કરી રહ્યા છે. મારા કહેવા મુજબ હારથી તેઓની શક્તિ વધી છે જ્યારે જીતનારા દેશો અને ખાસ કરીને ગ્રેટબ્રીટન જીતથી ઠંડું પડી ગયું છે.

પરંતુ હજુ એક સવાલ ઉભો રહે છે. અને એ પ્રશ્ન રેજીનૉલ્ડ મૅકકેનાએ પહેલેથી જ કર્યો છે. એ જર્મનીની પોતાની નીકાશના ભયંકર વધારાથી—અને માત્ર એજ રસ્તો લડાઈની નુકસાની ભરવાને જર્મનીને હાથ રહ્યો છે—નુકશાની ભરી શકે તો બ્રીટીશ રોજગારનું શું થાય? જર્મનીની પ્રતિજ્ઞા પાળવાથી જ પૈસા લેનાર દેશો પોતાના નીકાશ રોજગારનો નાશ કરે. અને તેથી જ જર્મની પાસે નુકશાની બલાત્કારે ભરાવવાની બુમ મારતાં આપણ આપણા પોતાના નાશ માટે જબરદસ્તી કરતા હતા એ વિચિત્રતા આપણને સમજાશે. સ્વતંત્ર અને કુદરતી ધંધાની રૂઢીએ જો આપણે આયાત અને નિકાશ સરખા પ્રમાણમાં રાખીએ તો જ હાલની દુનીઆની રોજગારીની બીમારીને સુધારી શકાય.

---

## મૂક હૃદય રુદન.

( હરિણી )

નયન જલથી ભીનાં તોયે, ન બિંદુ કદિ ઝરે!
નિરવ ઉરની ઘુંપી જ્વાલા નિસાસ રવાં કરે!
અવયવ બધાં ઢીલાં બ્હીનાં જતાં ભૂમિએ ટળી!
જરી ન ગમની જોવા યે હા ક્રીડા સુખી જગતની!
દૃઢ ધન રહ્યું વેરી, પ્રેમી, સુખે, અતિશય શી,
અચળ, સઘળે વ્યાપી, ઝાંખી ઉદાસીનતા વશી!
મૂક રૂદન હા હૈયે મારે અનંત ઝર્યાં કરે!
દિવસ રજની એની એ સૌ નિરાંશ કર્યા કરે.
જગત, સહુ આ જુએ તો યે, નહિ સમજી શકે!
ફરી ફરી પુછે 'શું વ્યાધિ કહે હમે તુજ કાયને!
સમજી શકશે ના, ના મારી વ્યથા જગ આ સહુ!
વદી વદ પ્રભુ! જાણે તું સૌ! જવાબ દઉં શું હું!!

'વિહંગ.'

---



# ઈતિહાસ મશહૂર મુર પ્રજાનો ઉદય અને અસ્ત.

લખનારઃ—ઉદ્ધવજી તુલસીદાસ ઠક્કુર.

મહાયુદ્ધો સૈન્યો, શસ્ત્રો અને સેનાનીઓ લડે છે. સૈન્યોની ફાનેસીવન શસ્ત્રોની શક્તિ અને સેનાનીઓની બુદ્ધિ જય અને પરાજયનો નેર્ણય કરે છે, પરંતુ ઇતિહાસનાં પાનામાં જય અને પરાજયના અમર અક્ષરો સૈન્યો, શસ્ત્રો કે સેનાનીઓથી નથી લખાતા. જો કેવળ પશુબળ પરજ જય અને પરાજયનો આધાર હોય તો કુરૂક્ષેત્ર, ધર્મક્ષેત્ર નજ થઇ શકે. દુર્યોધને પોતાને પૂજવા યોગ્ય–માતા સમાન પાંચાળીને નિર્લજ્જ પણે સભામાં બોલાવી, ત્હેને નગ્ન જોવાની ઇચ્છા દર્શાવી, ધૃતરાષ્ટ્ર, ભીષ્મ, વિદુર વિગેરે વડીલો મૌન ધારણ કરી રહ્યા, ત્યારેજ દુર્યોધન કુરૂક્ષેત્રનું યુદ્ધ હારી ચૂક્યો હતો. ધર્માંધનાર બુદ્ધના ધર્મ આશ્રમોમાં અનાચાર પ્રવેશ્યો, શ્રમણો આશ્રમોની જાગીરો માટે લડવા લાગ્યા એજ સમર્થ નહોતા. ગ્રીસ અને રોમની મહા પ્રજાઓના વિજયધ્વજ પણ પૂર્વમાં હિન્દુસ્તાન અને પશ્ચિમમાં આફ્રીકાના ઉત્તર ભાગથી તે સ્કોટલંડના કીનારા સુધી ઉડતા થય હતા. પણ સત્તા પ્રમાણ થતાં ભોગ અને વિલાસ હદ ઉપરાંત વધી ગયા અને એ બન્ને મહાપ્રજાઓનો વિનાશ અટકાવી ન શકાયો. ઇજીપ્ટના ઉદય અને અસ્તની કથા પણ એવીજ કરૂણ છે.

ઇતિહાસ જો નિષ્પક્ષપાત લખાય તો તે મનુષ્યોના જય પરાજયના ઇતિહાસ કરતાં, નીતિના જયનો ઇશ્વરની શક્તિની પ્રતીતિનો વિશેષ હોઇ શકે. દુર્યોધનનું રાજ્યતન્ત્ર તપાસવા મોકલેલા ગુપ્તચરોને યુધિષ્ઠીર મહારાજે દુર્યોધનના સૈન્યોની બુદ્ધિ અને શસ્ત્રોની શક્તિનું ન પૂછતાં રાજ્યકર્તા અમલદારોની નીતિ અને પ્રજાના

અથાગ ઉદ્યોગ અને ઉદાર ભાવના આળસ ગુલામી અને અજ્ઞાન પર વિજય મેળવે છે. પણ વિજય મળતાં સંપત્તિ, અને સુખ મળતાં મનુષ્ય ક્ષુદ્ર-સ્વચ્છંદી વિલાસી થઈ જાય છે; બીજી રીતે કહીએ તો પોતે ગુલામ થઇ જાય છે. આવા ગુલામોપર ફરી ઉદ્યોગી અને ઉદાર જનોની સત્તા એ ઇતિહાસની અનિવાર્ય પુનર્ઘટના છે. મુરોનો ઉદય અને અસ્ત એવીજ એક પુનર્ઘટનાનું ચિહ્ન છે.

મુર—એ અરબ્બ જાતિ આફ્રીકાના મુરલેન્ડ નામના પ્રદેશમાં વસવાથી તેમને પ્રાપ્ત થયેલું નામ છે. યુરોપના પ્રાચીન ઇતિહાસમાં આ અરબ્બોને પૂર્વના એટલે સારકેન્સ (*Sarcens*) પણ કહેવામાં આવ્યા છે. ગ્રીસની મહા પ્રજાની શક્તિ ક્ષીણ થતાં ક્રાઇસ્ટની પહેલાં પાંચમાંથી તે બીજા સૈકા સુધી પહેલાં ગ્રીકો અને પછી રોમનોએ આખા યુરોપમાં અને પૂર્વમાં હિન્દુસ્તાન સુધી પોતાનાં સૈન્યો મોકલ્યાં હતાં. મહાન્ સિકંદર હિન્દુસ્તાનમાં અટક્યો, ત્યાર પછી ઇરાનીઓની સત્તા વધતાં ગ્રીકો પડી ભાગ્યા ક્રાઇસ્ટના જન્મથી તે ચારસો વરસ પુરા રોમનોની જાહોજલાલી સમસ્ત યુરોપ અને આફ્રીકાના ઉત્તર ભાગમાં અચલ રહી હતી. પાંચમાં સૈકાની શરૂઆતમાં રોમનોની સત્તા તૂટી. અનેક દેશોપર સ્વામીત્વ મળવાથી રોમનો અતિ વિલાસપ્રિય થઈ પડ્યા હતા. ઇતિહાસકારો કહે છે કે ફક્ત ખાન પાન પરત્વે રોમનોનો વૈભવ એટલી હદ સુધી વધ્યો હતો કે વારંવાર ખવાય તેટલા માટે ખાધેલું ઓકી કઢાવવાના ઔષધો શોધાયા હતા. લંપટતા અને જુગાર મ્હોટાઇ મનાઇ હતી. જાનવરોના અખાડા, દિવસના વધારે વખતની મોજના સ્થાન થયા હતા. અમલદારો અને જમીનદારો રાજકાજમાં ભાગ લેવા કરતાં તમાશા જોતા બેસી રહેવાનું અને મોજમાં ફરવાનું વધારે પસંદ કરતા અને પ્રતિનીધીઓ મોકલી રાજકાર્ય પતાવતા. આ સર્વ કારણોથી રોમનોની લક્ષ્મી તેમને તજી ગઇ. દરેક પ્રાન્તમાં ત્યાંના અમલદારો કે આસપાસની પ્રજાઓએ સત્તા જમાવી લીધી. રોમનો ઇટાલીનો થોડો ભાગ માત્ર નામ તરીકે બચાવી શક્યા.

ગ્રીકો અને રોમનોની સત્તા જ્યારે શિખરે પહોંચી હતી ત્યારે અરબ્બોના વિખરાયલાં ટોળાં સુરક્ષીત રહ્યાં હતાં. પ્રજા જંગલી, નિર્ધન અને ટોળાંઓમાં વ્હેંચાયલી હોઈ દેશ વેરાન અને મ્હોટો ભાગ રણનો બનેલો હોઈ વિજેતાઓએ તેમાં ઝંપલાવવાનું સાહસ કર્યું નહોતું. જો કે કેટલાક ઇતિહાસકારોનું એમ માનવું છે કે દરિયા કિનારાના અરબ્બ નગરોમાં ગ્રીક ગયેલા અને એ નગરોના મુખીઓ ખંડણી ભરતા હતા.

ઇસ્વી સનના સાતમાં સૈકામાં હઝરત મહમદ સાહેબે, બળવાન, ઉદ્યોગી, પ્રમાણીક અરબ્બ જાતિને ઇસ્લામનો સંદેશો આપ્યો. હઝરત સાહેબ ધર્મોપદેશક હતા તેમજ એક રાજનીતિજ્ઞ પણ હતા. ધર્મના વાવટા નીચે એમણે બળવાન અરબ્બ પ્રજાને એકત્ર અને સંગઠીત કરી. ધર્મમાં-એકતાનો ઉપદેશ આપ્યો. મહત્વાકંક્ષાની પ્રેરણા પાઇ. મુસ્લામ જગતના ઉદ્ધારને માટે નિર્માણ થયો છે એમ સ્હમજાવ્યું. આસપાસની પ્રજાઓ વિલાસમાં પડી નિર્બળ થઈ ગઈ હોવાથી અરબ્બોએ બળવાન સૈન્યોની રચના કરી અને પોતાના વતનની સરહદ ઓળંગી.

અરબ્બોએ પ્રથમ મધ્ય એશીઆમાં સમરકંદ બોખારા અને ઇરાન પર હુમલો કર્યો અને સર કર્યાં. હઝરત મહમદ સાહેબના અવસાન પછી થોડો વખત અરબ્બ પ્રજામાં અશ્રદ્ધા અને અશાંતિ રહી. પણ તે એ પ્રજાના વિનાશને બદલે સંગઠનમાંજ કારણભૂત થયા. સત્તાની મારામારી શમી ગઈ. ખલીફાની ગાદી કાયમ થઇ. વીર અરબ્બો એકજ નાયકના આશ્રયમાં એકજ ધર્મ, એકજ ભાષા—એકજ ભાવનાના ઝુંડાસાથે બમણા ઉત્સાહથી આગળ વધ્યા. સાતમાં સૈકાના છેલ્લા ભાગમાં, મધ્ય એશીયા, ઇરાન, એશીયાઈ તુર્ક

સ્તાન, મીસર સાથે આફ્રીકાનો સમસ્ત ઉત્તર પ્રદેશ અરબ્બોના તાબામાં આવ્યો. એ સર્વ પ્રદેશો પર ઇસ્લામનો વાવટો ઉડતો થયો. કોન્સ્ટાન્ટીનોપલ અને ડાર્ડાનેલ્સની ખાડી માત્ર મીરો બચાવી શક્યા !

પ્રસ્તુત લેખમાં સ્પેનમાં મુર અથવા અરબ્બ જાતિનો પ્રવેશ—એ પ્રદેશમાં એ વીર જાતિના ઉદય અને અસ્તના ઇતિહાસની રૂપરેખા છે. સ્પેનને એ વખતના ઇતિહાસકારો આઇબેરીયાના નામે ઓળખાવે છે. યુરોપમાં અત્યાધિરાજીત સ્પેન

રોમનોની અપેક્ષામાં વીસીગોથ પ્રજા વીર અને ધાર્મિક હતી પણ સ્પેનની અસલ પ્રજાનું જંગલીપણું ! કે દુઃખ તે ન ટાળી શકી. રોમનોએ સ્થાપેલી ગુલામગીરી જેવી મજુર સંસ્થા તે ન ઉખેડી શકી. સુધારાને નામે તેમના પાદરીઓએ કહેવાતા જંગલી લોકોને ઉપદેશ આપવા માંડ્યો પણ આત્મા—પ્રેમ અને લાગણીમાંથી જન્મપામતી સમાન ભાવના—વિના માત્ર ઉપદેશ કામ ન લાગ્યો વિજયી-પ્રજા ઉદ્યોગી એ ગુલામોને છાતીથી ચાંપી લેત, તેમને મનુષ્ય બંધુઓ તરીકે થોડા પણ



સ્પેનની પ્રાચીન રાજધાની ટોલેડો

રસાળ-ફળદ્રુપ અને રમણીય પ્રદેશ છે. આફ્રીકાના ઉત્તર કિનારા સુધી આવેલ વિજયી અરબ્બોને સ્પેન ફતેહ કરવાની ઇચ્છા થાય એ કેવળ સ્વાભાવિક જ હતું. રોમન મહારાજ્યના ઉન્નતિ કાળમાં સ્પેન એ મહાસામ્રાજ્યનું એક અંગ હતું. પણ પાંચમી સદીની શરૂઆતમાં વીરોના અંકમાં રમનારી લક્ષ્મી વિલાસી રોમનોને ઠોકર મારી ચાલી ગઇ અને સ્પેન અથવા આઇબેરીયામાં વીસીગોથ નામે એક જર્મન જાતિનું રાજ્ય સ્થપાયું.

ઉંચે લાવત તો કદાચ સ્પેનના હબીબારો કદાચ નહિ પણ જાતિનું એ નિર્માણ નહોતું. અસલ સ્પેનીશ પ્રજા દુષ્કાળ અને રોગથી પીડાઇ અર્ધી નાશ પામી ગઇ. વીસીગોથ અમીરો હકોવવા માટે આવ્યા નહોતા, તેમને ગુલામો જોઇતા હતા. એટલે ગુલામગીરી વધારે અસહ્ય બની. માલીકની ઇચ્છા પ્રમાણે પરણવું, તેમની ઇચ્છા પ્રમાણે પોતાના જન્મસ્થાની કુટુમ્બથી જુદા પડવું, માલીક બતાવે ત્યાં કામ કરવું એ મજુરો માટે ફરજીઆત થયું. માલીકો અર્થાત અમીરો અને અમલદારોમાં

રૌમન વિલાસનું ઝેર રેડાયું. પાદરીઓને રાજ્ય તરફથી મ્હોટી જાગીરો મળતી એટલે તેઓ રાજ્યના સેવકો જેવા થઈ રહ્યા. ગરીબ અને અમીર વર્ગની વચ્ચે એક મધ્યમ વર્ગ હતો, તેમને હદ ઉપરાંત કર આપવા પડતા અને સરકારની નોકરી કરવી પડતી. આ વર્ગની સ્થિતી ગુલામો કરતાં સારી ન હોતી.

કુદરત માતા છે, તે પોતાનાં બાળકોને માટે અન્ન વસ્ત્ર ઉત્પન્ન કરે છે પણ જ્યારે સત્તાધીશો પોતે બળવાન થાય અને પશુબળ પામે ન્યાય



ટોલેડોનો કિલ્લો.

અને નીતિ ઝાંખા પડે ત્યારે હજારો માણસોને ગુલામ થવું પડે છે. ચોક્કસ બહુ ધનવાન અને બાકીના બધા ગુલામ એવી યુરોપની હાલની સમાજ વ્યવસ્થા સ્પેનમાં હતી પરિણામ બીજું શું આવે? રાજ્યકર્તા પ્રજા રાજ્યનીતિથી હાથ ધોઈ બેઠી. રાજ્ય લોભ વધી ગયો. ગાદી વારસ રાજાનું જીવન હમેશાં એશઆરામ અને અમીરો ને પણ મોજ શોખ સિવાય બીજી દરકાર નહોતી. સ્નેહ-મમતા બંધુપ્રેમ-જાતિપ્રેમ-સ્વદેશપ્રેમ આવા નર્ક સ્થાનમાં શી રીતે ગી શકે? સ્પેનના એ વખતના દુર્બુદ્ધિ રાજા રોડરીકે એક કર્લંકિત કાર્ય કર્યું. અને સ્પેન આરબોના તાબામાં જવામાં તે નિમીત્ત થયું.

સ્પેનની રાજ્યધાની ટોલેડો નગરમાં હતી. એ વખતે અમલદારો પોતાનાં પુત્રો કે પુત્રીઓને રાજાને ત્યાં સેવક તરીકે મોકલે એ શિષ્ટાચાર હતો. કાઉન્ટ જુલીયન કયુટાનો સેનાધિપતિ હતો અને તેણે પોતાના પરાક્રમથી આરબોના દળને સ્પેનમાં દાખલ થતા અટકાવ્યા હતા કાઉન્ટ જુલીયનની પુત્રી ફ્લોરીન્ડાને શિષ્ટાચાર પ્રમાણે રાજા રોડરીકને ત્યાં સેવિકા તરીકે મોકલવામાં આવી ફ્લોરીન્ડા યુવતી અને રૂપસુંદરી હતી. ધર્મ પ્રમાણે રાજા ત્હેને પોતાની પુત્રીપ્રમાણે ગણવા બંધાયલો હતો પણ રોડરીક કન્યાના રૂપને જોઈ પોતાનો ધર્મ ચૂકી ગયો તેણે ફ્લોરીન્ડાપર બળાત્કાર કર્યો. આ જાતિ શરમાઈ જશે, ગભરાઈ જશે, ભૂલી જશે એમ તેની માન્યતા હતી પણ ફ્લોરીન્ડા અધર્મ સહી શકી નહિ. તેણે પોતાના માતા પિતાને હકીકત કહી મોકલ્યું અને કાઉન્ટ રાજાનો દુશ્મન થઈ બેઠો.

મુસલમાન ઇતિહાસકારો ફ્લોરીન્ડાને કાવા ના નામે ઓળખાવે છે. અને તેની માતા રોડરીકના પહેલાના રાજા વીટીઝાની કન્યા હોઇ ફ્લોરીન્ડાનું શીયળ ભંગ એ સ્પેનીશ રાજ ઘરાણાને કલંક હોવાથી કાઉન્ટની પત્નિએ તેને રાજ્ય વિરૂદ્ધ ઉશ્કેર્યો હતો એમ કહે છે.

કાઉન્ટ પોતાની પ્રિય પુત્રીના ઉપમર્દથી બળી રહ્યો, તે ટોલેડો ગયો રાજાને અસશક્ત પોતાના પાપ માટે લાગી આવ્યું હતું. જુલીયનને તેણે સારાં ઇનામો આપ્યાં, અને પોતાનો કરવા તેને માનથી રાખવા લાગ્યો. થોડો વખત રહી ફ્લોરીન્ડા સાથે તેણે કયુટા જવાની રજા માગી રાજાએ હેને શીકાર માટે થોડા કુતરા મોકલવાની આજ્ઞા કરી, અભિમાની સેનાપતિએ કહ્યું કે હું એવા કુતરા મોકલીશ જે આપે કદિ નહિ જોયા હોય.

કાઉન્ટ કયુટા ગયો અને આફ્રીકાના ઉત્તર કિનારે પડેલા અરબ્બોના સુબા નોસીરના પુત્ર મુસાને મળ્યો. દ્રાક્ષના વેલાઓથી સુશોભિત, દુધ, ઘાસ અને મધથી ઉભરાતા, ગેથ, અને રોમનોના સૌન્દર્ય ઉદ્યાન સમા સ્પેનની ખુબ પ્રશંસા કરી. મુસલમાનોને અવશ્ય આમંત્રણ કર્યું અને પોતે સહાયતા આપવા વચન આપ્યું. મુસા એક બાહોશ સેનાપતિ હતો. દુશ્મનના મીઠાં વચનોપર તે એકાએક ન લોભાયો. તેણે દમાસ્કસના ખલીફાને સંદેશો મોકલ્યો અને પોતાના એક મદદનીશ ટારીફને ઇ. સ. ૭૧૦ માં ૫૦૦ માણસો સાથે સ્પેનીશકિનારો ચાર વહાણ સુદ્ધાં મોકલ્યો. ટારીફ સ્પેન પહોંચ્યો અને પાછા ફરી પોતાના સરદારને કાઉન્ટ જુલીયનના કથનની સચ્ચાઇની ખાતરી આપી. ટારીફ જે ઠેકાણે ઉતર્યો ત્યાં એક શહેર વસ્યું અને આજે પણ તેની પાછળ તે ટારીફાને નામે ઓળખાય છે.

ખલીફે સરદારને સ્પેનપર ચઢાઈ કરવાની પરવાનગી આપી પરંતુ મોટું સૈન્ય ન મોકલવાની તાકીદ પણ આપી. ઇ. સ. ૭૧૧ માં રોડરીક ઉત્તર તરફના શત્રુઓને મારી હઠાવવા ગયો હતો તે વખતનો લાભ લઈ મુસાએ સાત હજાર અરબ્બોનું એક સૈન્ય સ્પેનમાં ઉતાર્યું. આ સૈન્યની સરદારી તારીક નામે અરબ્બ સેનાપતિને આપવામાં આવી. તારીકનું સૈન્ય ચોમાસાના નદી પ્રવાહની પેઠે સ્પેનના ફળદ્રુપ પ્રદેશમાં આગળ વધ્યું. રાજા રોડરીક અરબ્બ ચ્હડાઇના સમાચાર સાંભળી પોતાના બધાં સૈનિકોને એકત્ર કરી તારીકની સ્હામે થયો. અરબ્બ ઇતિહાસકારોએ વાડી બેકાને નામે ઓળખાવેલ નદીની પાસે બન્ને સૈન્યોનો ભેટો થયો.

સ્પેનના ઇતિહાસમાં આ પ્રસંગના વર્ણનમાં એક સુંદર માર્મિક કથા છે. કહેવાય છે કે અરબ્બ હુમલા પહેલા રાજા રોડરીક પોતાની સભામા અમીરો અને ઉમરાવો વચ્ચે બેઠો હતો ત્યારે પ્રાચીન પોષાકમાં સજ્જ થયેલા રાજજેવા બે વૃદ્ધ પુરૂષો તેની સભામા આવ્યા અને રાજા પાસે ચાવીઓ કંઈ. આ ચાવીઓ એક પુરાણા કિલ્લાની હતી જેમાં અનેક ભેદ ભરમો હોવાનું મનાતું. આ કિલ્લો કોઈ ખોલતા નહિં પણ દરેક રાજા એક આચાર તરીકે અસલ તાળું કાઢી પોતાનું તાળું લગાડતો. વૃદ્ધ પુરૂષોએ કિલ્લાની ભયંકરતા તેમજ અદ્ભુતતાનું વર્ણન કર્યું. રોડરીક તે કિલ્લો ઉઘાડી તેમાં જવા તૈયાર થયો. સલાહકારોપે રાજ્યના વૃદ્ધ અમાત્યોએ તેને રોક્યો પણ તે ન રોકાયો થોડાક માણસો સાથે તે કિલ્લામા દાખલ થયો. કિલ્લાનો દરવાજો એક પહાડના સાંકડા રસ્તાપરથી હતો અને તેના લોખંડના દરવાજાને હજારો વરસોના જુદા જુદા તાળા દીધેલાં હતા. અંદર દાખલ થતાં રાજાને વૈભવની નવી સૃષ્ટિ જણાઇ. તેની પાછળ દરવાજા બંધ થઈ ગયા. રાજા અને તેના સાથીઓ બહુ દૂર ગયા ત્યારે એક ભયંકર કાંસાની મૂર્તિ દેખાઇ આ મૂર્તિ પોતાના મ્હોટા હાથ અવિચ્છીન્ન

જમીનપર પછાડતી હતી. રોડરીક જરા ગભરાયો પણ મૂર્તિની છાતીપર હું "મારૂં કર્ત્તવ્ય પાલન કરૂં છું." એવા શબ્દો વાંચી તે સાન્તવન પામ્યો. તેણે મૂર્તિને નમન કર્યું અને આગળ જવા દેવા પ્રાર્થના કરી. મૂર્તિના હાથ પછાડા બંધ થયા. વચ્ચેથી માર્ગ થયો. અને સ્પેનનો રાજા પોતાના સાથીઓ સાથે તેમાંથી પસાર થઇ પહાડના કિલ્લાના બીજા ઓરડામાં દાખલ થયો. આ ઓરડામાં રત્નો અને હીરાનો ભંડાર હતો. રાજા આશ્ચર્યથી સૌ જોઇ રહ્યો. વચ્ચે એક ન્હાના મેજ પર એક પ્રાચીન પેટી પડી હતી. વીર હરક્યુલીસના વખતની હતી અને આ કિલ્લાનો ભેદ છે તે રાજાએ જ ઉઘાડવી અને પોતાનું ભાગ્ય ભોગવવા તૈયાર રહવું. એમ તે પેટીપર લખ્યું હતું. રાજાએ પેટી ઉઘાડી. ચીપરાં જેવાં પત્રોમાં બે પીતળના કટકા ઉપર તેણે મૂર્તિઓ જોઈ. જોઇ તે સ્થંભીત થયો. અરબોને



નાશી ગયા. એમ કહેવાય છે કે રાજા રોડરીક કિલ્લામાંથી નીકળ્યા પછી તે કાંસાની મૂર્તિ અદૃશ્ય થઇ ગઇ. કિલ્લાના રક્ષકો શબ જેવા પડી ગયા અને આખો કિલ્લો ઉડી ગયો. જ્યાં એ કિલ્લાનાં પથ્થરો પડ્યા ત્યાં લોહીના ડાઘ થઇ ગયા.

પૃથિવિરાજને ઘણા અપશકુનો થયા છતાં ક્ષત્રિય તરીકે શહાબુદીન સ્હામે થવા સિવાય તેના માટે બીજો ધર્મ ન હોતો તેમ રોડરીક પણ પોતાના સમગ્ર બળને એકત્ર કરી મુસલમાનોની સ્હામે થયો. તેની પાસે સાઠ હજાર માણસોનું સૈન્ય હતું. તારીક પાસે માત્ર સાત હજાર યોદ્ધા હતા. તેના સૈનિકો ગભરાયા. પણ વીર અરબ સેનાપતિ ગભરાયો નહિ. પોતાના સૈન્યને ઉદ્દેશી તેણે કહ્યું ખુદાના બંદાઓ, તમારી સ્હામે દુશ્મન છે અને પાછળ દરિયો છે બન્ને તરફ મોત છે. અલ્લાહના નામથી તમને કહું છું કે જયનો

એ મોકલેલ દસ હજાર યોદ્ધાઓનું સૈન્ય આવી મળ્યું વિજયશ્રી અરબ્બોને વરી. મુસાએ ખલીફા વલીદને આ પ્રમાણે લખ્યું, 'ઇમાનદારોના શાહ, આ સાધારણ ફત્તેહ નહોતી. કયામતના દિવસ જેવો પ્રજાઓનો મેળો હતો.

મુસાને તારીકના અપૂર્વ વિજય માટે ઈર્ષા થઇ અને તેને સ્પેનના પ્રદેશમાં આગળ ન વધવાની ફરમાશ કરી, પણ તારીક ખરો સેનાધિપતિ હતો. જીતાયલો મુલક નિષ્કંટક થાય ત્યારેજ વિજયસંપૂર્ણ મનાય છે. તેણે પોતાના સૈન્યને ત્રણ ભાગમાં વ્હેંચી નાંખ્યું. એક ભાગના સરદાર મગીથે કોરડોવા સર કર્યું. કોરડોવા તેણે યહુદીઓના રક્ષણમાં મૂક્યું. બીજા ભાગે આરમીડોના સર કર્યું. મલાગા શરણે આવ્યું અને એલ્વીરા નામે કિલ્લો જ્યાં હમણાં ગ્રેનેડા છે તે ઉડાડી મૂકવામાં આવ્યો. થીઓડમીર નામના વીસીગોથ ઉમરાવે મરશીયાના કિલ્લાનો બહાદુરીથી બચાવ કર્યો, પણ તે વધારે રક્ષન ટકી ન શક્યો. અને છેવટે અરબ્બોને શરણે આવ્યો. આ યુદ્ધમાં બહાદુર અરબ્બોએ શરણે આવેલા નગરવાસીઓની હજારો સ્ત્રીઓને માનપૂર્વક જતી કરી હતી.

થીઓડમીર પાસે એક પણ સિપાહી ન હોવાથી તેણે સ્ત્રીઓને પુરૂષોનો પોશાક પહેરાવી હથીયાર આપી કિલ્લાપર ઉભી રાખી જ્યારે અરબ્બ સૈન્યે કિલ્લો ઘેરી લીધો ત્યારે થીઓડમીરે સલાહની માગણી કરી. અરબ્બોએ સુલેહ કરી અને લશ્કરીઓને સુરક્ષીત નાકળી જવાનું વચન આપ્યું. આ વચન મળ્યું ત્યારે થીઓડમીરે લશ્કરમાં એક પણ પુરૂષ નથી એમ કહ્યું. અરબ્બ સેનાપતિએ પોતે આપેલ વચન પાળ્યું અને થીઓડમીરની હુશીયારી પર પ્રસન્ન થઇ તેને એ પ્રાન્તનો સુબો બનાવ્યો.

મુસલમાનોએ કાઉન્ટ જુલીયનને આપેલું વચન પણ યથાર્થ પાળ્યું. જુલીયન અને તેના સાથીઓને સારી જાગીરો અને રાજ્યમાં મ્હોટી પદ્વિઓ આપી.

ઇ. સ. ૭૧૩ ના ઉનાળામાં સરદાર મુસાએ સ્પેનમાં દમામથી પ્રવેશ કર્યો. તારીકે તેનો યોગ્ય સત્કાર કર્યો. પણ સ્પેનના વિજયનું માન તારીકને મળવાથી સરદારને ઈર્ષા થઇ–તારીકે આખા સ્પેનપર ફરી વળવામાં સાહસ કર્યું હતું. એમ કહી સરદારે તેને બદિવાન કર્યો પરંતુ ડમાસકસના ખલીફાને આ વાતની ખબર મળતાં તેણે મુસાને બોલાવી લઇ સેનાપતિને આયબેરીયાનો સુબો બનાવ્યો. મુસાએ ખલીફાના સીરીયા જવાના ફરમાનનો અમલ કર્યા પહેલાં પીરીનીસના પહાડ ઉપરથી સ્પેનનો રમણીય પ્રદેશ મનભરી જોયો હતો.

ઇ. સ. ૭૧૯ થી તે ૭૩૦ સુધી અરબ્બ સરદારોએ હડી બાહુ બળથી વિજય નિશ્ચિત કર્યો. એસ્ટ્રીઆનીયા નામના એક ન્હાના પહાડી પ્રદેશપર માત્ર સ્પેનના વીસીગોથ રાજ્ય કુટુંબની સત્તા રહી.

ઈ. સ. ૭૨૧ માં અરબ્બોએ એસ્ટ્રીઆનીયા પર પણ સખ્ત હુમલો કર્યો પરંતુ દુર્ગમ આગળ તેમની હાર થઇ. પહાડો પર ચ્હડવા તેઓ સમર્થ ન થયા. પુડીએ અરબ્બોને હરાવવા મેદાનમાં ધમોરો કર્યો પણ અરબ્બોએ ગારોન નદીના કિનારાપર તેને ભારે શિકસ્ત આપી અને પુડીસને ફરી તેના પહાડી કિલ્લામાં ભરાઇ રહેવું પડ્યું. અરબ્બોનો વિજયી સેનાપતિ અબ્દુર રહેમાન હવે પશ્ચિમ તરફ નિશ્ચિંત આગળ વધ્યો, હવે તેણે ફ્રાન્સના પ્રદેશ પર દૃષ્ટિ દોડાવી. સ્પેન અને ફ્રાન્સની સરહદ ઉપર ફ્રેન્ચ સેનાપતિ ચાર્લ્સ પેપીન્સે અરબ્બોને જવાબ વાળ્યો. અરબ્બો શી સાહસી, વીરતાથી લ્હડ્યા. યુરોપીયન ઇતિહાસકારો આ યુદ્ધને દુનિયાના પંદર મહાયુદ્ધોનું એક ગણે છે. યુરોપના ખ્રિસ્તિ ધર્મનો—ક્રિશ્ચાનનો આ યુદ્ધમાં નિર્ણય થયો. યુદ્ધ

૭ દિવસ ચાલ્યું ને ચાર્લ્સના અતુલ ઉત્સાહ અને તેના સૈનિકોની વીરતાથી અરબ્બ સૈન્યમાં ભંગાણ પડ્યું અને ઇસ્લામનો યુરોપનો વેગ ગૉલ–ફ્રાન્સની સરહદ સુધી અટક્યો. અબ્દુલ રહીમાનને અસ્તવ્યસ્ત સૈન્ય સાથે પાછા ફરવું પડ્યું.

અરબ્બોએ હવે સ્પેનને પોતાનું કરવા મહા પ્રયત્ન આરંભ્યો. ફ્રાન્સ સાથે સંધી કરી. અસલની પ્રજાને વ્યવસ્થિત કરી. ડમાસકસના ખલીફાની આણ આ વખતે પૂર્વમાં હિન્દુસ્તાનથી તે પશ્ચિમમાં સ્પેનના કિનારા સુધી વર્તતી હતી. સ્પેનની મુસલમાન સત્તા ખલીફાથી સ્વતંત્ર નહોતી.

મુરોના સ્પેનના પ્રારંભનાં ઇતિહાસમાં એક બીજી વાત ખાસ દેખાઇ આવે છે તે એ છે કે સ્પેનના યહુદીઓ અરબ્બોના ખરા મિત્રો થઇ રહ્યા હતા. અરબ્બોએ કેટલાક મુખ્ય પ્રાન્તોની સરદારી યહુદી અમલદારોને આપી હતી. સુલેહના વખતમાં કળા અને ઉદ્યોગ ખીલવવા " યહુદીઓ અરબ્બોના સગાભાઇઓ પેઠે રહેતા.

આ લેખમાં મૂરોના પૂર્ણ ઉદય અને યુરોપમાંથી તેમના અસ્તનું આવું જ રસિક વર્ણન અલહમ્બ્રા વિગેરે સ્પેનમાં તેમણે બંધાવેલ કારીગીરીના નમૂનારૂપ મકાનોનાં ચિત્રો સાથે, આવતા અંકમાં આપવામાં આવશે.

---

## ચેતન.

નિરાશાનાં ઘાટાં વાદળો ને ભેદી, ભીષણ અન્ધકારમયી રજનીમાં આશા દેવી વિજળીનો ચમકાર ચમકી રહ્યો છે. રાજાનો રાજા–સૃષ્ટિનો પિતા–કરૂણાની ધારા વરસાવી રહ્યો છે. શુષ્ક થએલ નદી, નાળાં ચૈતનના પ્રવાહથી ઉભરાઇ રહ્યાં છે. હે ! ભારતપુત્ર ! તારા આંગણામાં જો ! ચેતનમાં ચેતન કેવું વિકસી રહ્યું છે ? વેલીઓ સ્વાશ્રયથી તારા ઘરના છાપરા ઉપર કેવી ચડવા મંડી છે ? જડમાં પણ કેવું ચેતન પ્રકટી રહ્યું છે ? ગઇ કાલે જે સૃષ્ટિના પડમાં હતું અને નિરાશાના અનેક થરો જેને દાબી રહ્યા હતા, તે આજે આપણી સામે પ્રભાતના સુમધુર, સુશિતળ વાયુની સાથે હસી–ખેલી–રહ્યું છે. માટે બધા સંશયોનો ત્યાગ કર ! પરમ આશાવાદી થા ! વિચાર કરનારો પિતા મહાન્ છે. તારૂં કર્તવ્ય રાસમા સંગિલીત થવાનું છે. માટે જા ! મોહનની મધુરી બંસી બજે છે ત્યાં. રાસ રમ. વિલંબ ન કર.

# શીરાઝના કિલ્લામાં
## યાને ૩૦ વર્ષ પછી.

લખનારઃ—રા. ચંદ્રકાન્ત ગૌરીશંકર ભટ્ટ.

તેનો નામ—શું કહું—જાણે આતશની જ્વાલાઓ. મારી જીંદગી ભર મેં એવી તવાવફ જોઇ નથી. જાણે ઇન્સાનોની રગોમાં સુવાન લોહીની ઝબુકબુકી તે વારે છે. અબદુલ સલામે પોતાના માલીકને કહ્યું. હું ખરૂં જ કહું છું નામવર.

માલીકે મહોડામાંથી હુકકાની નળી દૂર કરી, અબદુલ તરફ એક તીક્ષ્ણ નજર ફેંકી. આનંદ વિનાના સ્મીતે ભરાઉ દહાડી અને મુછ નીચેના હોઠ રહેજ મરડાયા.

"તેની ખુબસુરતી પાસે મધ્યરાત્રે આસમાનમાં ચમકતો ચાંદ કે મ્હાસાગરપર પડી રહેલી તારાની રોશની ઝાંખા છે. જો હું યુવાન હોત તો.

"જોતાં આ જવાહીર"—માલીકે પોતાની જડી-માંથી એક હીરો ખેંચી કહાડયો જેના પર પ્રકાશ પડતાં તે શુક્રના તારા માફક ચમકી રહયો, "હાલમાં સુધી હું કહીશ કે મેં તેથી એ વધુ ખુબસુરતી જોઇ છે. ત્રીસ વર્ષ પહેલાં જ્યારે તું અહીં ન હોતો. તે ગાની સારે દીલરૂબાના તારનો સુર છેડાર લાગતો. અબદુલ, મારૂં છગર તો બસ એ જ છતી થઇ હતી."

"અને—?" જેર માલીકની આંખો ખુલ્લી મારી તરફ વળી.

શીરાઝની નજીક આવી રહેલી એક ટેકરીની ઉપર બાંધવામાં આવેલા ભવ્ય કીલ્લાની ઉતર તરફની દીવાલમાં એ બારી આવી રહી હતી. નીચે—હજારો ફીટ નીચે અણીવાળા કાળા પથ્થરોની ભેખડો હતી. ટેકરીથી રહેજ છેટે શીરાઝ ગામ વસી રહ્યું હતું. દિવસના કામથી થાકેલા ખેડુતો મોજમજામાં મશગુલ હતા. અને લોકોના આનંદી કોલાહલના અવાજ અણુકારા કીલ્લાની બારીમાં થઇ સરદાર અસરફીદને સંતોષ આપતા.

"અને ?" અબદુલે યાદ આપી. સરદાર વિચારનિદ્રામાંથી જાગૃત થયો. તેના મગજમાં કંઇ કંઇ જુની વાતો ઉભરાઇ આવી.

"મેં તેને મેળવવાનો નિશ્ચય કર્યો. તેની ખુબ-સુરતીએ મને શરાબનો નીશો ચઢાવ્યો હતો. હું તે વખતે યુવાન હતો. તેના નાચમાં સારી આલમનું માધુર્ય મને દેખાયું. પણ તે મારે માટે ન હોતી."

"પણ નામવર એ દીવસોમાં તમારી ખાહેશ વિરૂદ્ધ કોઇ પણ ઓરત જાણે કેમ શકે !" અબદુલે પુછ્યું

"હા, પણ એ મારી ખાહેશ વિરૂદ્ધ ગઇ. કારણ તે વિવાહિત હતી. તેઓને એક બાળક પણ હતું. પરન્તુ સરદારનું વચન એ કાયદો હતો. મેં તેને એ પતીથી છુટાછેડા કરી પોતાના બાળક સાથે મારી પાસે આવવા કહ્યું. એ પતી તો એક સાધારણ જાદુગર હતો. મેં બહુ સમજાવી પણ તે માની નહીં. તે એવાને પણ ચાહવાની મૂર્ખ વાતો કરતી હતી. મેં મારો ખજાનો કર-વાવ્યો સતાનો ખ્યાલ આપ્યો પણ તેણે એની રજ પણ પરવા કરી નહીં પરન્તુ મારૂં દીલ.

જેના પર લાગ્યું હોય તે શું હું છોડી દઉં ? એ જાદુગર છેવટ મરણ પામ્યો."

"તેનું ખુન થયું?"

"હા. પણ મારા હાથે નહીં. મારા દરજ્જાનો આદમી નીચી પંક્તીના માણસના લોહીમાં પોતાના હાથ ખરડતો નથી. ગમે તેમ પણ તે મ્હોતને શરણ થયો. દૂરની એક ઝાડીમાં ખંજરના બસ એકજ ઘાએ એ જહાન છોડી ગયો અને તેની નાજનીન પોતાનાં બાળક સાથે મારી પાસ આવવા સ્વતન્ત્ર થઇ. એક ઓરતના હૃદયની કોણ પીછાન કરી શકે ? મેં ધીરજથી તેને ઉગ-રથી વ્હાલાં ખુબ રાહ જોઇ. થોડા દીવસો પછી મેં ફરી વાર મારો પ્રેમ જાહેર કર્યો આજ કીલ્લામાં આજ જગ્યાએ પણ તેણે શું જવાબ આપ્યો ?"

પોતાનો લિલમની વિંટીઓથી મઢાયલો હાથ સરદારે ખૂલ્લી બારી તરફ લંબાવ્યો.

"એક પળ માટે તે ત્યાં ઉભી. મહોડું સફેત થઇ ગયાં છતાં તે ખૂબસુરત લાગતી હતી. એ પછી પોતાનાં કપડાંમાંથી એક ઝીણી કટારી ઓચીંતાની ખેંચી કહાડી મારી તરફ ફેંકી. એ આ રહ્યો જખ્મ, "કહી સરદારે અબ્દુલને પોતાની દહાડી નીચેનો સફેત ડાઘ બતાવ્યો. હું મરતાં સ્હેજમાં બચી ગયો છતાં તેના મોહમાં આંધળો થઇ હું હાથ લંબાવી આગળ વધ્યો. મારા આવવા માટે તે ઓટી ન થઇ. બારી નીચે એક ઉત્કટનું મધુર હાસ્ય કરી કુદી. બસ એ નૌજુવાન ઓરતના જીવન પર પડદો પડ્યો."

"અને બાળકનું શું"?

"હું જાણતો નથી," સરદારે બેપરવાઇથી જવાબ આપ્યો; "એ જાણું પણ શા કામનું! એ તો ઘણાં વર્ષોની વાત થઇ. મેં બહુ તપાસ કરી પણ બાળકનો કંઇ પત્તો લાગ્યો નહીં. હવે હું એ સર્વ ભૂલવા માગું છું. ગમે તેમ પણ એ નાજનીન ૠર વીર હતી." ઉંચે ધૂમાડાનાં ગુંચળાં કેટલોક વખત સુધી ફુંકી સરદારે ઉમેર્યું, "આ ફનાખને નીરખ્યા પછી લેમ્પ લેવા કોઈ પણ ઈતેજાર રહેતું નથી."

"ગમે તેમ પણ નવી તવાયફની ખુબસુરતી કંઇ નથી." અબ્દુલે તારીફના ઉદ્‌ગાર કરતાં ઉમેર્યું "નામવર સરદાર, તમારી પાછળ ફરજંદ ના હોય એ ઠીક નહીં. તમે એને જુઓ તો ખરા. આજ રાત્રે અમાંનુલ્લાએ બંધાવેલ મકાનમાં એ નાચ કરવાની છે."

"ઠીક ઠીક, તું બહુ કહે છે તો હું આવીશ. પણ છુપી રીતે. સાથે એ પણ યાદ રાખજે કે મારે માટે પ્રેમ કરવાનો વખત ગયો છે."

"નહીં, તમે એમ ના બોલો. આ કદાવર શરીરને ઝૈફ કોણ કહે? ભવિષ્ય પર પણ નજર રાખવી જરૂરી છે. તેઓ કહે છે કે ચારે તરફથી આ ગામ લુંટી લેવાની વાતો થાય છે. ફક્ત તમારા નામની ધાકથી જ કોઇ શીરાઝની નજીક આવવા હીંમત કરતું નથી. તમારા પછી રાજ્યની લગામ ઉપાડી શકે તેવા એ...

એ એમજ થશે." બોલી અબ્દુલ ગયો.

સરદારે ધીમે ધીમે પોતાની દહાડી પસવારતાં ભૂતકાળનાં ચિત્રો પર નજર ફેંકી. ખ્યાલમાંથી બેમાલૂમ થઇ ગયેલો જુનો જુસ્સો ફરીવાર તેના શરીરમાં ધમવા લાગ્યો. એ તવાયફની શું ખુબસુરતી ! પણ વખતના જવા સાથે એ ભૂલી જવાઇ. તેણે પાછળથી બીજી ઓરત સાથે શાદી કરી. પરંતુ હજી સુધી તેને ફરજંદ થયું ન હોતું. હજી પણ તે કદાવર હતો. મ્હોતનો કાળો પડછાયો તેને કોઇ પણ પળે ઘેરી લે તેમ હતું. તેને લાગ્યું કે તેની મીલકત—તેની જાહોજલાલી પરદેશીઓને હાથે લૂંટાવી ના જોઇએ.

ઉંચે વાતાવરણમાં અદ્રશ્ય થતાં ધુમ્રનાં ગુંચળાંમાં તેને મરી ગએલ તવાયફ દેખાઇ. તેનાં આલિંગન કરતાં મ્હોત વ્હાલી લેનાર એ શૂરવીર તો ખરી.

તે બોખરે અવાજે ખડખડાટ હસ્યો. અવાજો ચારે તરફ પડઘો ફર્યો એવામાં તલાવડીના પાણી. હતું લોહીથી ખરડાએલ શબ સરદારને દેખાયું.

"નહીં નહીં, મેં એ નથી કર્યું" બોલતાં પણ તે જાણતો હતો કે એ અસત્ય છે. તેણે ખુન કરનારને ૦ પુષ્કળ અશર-ફીઓ આપી હતી. અને તેને પકડવામાં ના આવે તેની પણ તજવીજ કરી રાખી હતી.

"પણ હવે એ ભૂતકાળની વાતો ગઈ ગુજરી" બ-રાડી સરદારે બે વખત તાળી પાડી. બે નોકરો દોડી આવ્યાં. એક-ના હાથમાં શરાબથી ભરેલું બીલોરી કાચનું પ્યાલું હતું. બીજો હુક્કો લઇ રવાના થયો.

અમીના.

અમાનુલ્લાએ બધાવેલાં થીએટરમાં અમીના નાચ કરતી. દીલરૂબા તાઉસ અને બીનની મીઠા-વટ સાથે નૂપુરથી ત્રિભુવીન નાજુક પગથી નૃત્ય કરતાં તેને ચારે તરફ સુપરીટી લાગતી. થોડી જ વારે તાળીઓનો ગડગડાટ એ સાંભળતી. એમ ન ધારશો કે તે ફિગમૂડ આરબ યુવાનોનું ઓડી-યન્સ નીહાળતી. હજારો માઇલ છેટેનાં અંતરી-ક્ષમાંથી ધીમો—નીણો સૂર તેના કાને અથડાયા કરતો-

અમીનાનું સારૂં જીવન એ સૂરથી ભરેલું હતું. એજ સૂરે તેને વેર વાળવાનો સદેશ પહોંચાડયો હતો. તેના ખ્વાબમાં વારંવાર એક ઔરત આવતી. પોતાને થએલા અન્યા-યની—સીતમની વાત કહેતાં એનું



"આજ તારી સર્વ કળાની કસોટી છે શીરાઝમાં વાત ફેલાઈ છે કે સરદાર અબરશીદ હાજર થવાનો છે."

મ્હોડું વધુ સખ્ત થતું. નાચ કરતાં કોઇ કોઇ વખત લોહીથી ખરડાયલું શબ તેને દેખાતું..

નાચ પુરો થતાં તાળીઓના પ્રચંડ ગડગડાટમાં આરબો ઉભા-થઇ જતા. કેટલાક ફૂલોનો વરસાદ સ્ટેજપર વરસાવતા, કોઇ કોઈ અમીરો વિંટીઓ, હારો, પ્હોંચીઓ, બક્ષેસ આપતા, અને શોકીન નોજુવાનો અમીનાના પગ ચુમવા ગાંડાતુર થઇ વીંગમાંથી દોડી આવતા.

અમાનુલ્લા લોકોને આટલી હદ સુધી ખુશ થતા જોઇ મગરૂરી લેતો. દૂર અરેબીઆના ઉજ્જડ પ્રદેશની મુસાફરીને અંગે મળી આવેલી તવાયફ તેની વાહવાહ કહેવરાવી હતી.

## સર્પ નાચ.

અમાનુલ્લાએ અમીનાને ખબર આપી "આજ તારી સર્વ કળાની કસોટી છે. શીરાઝમાં વાત ફેલાઈ છે કે સરદાર અક્ષરગીર હાજર થવાનો છે."

તરત જ આંખના પલકારામાં અમીના ખાસ પહેરવેશ સજવા પોતાના ઓરડામાં ગઇ. તમાશબીનોને જાહેર કરવામાં આવ્યું કે અગાઉ કદી ન જોવામાં આવેલ સર્પ નાચ થનાર હતો. અરેબીઆ, અફઘાનીસ્તાન, ઇરાન, તુર્કસ્તાન બલુચીસ્તાન વિગેરે ઇસ્લામી દેશો અમીનાના એ નાચ માટે તેની પર મરી ફીટતા. સેંકડો નવ્વાબો અને અમીરોએ રાજવંશી પગારો આપી પોતાની સાથેજ અમીનાને રાખવાની કોશેશ કરી હતી. પણ નહીં એ તવાયફનું ગુમાનજ ફક્ત એ કોશેશો ફલીભૂત કરવા દે તેમ ન હોતું.

વખ્ત થતાં પડદો ઉપડ્યો. અમીના સ્ટેજપર આવી. ઝીણાં રેશમી ચારપાંચ વસ્ત્રો શરીર પર બહુ ખુબીથી આંટા લઇ વિંટાળી દેવામાં આવ્યાં હતાં. નિર્જીવ વાજીંત્રોમાંથી સુર નીકળતાં સર્પ નાચ શરૂ થયો.

"આવો નાચમેં કદી નથી જોયો–ફક્ત એક વખત," ધીમેથી તમાશબીનોમાંના એક બૈરું આરબે કહયું, "ઘણા વખત પર લગભગ વીસ વર્ષ પહેલાં અહીં એક તવાયફ આવી હતી જે નાચ કરતાં લોકોને બેફામ બનાવી દેતી. તેનું નામ યાદ નથી આવતું પણ બીજાઓની માફક હું પણ તેને ચાહતો હતો. તેના જાદુગર ખાવીંદને કોઈ ધર્મિષ્ઠ આદમીએ ખંજર ભોંકી મારી નાંખ્યો હતો. છેવટ એ આપણા સરદારના કીલ્લાની નજીકના પત્થરો પર પડી મરી ગઇ હતી. એ ખરેખર આની માફક નાચ કરી શકતી–પણ સબૂર આ કોણ ?"

તેણે પોતાની આંખો ઓડીયન્સમાં દાખલ થયેલી એક નવીન વ્યક્તિ તરફ ફેરવી. તેણે લાંબો કાળો ઝભ્ભો પહેર્યો હતો. ઉંચી આસ્ટ્રાકાન ટોપી એવી રીતે પહેરી હતી કે તેનું મ્હોડું બરોબર ના દેખી શકાય. "એ જ સરદાર જેની હું વાત કરી ગયો તે. તવાયફને જોવા ઘણી વખત ટેકરી પરથી ઉતરી શીરાઝ આવતો."

"તેની મરજી જાહેર થવાની નથી, તો શા માટે આ દીલખૂશ પરી તરફ થી નજર ખેંચી લ્યો છો ?"

સરદાર આવ્યો કે તરત પડદો પડ્યો અને થોડીવારે ઉંચકાયો. અમીનાએ પોતાના પેહરવેશમાં અજાયબ ફેરફાર કરી લીધો હતો. લાંબા કાળા, ચળકતા કેશકલાપની છુટી છુટી લટો હીરાની સેરોથી સંકેરી લેવામાં આવી હતી. નાકની ચુંકનું નિલમ હાથની વિંટીઓનાં માણેક વિગેરે પર વિજલીક બતીની રોશની પડતાં અમીનાને અલકાપુરીની એક પરી સમજી તારાઓ પોતાનું સ્થાન તજી તેને કેમ જાણે વધાવવા આવ્યા ના હોય તેમ લાગતું તતું. તેના હાથ અને ગર્ધા પર સર્પો હતા. કેડની આસપાસ એક મોટો સરપ વિંટાળાયો હતો, જેનું મ્હોડું હોઠ નજીક પહોંચતું હતું. ઓડીયન્સમાં અંધાર રાખી સ્ટેજ પર પુષ્કળ રોશની ફેંકવામાં આવી.

"જાણે એજ. ખૂબખૂદ." અસ્વસ્થતાથી ગાદીપર હસતાં સરદારે કહ્યું "અબદલ વર્ષો પાછળ તો નહીં હસતાં હોય !!"

"નામવર મેં પહેલાંજ ના કહ્યું કે તે ખૂબ સુરત છે !"

"એકલી ખૂબ સુરતજ નહીં પણ એ આસ માનના ચાંદ કરતાં પણ વધુ આકર્ષક છે. પણ જો"

તરતજ નવીન ઉત્સાહથી અમીનાએ પોતાને મશહૂર નાચ શરૂ કર્યો વાજીંત્રોએ સર્પડંસથી થતી વેદનાનો ખ્યાલ આપ્યો. વંટોળીઆની માફક આમ તેમ ફેંકાઈ એકેલાતાં—તમાશબીનોના જીગરા પકડી લેતાં વસ્ત્રો નીચે નાજુક પગ નુપૂરના ઝમકાર સાથે ચોકકસ ઢબે પડવા લાગ્યા. નબલાંએ તાલ આપવા માંડ્યો.

ધીમે ધીમે વાજીંત્રોએ ઝડપ કરવા માંડી. અમીનાની હીલચાલોની ગતી પણ વધવા માંડી. એટલે સુધી કે તમાશબીનોને અનતની જ્વાલા ફરતી દેખાઈ. કેડ પરનો સર્પ વારંવાર તેને ડંસવાની કોશિશ કરવા લાગ્યો અને તેની નેમ ચુકાવી અમીના વચ્ચે વચ્ચે મીઠું સમયસમાણું હસવા લાગી. હાથ પરના અગ પરના અંગોને રમાડવા, લાગી-તેને ફેરી દેવા લાગી.

એકદમ વાજીંત્રો બંધ થયાં. તે ચતીપાટ થઇ રહેજ પર પડી. એક પળ ગંભીર ચુપકીદી અને પછી ચોમેર ધમધમાટી નાંખનાર તાળીઓનો ગડગડાટ થયો.

"અલ્લાએ અજબનૂર પયદા કર્યું છે. આબેહૂબ એજ. અબદૂલ હું હવે જોઇ નથી. આ છે કોણ ?"

"નામવર હું એ જાણતો નથી, તે અહીં આવી છે અને અજાયબ રીતે દીલ બહેલાવનાર છે. વધુ હું કહી શકતો નથી."

"તેણે ફરી વાર એ નાચ કરવો જોઇએ. મારા કીલ્લામાં તેની ગોઠવણ કરજે." અબદૂલ અદૃશ્ય થયો.

પોતાના ઓરડામાં પાછીને અમીના જમીન પરના ગલીચાપર પડી અને પોતાનાં અંગપરથી સરપોને લઇ તેઓની મુકરર કરેલી ટોપલીઓમાં મુકવા માંડ્યા અને તેમ કરતાં એક બાળકનાં વ્હાલથી તેની સાથે વાતો કરવા માંડી. તે થયા બાદ એક બહુજ નાની ટોપલી અમીનાએ સંભાળથી ઉઘાડી તરત પીળા રંગનું નાનકડું મસ્તક એક સર્પે બહાર કહાડ્યું. અને પોતાની જીભ ફેણ તેના તરફ ફેંકી.

હસતાં હસતાં રહેજ પાછળ હઠી અમીનાએ તેનું મ્હોડું પાછળથી પકડી લીધું.

"કીરાત—" તેણે કહ્યું " તું ઉતાવળો ના થા, થોડો વખત ધીરજ રાખ. "

બારણાની સાંકળ ખખડી અને તેણે ઝડપથી ટોપલી બંધ કરી. બારણું ઉઘડતાં અમાનુલા અંદર આવ્યો. તે બહુ ખુશમીજાજમાં હતો.

"અલ્લાહ અને તેના પયગમ્બરને શુક્ર ગુજાર. સરદારે એ નાચની ખાસ તારીફ કરી છે."

અમીનાની આંખમાં નવો ચમકારો થયો અને તેણે પોતાની નજર બારીમાંથી દૂર દેખાતા શાંત કીલ્લાપર ફેરવી.

"અને," અમાનુલ્લાએ કહ્યું "એમ કહેવરાવ્યું છે કે હવેથી તેના કીલ્લામાં જ તારે નાચ કરવો. તે માટે તે બહુ સારો બદલો આપશે."

આ હુકમ તદન શાંતપણે અમીનાએ સાંભળ્યો. બદલો.

"મને કહેવામાં આવ્યું કે આપ નામદારને મારો નાચ ગમ્યો છે."

"એ ખોટું નથી. મારી ખ્વાએશ છે કે તારે મારે માટેજ નાચ કરવો. આ પડદા પાછળ વાજીંત્રો વગાડનારા છે. ત્યાં જેવો ઓરડો તું હાવે તે રીતે વાપરી શકશે."

સરદારે અમીનાની ખુબસુરતી પર નજર નાખી. અને ખૂબના એક પછી એક ઝુંમખાં ઉપર ફેંકતાં માંડ્યાં. ફરી એક વાર જુવાનીનું તેજ તેની રગોમાં

આવ્યું. દહાડી પર હાથ પસવારતાં જ પણ મપર તેની આંગળી અડી. તેને વહેમ પડ્યો અને પહાડી મુલકનો ઠંડો પવન ગોચીતો થયો હોય તેમ એ ધ્રુજી ઉઠ્યો.

" એક નાની બાબતનો પહેલાં જ ખુલાસ કરવો જોઇએ હાઇનેસ ઉંદ ..હુ

ફરના ઓરડામાં જઇ સૌ પાછાં આવ્યાં. અને બાંદીઓએ કહ્યું કે કોઇ પણ જાતનું હથીઆર છુપાવવામાં આવ્યું નથી.

અમીના પોતાના ઓરડામાં ગઈ. થા એક કલાક પછી બારણું ખુલ્લું મૂકી હોલમાં આવી. ના-પાણીના વહેણની માફક સરી આવી. આ વખતે તેના પોશાકમાં અગત્યનો ફેરફાર થયો હતો. નવા જ રંગો પસંદ કરવામાં આવ્યા હતા. જવાહીરોમાં પણ વધારો થયો હતો. કેડ આસપાસ રક્ત વર્ણી પટો વિંટી લીધો હતો. તે આવી કે તરત હૉલમાં જાણે કે અનુપમ શુ છવાઇ ગઇ અને સરદારના નોકરો સ્વપ્ન જોતા હોય-કોઇ દીલખુશ ખ્વાબ જોતા હોય તેમ દિગ મૂઢ થયા. વાજીંત્રોના દીલ બહેલાવનાર સૂર સાથેજ નાચ શરૂ થયો. નુપૂરના ઝીણા ઝમકાર સાથે મેંદીથી રંગાયેલ નાજુક પગ પદ્ધતીસર પડવા લાગ્યા.

સરદાર આતુર નયનોએ જોઇ રહ્યો. મહોતરમાં ગઈલી તવાયફ

તેણુ વખત તાળી પાડી તરત જ ચાર પાંચ બાંદીઓ આવી ઉભી. તેણે એ બાંદીઓને અમીનાનાં કપડાં

કરતા પણ આ વધુ ખૂબસુરત લાગવા માંડી. મોહીજવારમાં નાચ પુરો થયો. અમીના આગળ આવી નમી. છુટા થયેલા કેશકલાપ માંથી મુગ્ધ બનાવી દેનાર ખુશબો સરદારની નાસિકાને અથડાઇ. તેની આંખો વધુ અને વધુ

તપાસવાનો હુકમ આપ્યો. ("ડીસાત"-તેણે કહ્યું, "હું ઉતાવળો નથા થોડા વખત પીરજ રાખ") ચમકવા લાગી

એક પળ અમીનાને બાથમાં ચાંપી નાખવાનો ખ્વાએશ થઈ આવી પણ દૃઢ ચિત્તે તેણે એ રોકી.

" અમીના હવે સર્પ નાચ થવા દે. પણ સત્વર પહેલાં થોડો શરાબ " સરદાર બોલી ઉઠ્યો.

"નહીં નહીં નામવર સરદાર, મને તેની જરૂર નથી. આપ મને જે માન આપો છો તેથી જ બસ મારું મન ઉલ્લાસમાં છે." કહી નમન કરી અમીના પોતાના ઓરડામાં ગઈ. સરદારે અબ્દુલને પાસે બોલાવ્યો.

" કાજી આવ્યા કે ! આજ હું નીકાહ કરનાર છું. માણસો દોડાવી શીરાઝને એ ખુશ ખબર કહાવો. ચાંદ શીરાઝપર આસમાનમાં આવે તે પહેલાં ચારે તરફ રોશની થવી જોઈએ-મીજબાની થવી જોઈએ અને ગરીબગુરબાંને ખીરાત મળવી જોઈએ."

અબ્દુલ ગયો અમીના આવી. આ વખતે તેના અંગપર બહુ સર્પો ન હોતા. માત્ર તેનો માનીતો ફીરાન સર્પ તેણે કેડ આસપાસ વિંટાળ્યો હતો અને તેનું મહોડું પોતાના નાજુક હાથમાં પકડી રાખ્યું હતું.

"નામવર સરદાર આજ હું મારી કળાનો એવો નમૂનો રજુ કરું છું જે કોઈ પણ ઈન્સાને જોવા પામ્યો નથી. અને-"એટલીંતાની અર્ધ પડી અમીનાએ નુપૂરનો ઝંકાર કર્યો તર તજ દીલરૂબા, તાઉસ બીન પોકારી ઉઠ્યા. ગોળ અને ગોળ ઘુમ્મરન કરવા લાગ્યું. વચ્ચે, કેશ સર્પ આમતેમ ઉછળવા લાગ્યા. ધીમે ધીમે ગતી વધવા માંડી. જોનારાઓનાં ચક્ષુમાં ઘેનથી ઘેરાવા લાગ્યાં. સરદારને પ્રેમજ્વર ચડ્યો. આરને કદમે અમીના ફરતી, ગાતી: ફર અને ફર પોતાના ઓરડા તરફ ખસવા લાગી. ને રોશી રોકાય તેનાં અંગરૂપ એમ લુપ જતે ખેંચાઈ સરદાર ઉભો થયો. તબા-યાની પાછળ જવા લાગ્યો. અમીના હોંસની આસપાસ ચકરાવો લેવા લાગી. સૌ સાગરીઓનાં જોશ ઓછાતુર થવા લાગ્યા. એક તીણું હાસ્ય કરી અમીના ઓરડામાં પવનવેગે દોડી પણ તે પહેલાં તેણે બારણાં બહાર દોરામાં અચાનક ફેરી ફીતાન ફેંક્યો. "આજ મારા દીલની મુરાદ-બાટલા વર્ષો પછી બર આવી" કહી સરદાર પાછળ દોડ્યો. એક ધબકારો-અમીનાએ બારણું બંધ કરી દીધાં. સરદાર નિષ્ઠુર બારણા પર હાથ પછાડવા લાગ્યો. ઓરડામાંથી તીણો અવાજ આવ્યો.

" યાદ કર મારી અમ્મા. "

ચારે તરફ એ શબ્દોનો ગભાર પડઘો થયો. વાજીંત્રોનો સૂર ચાલુજ રહ્યો. નોકરો પોતપોતાને સ્થાને ચોંટી ગયા. સરદારે સુસવાટ સાંભળ્યો. તેના જમણા હાથપર ડંખ કરડ્યું. નીચે જોતાં તેને ફીરાન દેખાયો. "નરાધમનું રમતું ?" બોલી એ ખખડાટ હસ્યો.

પણ તેના હાથ પર અચાનક ચળ આવી, ભમજ ફરવા લાગ્યું......શ્વાસ મુંઝાવા લાગ્યો. પવન હાથ પવન ભેગા તે ખુરશી બાગી તરફ સરક્યો.

" યાદ કર મારી અમ્મા-સાગરા...મ્હેતનો બદલો...ત્રીસ વર્ષે પછી " બરાડી સરદાર ખડ-ખડાટ હસ્યો. પણ એ અવાજ બોખરો હતો. એક પળ પછી ચકરી ખાઈ મગ દઈ એ ભોંય પર પડ્યો. બહાર જોશથી ફુંકાતા પવને-વાજીં-ત્રોએ એક સામટી ગર્જના કરી "યાદ કર મારી અમ્મા."

# બેવફાને.

રચનાર—શા. શયદા.

કરી છે દોસ્તી પણ ક્યાં તમે દરકાર રાખો છો
અમે મસ્તક નમાવ્યું તો તમે તલવાર રાખો છો.
અમારૂં બંધ મોઢું હાથમાં બેઠી ગળે ફાંસો
તમે એવો અમારાપર સદા ઉપકાર રાખો છો.
તમારા શબ્દ જુદા અર્થ જુદો ભાવના જુદી,
છતાં એ ન્યાયનો દંભી ભરી દરબાર રાખો છો.
કહો છો કાંઇ ને કાંઇ કરો છો આપ હિકમતથી
છુપાવ્યો ના છુપે તેનો છુપાવી સાર રાખો છો.
તમારો સ્વાર્થ હોય તો કહો છો શબ્દ સોનાના
અને સ્વારથ સર્યો કે શર્મ ક્યાં પળવાર રાખો છો.
હૃદયમાંનિ તમારા દેહમાં કેવો તકાવત છે
વદન ગોરૂં હૃદય કાળું તમે હૃદયહાર રાખો છો.
મુબારક આપના પગલે ગયું ઉદ્યાન ઉજડી આ
હવે શું બાકી છે કે તે મહીં અંગાર રાખો છો.
અમે ભોળા નહિ સમજ્યા તમારી એ અપ્રાક કે
બતાવો પુષ્પ ને કેવા છુપાવી ખાર રાખો છો.
ભડકશે આંખના આંસુ થશે જ્વાલા બળી જાશો
અમારી આહ જેવા ક્યાં તમે હથીઆર રાખો છો ?
અમારા શબ્દપર શયદા જગત આખું થઇ જાશે
નકામી આ ગરૂરી શું સનમ સરકાર રાખો છો.

# તાજ અને યમૂના.

લેખકઃ—રા. નરેન્દ્ર.
ચિત્રકારઃ રા. એન. જોશી.



હૃદયમાં પૂર આવે છે ને જાય છે. કેશા માટે એ રજની નિસ નિત્ય આવતી હશે ભલા ! એ આવે તો ભલે આવે પણ સંગે ચંદ્રને લાવી કેવા અપનવાં તોફાનો મચાવે છે. યમુનાના કાળાં પાણી આજ સમયની રાહ જોતાં હશે શું ! એ પૂરના નીરનો કિલકિલાટ કોઇ એક દૂર દૂર નવપરણીત કુમારિકાના હૃદય ગર્ભમાં, પ્રથમ રાત્રિએ પતિના પ્રથમ મિલનના ઝણકારા અને ઉલ્કાપાત સમ થનમનાટનું સ્મૃતિચિત્ર પુનઃ પુનઃ અજાવવા પથિકના હૃદય સમક્ષ ઉભુ કરે છે. ઉન્મત્ત સરિતાના ઉછળતાં પાણીમાં મુસ કરતો હિમશૃંગી શ્વેતાગ મુમતાજના હૃદય સરોવરમાં ક્રિડિત થયેલા શાહજહાનની પ્રેમપ્રતિમાનાં પ્રતિ બિમ્બરૂપ સાક્ષી ભૂત છે. ધીમે ધીમે કૌમુદિ સંકોચાશે અને નિરવ રજનીનાં પેરાં પડલ ઉપડી જશે. કલકલનાદિની એ યમૂનાના મેરાં તરગો સમાઇ જશે, પ્રભાત થશે અને કેંક મૃદુ જીવન પુષ્પ કલિકાઓ કરમાઇ જશે, અનેક નાજનીઓના પ્રભાત ઝળકાતાં નુર લૂંટી જશે. પુનઃ એની એ રજની !—હૃદયમાં પૂર આવશે અને જશે. મૂમ-તાજનાં પ્રતિબિમ્બરૂપ શશાંક ગગનઘુમ્મટમાં રૂપેરી કિરણો સર્વત્ર સુધા રેલાવતા, કાલિન્દીના રેતાળ તટપર શાન્ત ચન્દ્રિકા છાઇ દેશે. શાહજહાનની આખી દેહલના તાજને આલિંગશે ધીરે ધીરે રૂપાની ઘટડીના નાદ જેવી રજનીના પાદે નુપુરની રણકાર અનેક પ્રેમીયુગલોના હૃદય ઝંઝેરી જગાડશે. એ યમૂનાના તટે—એ કાલિન્દીના ઘાટે—દૂર—ઘણે દૂર—કૃષ્ણની બંસરીના સૂરે અને મુમતાજમહાલની કબર ઉપરની લાલ માણિક્ય જેવી દિપિકાવડે રંગ પૂરતા પૂરતાં પ્રણયી હૃદયો રૂપેરી ચાંદનીમાં નૂતન રાસ ગૂંથશે. લયલા અને મજનું ફરહાદ અને શીરીં જેવાં અનેક પ્રણયી આત્માઓની પુણ્યતિથિ ઉજવવા કૈંક દમ્પતિઓ ભેગાં મળશે. દુષ્ટ જગતમાં કલુષિત જીવન ગાળતાં પાપ ને સ્વાર્થવૃત્તિથી ભોળા મનુષ્યો પ્રેમને હૃદયમાં સ્થાન આપી પ્રભુનું હૃદય દુભાવે છે. એ પ્રેમાત્માઓનો પન્થ નિરાળો છે. પવિત્રતાનો વાસ અને પ્રભુનો અંશ હૃદયની અહલાદથી ભરેલી જીવન સૃષ્ટિમાં જ હોઇ શકે. હૃદય—પાપીઓની પાસેથી બેગતે પણે દૂર જાઓ અને તમે પણ તેઓની પેઠે ચન્દ્રમાંથી નીતરતું

# ઉસ્તાદ જોક.

લખનાર: રા. રતનસિંહ તુલસીદાસ ઠકુર.
ચિત્રકાર મી. સુંદરરાવ ગોરક્ષકર.

જગતિક કવિ વિશ્વની એક મહાન્ વિભૂતિ અને જ્ઞાનની અદ્ભુત શક્તિ છે. જંગલીમાં જંગલીથી તે સુધારાની ટોચે પહોંચેલા સમાજ સુધી દરેક સમાજમાં કવિનું સ્થાન અમર છે. કવિ પોતાની શબ્દ સૃષ્ટિદ્વારા અદ્રશ્યને દ્રશ્ય કરે છે, સંગીત ગાઇ દુઃખી જનને સુખી કરે છે અને સંસારને સૌંદર્ય સમર્પે છે. તે જો ચાહે તો નિદ્રિત સમાજને જાગૃત કરી શકે છે, ભૂલાઇ ગએલા ધર્મને સજીવન કરી શકે છે. દેશના ભાવિનું ચિત્ર ખડું કરી પ્રજાને કર્તવ્યદક્ષ કરી શકે છે.

હિંદુસ્તાનમાં હિંદુ અને મુસલમાન ઉભય રાજ્યકાલમાં જ્યાં સુધી રાજા અને પ્રજાનો સંબંધ મીઠો અને પણ સામાજિક હતો ત્યાં સુધી કવિઓનો સત્કાર થયો છે. અકબરે હિંદુ કવિ બીરબલને પોતાની સભામાં ઉચ્ચ સ્થાન આપ્યું, અને કબીરને હિંદુઓએ એક મહાન્ આચાર્ય તરીકે પૂજ્યો, એ ઉપરોક્ત કથનની સાબીતી છે. અનેક મુસલમાન બાદશાહો કાવ્યમાં રસ લેતા અને કવિઓને એક શેરને બદલે મોટી જાગીરો અજર સરખો અક્ષરથી આપી દેતા. એવા અનેક દાખલા મોજુદ છે. ઉસ્તાદ જોકના શિષ્ય મહાકવિ દાગને હાસના નામદાર નિઝામના પિતાએ એક શેરના બદલે એક ગામ આપ્યું હતું. નિઝામના ઘરમાં લગ્ન પ્રસંગ હતો. ઘર વધુને સુહાગની પ્રથમ રાત્રી હતી. ખુશાલીમાં ઝગમગાટ કરતાં દીપકો જોઈ કવિને ઉક્તિ સુઝી.

> शबे विसाल है बुझादो इन चरागोंको
> खुशीकी बज़्ममें क्या काम जलनेवालोंका.

પ્રથમ મિલનની રાત્રી છે બધા દિવાઓને બુઝાવી દો. ખુશીની મહેફીલમાં બળી જનારાનું શું કામ છે?

ઉર્દુ શાયરોમાં જોકને નામે પ્રસિદ્ધિ પામેલા મોગલ તાજો તખ્તના છેલ્લા વારસ અન્ધ બાદશાહ અબુ જફર બહાદુરશાહ અને એમના પિતા અકબરશાહના વખતમાં દિલ્હીના મોગલ દરબારમાં કવિઓની ઘણી ઇજ્જત થતી. દરબારમાં તેમજ બહાર અમીરોને ત્યાં કવિઓની મહેફીલો–મુશાયરા થતા. દરેક ન્હાના મ્હોટા કવિઓ અને અનેક કાવ્યરસિકો ત્યાં એકત્ર થતા. ગઝલો ગવાતી, બીડાં વ્હેંચાતા, સવાલ અને જવાબ થતા, કવિઓની કસોટી થતી. ત્યારે દિવસે સવારમાં પ્રાતઃકાળની દુકાનોપર અને દિવસે તથા રાતે ગાનારીઓના ઘરોમાં મહેફીલમાં રસિકોએ માન્ય કરેલી ગઝલો ગવાતી અને આ રીતે કવિઓની પ્રજામાં કદર થતી હતી. સારી વસ્તુઓ પ્રજા એકદમ ઓળખી જતી. રાજા અને પ્રજા ઉભય કવિને પોતાના જેટલા કીર્તિવાન હોય એ જમાને દિલ્હીમાં અનેક સારા કવિઓ એકઠા થયા હતા. ઉસ્તાદ જોક એ કવિઓમાં એક ઉત્તમ પંક્તિના



દાંત શું ચમકે હસીમેં રાત ઉસ મહપારા કે
મેરે અશ્ક માહતાબ પારા પારા હો ગયા

શાહને ખુશ કરતા. પોતે ધર્મના આચાર્ય હતા અને પાસે બેસનારાઓને એક રંગી કવિ કરતાં–મસ્ત કવિ કરતાં એક સાધુ પુરૂષ તરીકે વધારે ભાસતા. તેમની જીવન દશા બદલાઈ નહોતી. બાદશાહે પોતા વખતમાંજ એમને ખાન બહાદુરનો ખેતાબ આપ્યો અને તનખા સો રૂપીઆ કરી આપી. તેમજ પાછળથી બાદશાહ બીમારીમાંથી ઉઠતાં ભીસ્તીમેર થઈ તેમાં ઉસ્તાદે ગાયેલી ગઝલોથી ખુશી થઈ બાદશાહે એમને એક ગામ પણ આપી દીધું.



પરંતુ ઉસ્તાદનું ધ્યેય જરા પણ વધ્યું નહિ, તે જે ઘરમાં રહેતા તેમાં માત્ર એક ખાટલો રહી શકતો એમનાં કાગળો સાચવવાનું સ્થાન તકીયા અને ગાદલાં બનાં. ધર્મના અભ્યાસની એમનાપર એટલી અસર થઇ હતી કે એમણે માંસાહાર મુકી દીધો હતો.

ઉસ્તાદ ઝોકની ઘણી ગઝલો ઇ. સ. ૧૮૫૭ ના બળવામાં નાશ પામી ગઇ છે.

બાદશાહ જફરને નામે ઉરદુમાં જે ગઝલો પ્રસિદ્ધ છે તે બધી અથવા ઘણી ઝોકની સુધારેલી છે. ઉસ્તાદનું સારૂં શિષ્યમંડળ હતું–તેમાં સુપ્રસિદ્ધ મહાકવિ દાગ, પ્રોફેસર આઝાદ એ મુખ્ય છે. ઉસ્તાદની કવિતામાં પ્રેમ, તત્વજ્ઞાન અને નીતિનાં કાવ્યો છે. એમની ભાષા સરળ, સ્પષ્ટ અને યોજના ઉપયોગી છે.

પોતાના અવસાનથી ત્રણ કલાક પહેલાં ઉસ્તાદ ઝોકે એક શેર બનાવી છે,

कहे है हंप आज जौक जहांसे गुजर गया,
क्या खूब आदमी था खुदा मगफरत करे

સ્થૂલ શરીર નાશ પામ્યા છતાં એમનો આત્મા અમર કાવ્ય રૂપે આજે પણ પ્રકાશે છે. અમે એમનાં કાવ્યોના માત્ર થોડા નમુના આપીશું.

કાવ્ય.

दांत सुं चमके हंसीमें रात उस महपाराके ·]
मेरे आंसू माहताबा पारा पारा हो गया !

અર્થઃ—રાતના જ્યારે તે ચંદ્રમુખી હસી પડી ત્યારે મને તો તેના દંતપંક્તિની ચમકથી એમ જણાયું કે ચંદ્રમા ટુકડા ટુકડા થઇ ગયો.

पंजे महरको भले शफकीमें हर रोज
गोते क्या क्या है तेरा हस्ते हिनाई देना.

અર્થ:—તારા મહેંદીએ રંગેલા લાલ હાથ માત્ર આપણાજ ખુન કરે છે, એ વાત નથી. તેમની લાલીને જોઇ સૂર્ય પણ સવાર સાંજ લાલ સમુદ્રમાં ડુબકી મારી રહ્યો છે. પણ તેમાં તે મનોહર લાલી ક્યાં છે!

देखना अब जौक होंगे आज फिर लाखोंके खून
फिर जमाया उसने लाके लबपे लाखा पानका.

અર્થ:—આજે એમણે પોતાના લાલની માફક લાલ હોઠપર પાનનો રંગ જમાવ્યો છે. આજે આ રંગથી લાખોના ખૂન થઇ જશે.

किसी बेदस्तको ऐ बेदाद गर मारा तो क्या मारा?
जो आपही मर रहा हो उसको गर मारा तो क्या मारा!

અર્થ:—રે અત્યાચારી નર કોઇ બળહીન પુરૂષને મારવામાં તું તારૂં શું ગૌરવ સમજે છે જે પોતેજ મરી રહ્યો હોય તેને મારવામાં તારી શું બડાઇ છે!

नशा दौलतका बद अतवारको जिस आन चढा.
सरपे शैतानके एक और भी शयतान चढा.

અર્થ:—અનુભવ વગરના અને હલકા મનુષ્ય
: જ્યારે દોલતનો નશો ચડે છે ત્યારે જાણે
તાનના માથા પર એક બીજો શૈતાન ચડે છે.

अगर लिया वस्ल ही होना था नही ग़ैमे मेरे
कुफ्र होता मेरे इस्लाहपे या ज़िक्र होता.

અર્થ—મારા ભાગ્યમાં જ્યારે જુદાઈ લખેલી
ી અને તેથી મારૂં ભાગ્ય ફાટું પડી ગયું
રે મને તેના કેશ દાન અથવા તેના મુખ પર
મ કેમ ન બતાવી દીધો? એ બે પણ ખુશ
ગા છે.

आंखसे आंख इस बखती मुझे डर इस दिलका.
कहीं वह जाय न इस जंगो जदलमें मारा.

અર્થ:—તેની આંખથી જ્યારે મારી આંખ
ડે છે ત્યારે મને દિલ માટે ડર લાગે છે કે
રખે આ ગરીબ આ પ્રેમી આંખોની લડાઇમાં
મર મોતે ન માર્યું જાય!

आखिर शराब पीनेसे काफीर बनायें क्यों
क्या शेख कुल्लू पानीमें इमान बह गया?

અર્થ:—એમ કોઇ એ તો બતાવ કે હું શરાબ
પીવાથી કાફર કેમ બની ગયો—શું શેખ ભોળા
પાણીમાંજ ઇમાન વહી ગયો?



શકલ તો દેખો મુસવીર ખીંચેગા તસ્વીરે યાર
આપકી તસ્વીર ઉસકો દેખકર હો જાયગા.

आंखे मेरी तसवीरोंसे वह मस्त जाम तो अच्छा
वह हसरते दीदार निकल जाय तो अच्छा.

અર્થ—મારી આંખોને જો તે (ઇશ્વર) પોતાના તગીચાથી અગાડી જાય તો બહુ જ ઠીક થાય કારણ કે તેના દરશન જોવાની બહુ દિવસથી મારી ઇચ્છા છે પુરી થઇ જાય.

शकल तो देखो मुसव्वीर खींचेगा तसवीरे यार
आपही तसवीर उसको देखकर हो जायगा.

અર્થ:—ચિત્રકારની જરા સુરત તો જુઓ કે એ મારા મિત્રની તસ્વીર ઉતારવા તૈયાર થયો છે પણ તેને જોતાંજ આશ્ચર્યમાં ડૂબી પોતે તસ્વીર બની જશે.

रोते सफेद शैबमें इस कुफ्रपे फरेब
रंग नव आदमीको न करना कुफ्र है जफर.

दाना खिरमन हैं हमें कतरा है दरिया हमको
आये हैं जुझमें नजर कुलका तमाशा हमको–१
आन पहुंची सरे गर्दावे फना किश्तिये उम्र
हर नफस मादे मुखालिफका है झोका हमको–२

અર્થઃ—અનાજના કણુમાં ઢગલા અને બૂંદમાં અમે સમુદ્ર જોઇએ છિયે. અમે વ્યષ્ટિમાં સમષ્ટિનો તમાશો જોનાર છિયે અર્થાત ટુંકી નજરના નથી.

અમારી ઉમ્રની નૌકા હવે મૃત્યુરૂપ ચક્કરના નિકટમાં પહોંચી ગઇ છે આ સમયે અમારો શ્વાસ જે આવ જાવ કરે છે તે તૂફાનનો ઝોકો છે. ૨

मौत हीसे कुछ इलाजे दर्दे फुर्कत हो तो हो
गुस्ल मैयत ही हमारा गुस्ले सेहत हो तो हो.

અર્થઃ—વિયોગના વ્યાધિની ચિકિત્સા માત્ર મોતથી જ કંઈક થઈ શકે છે. મોતનું સ્નાન જ અમારી આરોગ્યતાનું સ્નાન કદાચ થઇ શકે છે.

बजा कहे जिसे आलम उसे बजा समजो
जुबाने खल्कको नक्कार खुदा समजो–४

અર્થઃ—જેને દુનિયાં ઠીક કહે તેજ ઠીક છે કારણ કે સંસારનો અવાજ એ ઇશ્વરના ડંકાનો અવાજ છે.

यह चाहता है शौक कि कासिद बजाय मुहर
आंख अपनी हो लिफाफये खतपर लगी हुइ.

અર્થઃ—હે પત્રવાહક ઉત્કંઠા એમજ ઇચ્છે છે કે પત્રપર મહોર લગાડવાના બદલે મારી આંખ લગાડી હો!

मजे जो मौतके आशिक बयां कभू करते
मसी हो खिज्र भी मरनेकी आरजु करते. १
अगर यह जानते चुन चुनके हमको तोडेंगे
तो गुलकभी न तमन्नाये रंगो बू करते.

અર્થઃ—જો આશક લોકો મોતની મઝાનું વર્ણન કરે તો ક્રાઇસ્ટ અને ખિજ્ર ( મુસલમાનોના અમર પેગંબર ) પણ મરવાની ઇચ્છા કરે.

ફૂલોને જો એ વાતની પહેલેથી ખબર હોત કે અમને ચુંટી ચુંટી તોડી જશે તો તે કદિ પણ રંગ અને ગંધની ઇચ્છા ન કરત.

तुम भूल करभी याद नहीं करते हो कभी
हम तो तुम्हारी यादमें सब कुछ भूला चूके.

અર્થઃ—તમે મને ભુલે ચુકે પણ યાદ નથી કરતા અને એક હું છું કે તમારા માટે સર્વ કંઈ ભૂલી બેઠો છું.

क्या हुआ औ जौक है जूं मरदुमक हम रुसियाह
लेकिन आंखोमें समाया कोइ हमसे सीख जाय.

અર્થઃ—હે જૌક આંખોના તારા જેવો કાળો છે તો તેમાં શું થયું? પણ બીજાની આંખોમાં સમાવવાનું તો ખુબ જાણે છે. અને તે વિશેની તો બીજાઓને શિક્ષા પણ આપી શકે છે.

फूला नहिं समाता जो गुल पैरहनमें है
आता है किस भरोसे पै हस्ता चमनमें है.–१
दमको नहीं है सीनेमें आराम अकदम
यह पर गरीब है कि मुसाफिर वतनमें है–२

અર્થઃ—બાગમાં ફૂલ ખુશીનું માર્યું કુલ્યું નથી સમાતું. એ કયા ભરોસાપર હસી રહ્યું છે! અર્થાત થોડા સમય પછી કરમાઇ જશે.

શ્વાસને છાતીમાં એક દમ પણ આરામ નથી. એ બિચારો ઘરમાં હોવા છતાંએ વિદેશી બનેલો છે.

जौक जो मदरसे के बिगड हु हैं मुल्ला
उनको मय खानेमें ले आओ संवर जायेंगे.

અર્થઃ—જૌક મુલ્લાઓ જો પાઠશાળામાં ગુસ્સે થઇ ગયલા હોય તો કંઇ વાંધો નથી. કારણ કે નિશાળમાં શીખવતાં શીખવતાં તેમનામાં જે ગુસ્સો આવી ગયો છે તે મદ્યાલયમાં આવતાં ધીરે ધીરે નીકળી જશે.

लाइ ह्यात आये कजा ले चली चले.
अपनी खुशी न आये न अपनी खुशी चले.

અર્થઃ—જીંદગી લાવી એટલે આવ્યા, મોત લઈ ચાલ્યો એટલે ચાલ્યા. અમે તો આ સંસારમાં ન પોતાની ખુશીથી આવ્યા છિયે કે ન પોતાની ખુશીએ જઇયે છિયે.

मतलब न कुफ्रसे है न इस्लामसे है काम
दिल देके औ सनम तुझे काफर बनी हुओ.

અર્થ:—અમને હવે ધર્મ અધર્મની સાથે કંઇ સંબંધ નથી રહ્યો. તારી સાથે સંબંધ જોડતા હે સનમ અમારા સર્વ સંબંધ તૂટી ગયા.

> ઐ આંખ આજ સામને ઇસ્ત ચશ્મે મસ્તકે
> બાતિલ સબ અપને દાર યે દાવિ શવરી હુયે.

અર્થ:—હે જોઇ તેની મદોન્મત્ત મનોહર આંખની સામે આજે મારી યોગ્યતા અને બુદ્ધિમત્તાનો અંત આવી ગયો.

> ગર હલકા બોસા દેવે નહીં હલકા પીજીયે
> હૈ મસલ યહ કિ ફુલ નહીં પંખડી સહી.

અર્થ:—કોમળ કપોલનું ચુંબન ન આપો તો રહેવા દો આ પાંખડીને શર્માવનારા હોઠોનુંજ આપો, જુવો અમે સમજશું કે ફુલ નહીંને ફુલની પાંખડી.

---

## સ્વયં પ્રકાશી ભાનુ.

રચનાર. તકિલ.

કોઇ વિરલા ભાનુ-આપ પ્રકાશી રહે પુરા.
આપ પ્રકાશી રહે પુરા જાણોને સાચા શુરા-કોઇ
ઝીણી ઝીણી ઉંચા ઝળકે-રવિની પ્રભાતે વ્હાલા!
ભેદને ભેદે છે ચતુરા.—કોઇ
અન્ધકાર ભેદી જ્યોતિ પ્રસારે રૂડેરી વ્હાલા!
તિમિરના યાય ચુરેચુરા.—કોઇ
હૃદય કમળ જ્યારે ઉઘડી ખોલે છે વ્હાલા!
અભેદમાં શું રહે અધૂરા.—કોઇ
ચંદ્ર બને છે જ્યારે પાંડુર વર્ણો વ્હાલા!
ન્હાસે છે તારલાના તુરા.—કોઇ
અલખ ગવાયે મેળો લખ છુટી જાયે વ્હાલા!
અભેદના તાનમાં તંબૂરા.—કોઇ
અંજાઇ મૂરછાં પામે અજાણ્યા બિચારા વ્હાલા!
સોમવલ્લીની પીવા સુરા.—કોઇ
પુષ્પ એ સ્વયંપ્રકાશી ભાનુ પ્રકાશ વ્હાલા.
અજવાળે ઓરડા આધુરા.—કોઇ

---





## સનમ દરબાર.

રચનારઃ—રા. ટી. બી. કંથારીયા.

ચિત્રકાર.—રા. એન. જોશી.

સનમ દરબાર પર દિન એક અલૌકિક બહાર આવી' તી
જીગર પર રંગ જામ્યો'તો ઉલટ કંઇ ઔર આવી'તી—
કરી'તી ગોરીએ ખાતર હમારી પુર દમામે હો
મગજ પર મોહ માશાની ભભકતી મ્હેંક આવી'તી—
કરી'તી ગુફતગુ છાની, સીને મીના મીલાવ્યા'તા
અનોખી વસ્લની લહજ્જત સનમ સેજે ઉડાવી'તી—
ઉમંગે માશુકે ભોળી પઢાવ્યા ઇશ્કના કાનુન
દીધી તાલીમ ગઝલ તર્જે, મગજ મસ્તી ચઢાવી'તી—
ઝર્યાં જે ચશ્મથી આસુ પુસ્યાં તે પાક દામનથી
પુરી'તી સૌ અભિલાષા અમે જે દીલ ધરાવી'તી—
ઇરાની ખાસ મદિરાનાં ભરી પ્યાલા પીતા પાતાં
પકડતાં ઝુલ્ફ ગોરીનાં અજબ કંઇ લહેર આવી'તી—
કરૂં યાદી પળેપળની, ઝુરૂં ઝંખી મરૂં મસ્તાન
ગુમાની ઝીન્દગાનીમાં ઘડી જે હાથ આવી'તી—

---

# નરગીસનું ફુલ.

લખનારઃ રા. અબ્બાસ એ. હજુરી.

પ્રભાતનો રમણીય સમય છે. દુનિયા, પૂર્વે-દિશાના પ્રિય પથિકના સ્વાગતની સૌ સામગ્રિ અતિ ઉત્સાહથી તૈયાર કરી રહી છે. વાયુ, એટલા શીતળ તથા મૃદુ છે કે લલિત રહવારની મધુર ઝાકળના આબદાર મોતીયો, ગુલલાલા તથા સેવતીના પુષ્પોની સૌમ્ય પાંદડીઓ પર હજી જામેલા છે. એના ચળકાટ તથા તેજમાં કાંઈ ફરક પડયો નથી. તથાપિ એનું કાંપવું કોઈ આવવા વાળા સંકટની અગમચેતી આપી રહ્યું છે.

સામે એક સરિતા વહે છે, જેનું નિર્મળ પાણી શાંતિનું ગીત આલાપતું, નજદીકની વનકુંજોમાં, એક પંથ ભુલેલા પ્રવાસીની માફક શીઘ્ર પટકતું ફરે છે, પરન્તુ આ બેચેનીની હાલતમાં પણ તે પોતાની સ્વાભાવિક ચેષ્ટાઓથી વેગળું નથી. સામે એક નરગીસની ડાળી સાથે તે છેડછાડ કરી રહ્યું છે. તે બીચારી શરમના લીધે કંઇ બોલી શકતી નથી. તેનું મસ્તક નીચું તથા નયનો ઢળેલા છે. તથાપિ તે જાણે એમ કહી રહી છે કે, " દુર રહો, દુર રહો," પરન્તુ અફળ. ક્યો! ઉભયે એકમેકને આલિંગન આપ્યું.

હવે જરા કુદરતની કુરતા જુઓ. કેટલીક મુશ્કેલીઓ તથા પ્રભુ જાણે કેટલાક પ્રયત્નો પછી મિલનની આ શુભ ઘડી પ્રાપ્ત થઇ હતી, પણ તેણે પોતાનો જાસુસ મોકલ્યો. પૂર્વના ખુણામાંથી રવિએ ડોકયું કર્યું. નરગીસ ત્વરિત પોતાનો પલ્લવ છોડી અલગ થઇ ગઇ. પાણી વેગ ભરતી આવ્યું અને નરગીસને ફંદમાંથી બચાવી સેવાની તીવ્ર ઉર્મિઓથી, ભુરા આકાશમાં વાદળાં બની ઉડી ગયું. સૂર્યે લાખ પ્રયત્નો આદર્યા કે આ ઘટનાપર પ્રકાશ પાડે પણ તે નિષ્કામ રહ્યો. નરગીસે આ તકનો લાભ લઇ અનિમિષ નેત્રોએ આકાશગમન જોયું. વાદળાંથી સહન ન થઇ શક્યું રડી દીધું. તેના અશ્રુબિંદુઓ નરગીસનો પલ્લવ પકડી રહ્યા. નરગીસ પણ મસ્ત થઇ ઝુલવા લાગી. આસપાસના છોડવાઓ શાંત ખડા છે, તો પણ મોટા વૃક્ષોના પાંદડાઓ પોતપોતામાં ગણગણાટ કરે છે.

આ સુખ દુઃખની ઘટના નિરખતાં મને ઝાઝી વાર થઇ ન હોતી કે દુરથી એક વ્યક્તિ આવતી દેખાઈ. હું એક ઝાડીની ઓથમાં સંતાયો. નજદીક આવતા જણાયું કે તે માળી છે. તેના એક હાથમાં કાતર હોવાથી લાગ્યું કે તે કોઇ ખાસ ફુલોની શોધમાં છે. તે નરગીસના છોડની નજદીક જતાં તે થોભી ગયો અને તેજ પુષ્પ જે પોતાની મોજમાં મસ્ત તથા આવનારથી અજ્ઞાન હતું, તોડી લીધું. આ નિરખતા જ વાદળાંઓએ ભીષણ ગર્જના કીધી અને ધોધમાર વર્ષી પડ્યાં. વાયુ જે અત્યાર સુધી મંદ હતો તે જોસથી ફુંકાવા લાગ્યો. પ્રલયના સમય જેવો દેખાવ થઇ રહ્યો, પરન્તુ તે માળીને મુદલ એટલો પણ વિચાર ન આવ્યો કે આ સર્વેનું કારણ તે પોતે જ છે.

તેણે ઘર તરફનો રસ્તો લીધો. હું પણ મારી છુપવાની જગ્યામાંથી બહાર નીકળી તેની પછવાડે જવા લાગ્યો. રસ્તામાં પવન તથા વરસાદે તેની ખુબ ખબર લીધી. સાથે સાથે મારી પણ તેવી જ દશા થઇ. થોડે દુર જતાં હમારા રસ્તા જુદા થઈ ગયા. હું ખિન્ન વદને ઘેર આવ્યો. ભીંજેલા વસ્ત્રો કાઢી હું બેઠો હતો કે થોડી વારમાં તે જ માળી એક ફુલનો તોરો, જેમાં તેજ નરગીસનું ફુલ હતું, મારા ફુલદાન માટે લાવ્યો. મેં તેને એમ કહી પાછો આપી દીધો કે, " આ ફુલોમાંથી મ્હને રક્તની વાસ આવે છે."

---




ચિત્રકાર શ્રી. સુંદરરાવ ગોરક્ષકર.

( ગતાંકના પૃષ્ઠ ૨૫૪, પ્રકરણ ૩ જાનું સાધણ રહ્યાગેના પૃષ્ઠ પરથી. )

## આગલા પ્રકરણોનો ટુંક સાર.

પ્રવીણ એક સંસ્કારી કેળવાયલો પણ નિર્ધન અને પોતાની નિર્ધનતા ટાળવામા આળસુ યુવક છે. તે પોતાની પત્નિ સુખદા જે એક ગાય જેવી ગરીબ હિન્દુ બાળા છે તેને ચાહી શકતો નથી. સાહિત્ય અને કળાની મધુર સ્વપ્નસૃષ્ટિમાં રમનારો આ યુવાન વ્યવહારને નથી સમજી શકતો. પોતાની સ્ત્રી ગરીબ માબાપની અને સ્વભાવે ગરીબ હોવાથીજ તેની ગરીબ ગૃહસ્થી ઠીક નભે છે. પોતાની રોગી માતાની ઠીક સારવાર થાય છે એ તેનાથી નથી સ્હમજાતુ તે એ સાહિત્યસૃષ્ટિની પ્રેયસીની શોધમા રાગી બની ઘરથી વિરાગી બને છે

તેના બાલમિત્ર ભગવતીનું લગ્ન થયુ છે, પણ તેની પત્નિ થોડા વખતમાજ તેને ઘેર આવવાની છે. સુખદા પોતે પોતાના સુદર કેળવાયલા સ્વામી માટે અનધિકારી હોય એમ માને છે અને જો હું ભણીશ તો સ્વામી સતોષ પામશે એમ ધારી ભણવાનો નિશ્ચય કરે છે

---



ચીત્રકાર ] હૃદયની પ્યાસ [ શ્રી સુંદરરાવ ગોરક્ષકર

" આકાશનો ચાંદનો ખીલી નિકળ્યો છે નીચેનો શું વાદળમાંજ છુપ્યો રહેશે ? "

બેસવાનો અવસર તો મળશે. હું જોઉં છું કે તેમને રાતના જલદી ઉંઘ નથી આવતી, પણ જ્યારે હું પગ દબાવવા જાઉં છું ત્યારે ચુપચાપ સુઈ જાય છે. મ્હોં ઢાંકીલે છે એ કારણે કે કદાચ હું તેમની નજરે ન ચઢું. કદાચ મારી સાથે વાત ન કરવી પડે. પણ હું સર્વ કંઇ સમજું છું. શું કરી શકું? દોષ મારોજ છે. હું તેમને માટે આકર્ષક નહોતી, એમણે બનાવવા ધારી પણ હું ન બની શકી. જો બીજ બનીજ નથી શકતી તેના માટે શોચ કરવો વૃથા છે. પણ જેટલું શક્ય છે તેટલું મારે કરવુંજ જોઇએ. ગમે તેમ પણ હું અવશ્ય બણીશ. બણવાથી એઓ પ્રસન્ન થશે. હું કામકાજમાંથી કોઇપણ રીતે ફુરસદ મેળવી લઇશ.

એટલું વિચારતાં સુખદાના મ્હોંપર કંઇક સંતોષની છાયા દેખાઇ. જાણે તેને વિશ્વાસ આવી ગયો કે ઉપાય ઠીક સુઝ્યો છે અને એથી હું પતિને અવશ્ય સંતુષ્ટ કરી શકીશ.

## પ્રકરણ ૪ થું.

ચાંદની પથરાઇ રહી હતી અને સુખરપથ પ્રયાન થતો હતો. ભગવતી અગાસી ઉપર પલંગપર બેઠેલો હતો. અગાસીપર પાણી છંટાવ્યું હતું અને વહુ હાથે બનાવેલા તિલના પંખાને લઇ ઉભી હતી. આ એકાંતમાં પણ ઘુંઘટ તેના મ્હોંપર પડ્યો હતો. ભગવતીએ પ્રેમ ભરી ચિતવનથી પોતાની નવોઢાને જોતાં કહ્યું: "આકાશનો ચાંદ તો ખીલી નિકળ્યો છે, નીચેનો શું વાદળામાંજ છુપ્યો રહેશે?"

વહુએ કંઇ પણ જવાબ ન વાળ્યો. તે જરા સંકોચાઇ પૂર્વવત પંખો ચલાવતી ઉભી રહી. ભગવતીએ જોયું કે તે મુલાયમ ઘુંઘટમાં એક મંદ હાસ્ય છાઇ ગયું છે. તેણે પંખાની જાલરને પકડી પોતાની તરફ ખેંચી એટલે સાથે વહુનો હાથ અને પછી તેનું શરીર પણ ભગવતી ઉપર ઝુકી ગયું. ભગવતીએ પંખાની જાલર છોડી એક હાથથી તેનો હાથ પકડ્યો અને બીજાથી તેનો ઘુંઘટ ખોલવા લાગ્યો. વહૂએ શરમાતાં કહ્યું: "નહિં, નહિં," તે પછી તે બળપૂર્વક છટકી જઇ દૂર ઉભી રહી.

ભગવતી તેથી નારાજ ન થયો. તેણે હસતાં હસતાં ઉઠીને કહ્યું: "જ્યારે એટલી બધી ગુરસે શા માટે થાય છે? મને તો આ ગરમીમાં તારા પર દયા આવતી, આજે હજી પણ વધારે ઓઢીને". એટલું કહી તેણે ચાદર ઉપાડી તેનાપર નાંખી. નવવધૂ કંઇક તેના ભારથી અને કંઇક લજ્જાથી જરા નીચે ઝુકી ગઇ. પછી ધીરે ધીરે મોઢે ઉતારી બોલી: "જો સતાવશો તો જતી રહીશ." ભગવતીએ જરા ખસી ગયલા ઘૂંઘટમાં જોયું કે હોઠોમાં મુસ્કેરાટ અને નેત્રોમાં લજ્જા છે. તેણે સ્નેહથી તેની તરફ જોતાં કહ્યું. "ક્યાં જશો?"

"નીચે."

"બીક નહિં લાગે?"

"બીક વળી શાની?"

"એજ ઉજાળા અંધારાની."

"તેનો શો ડર?"

"અને મને પંખો કોણ નાંખશે?"

"પોતેજ; વળી બીજું કોણ."

ભગવતીએ હસતા કહ્યું: "બહુજ સારૂં, જા, પંખો મને આપી દે," એટલું કહી તેણે બીના હાથમાંથી પંખો છીનવી લીધો અને બીજી તરફ મ્હોં ફેરવી જોરથી હવા કરવા લાગ્યો.

વહૂ એકાદ ક્ષણ ચુપચાપ ઉભી રહી. પછી ધીરે ધીરે આગળ જઇ તેણે પંખો પકડી લીધો. ભગવતીએ ચોંકી કહ્યું: "અરે! આ શું? તું અહિંજ છે!"

વહુએ જરા રીસાળ સ્વરમાં કહ્યું: "છો તો બહુ અધમ. પંખો આપો. હમણા તેનો અધો ઘુંઘટ ખુલી ગયો હતો—લજ્જાપીડાણ અને વાતચીત પણ વધી ગઇ હતી. પણ ભગવતીને એટલે થી સંતોષ ન થયો. તેણે પંખાને જોરથી પકડી

કહ્યું:"આપેલી વસ્તુને છીનવે છે ? છે તો બહુ ભલી"

વહુએ કંઇ પણ ન કહેતાં પંખો છીનવવાનું ચાલુ જ રાખ્યું. ભગવતીએ હાથ દૂર કરીને કહ્યું "પંખો હવે નહિ મળે." વહુએ જરા પતિના ઉપર ઝુકીને, ગુંદલુ પલંગની ટેકરી ને પંખો લેવા ઇચ્છા કરી. ભગવતીએ મતલબ સાધી લીધી, તેણે આ અવસરપર તેની કમરમાં હાથ નાંખી પોતાના અંકપાશમાં દાબી છાતીસરસી ચાંપી લીધી. આ પૃથ્વીનું જે સુખ સર્વથી ચઢતું છે જેના મોહથી મનુષ્ય સંસારના સર્વ દુઃખોને સહેવા જીવિત રહે છે–તે જ, આસ્વાદ, તેજ રસ ભગવતીએ આજ પ્રાપ્ત કર્યો. તેણે મુગ્ધ થઇ પોતાની પ્યારી નવી વધુનું, સ્નેહ, ક્રોડ અને આનંદથી ચુંબન લીધું. તે જાણે તેમની સુલેહ હતી, તેની સાથે સર્વ ઝગડા પલાયન થઇ ગયા હતા. ફરી કોઇએ પંખા માટે આટલો ઝઘડો કરતાં બંન્નેને ન જોયા.

---

પ્રકરણ ૫ મું.

**પ્રા**તઃકાળનો સમય હતો. ઝીની ઝીની હવા વહાતી હતી. પ્રવીણ અત્યંત અસ્થિરતાથી અગાશીપર આંટા મારતો હતો. તે એક સૂરતનું ચિન્તન કરી રહ્યો હતો.' તેથીજ તેનું માથું ભમી ગયું હતું તે સુરત તેના બાલમિત્ર ભગવતીની નવોઢા સ્ત્રીની હતી.

ચિન્તનીય વિષય અતિશય ખરાબ અને પાપપૂર્ણ હતો. ઘૃણા અને આત્મગ્લાનિથી તેના હોઠ સીકડાઇ રહ્યા હતા અને ઉદ્વેગથી ગલાની નસો ફુલી રહી હતી. પણ જેટલો આ વિષયને ભૂલવા ચહાતો તેટલોજ તે વધારે સ્મરણમાં આવતો હતો. તે પોતાની દુર્જનતાપર ખુબ ચિડાતો હતો, પણ તે સૂરત તેની આંખોમાં વસી ગઇ હતી.

તે વિચાર કરતો હતો કે આજથી ત્રણ વર્ષ પહેલાં વિવાહના સમયે જ્યારે મેં તેને જોઇ હતી ત્યારમાં અને આજમાં આટલો અંતર પડી ગયો છે ! તે વખતે તે અનખિલી, કલીની સમાન હતી અને હમણા પૂર્ણ વિકસિત ફુલ છે. તે દુર્બલ પીળું મ્હોં આરોગ્યથી ભરાઇ ગયું, છે અને પાકું રંગાઇ ગયું છે. તે વખતે નેત્ર સ્થિર હતા–તેમને કંઇ જોવા ન જોવાનું ધ્યાન ન હોતું. પણ આજે તો જાણે આખા સંસારને એક સાથે જોઇ લેવા ચાહે છે. ત્રણ વર્ષ પહેલાં જે પોખરાજ હતી તે કંઇક મેલી હતી, હમણા તે ધોવાઇ મોતીની સમાન ઉજ્વલ અને પાણીદાર થઇ ગઇ છે.

એમેરથી ધ્યાન હઠાવી તે એ વિચારવા લાગ્યો કે તે આખા સંસારની લજ્જા અને સંકોચ એકત્ર કરી અને તેના ઢગલાને પોતાની ઉપર લઇ પોતાના છલકતા યૌવનને ઢાંકવા કેટલો સાહસપૂર્ણ અને વ્યર્થ પ્રયત્ન કરી રહી હતી ? એટલું વિચારતાં વિચારતાં પ્રવીણ વિહ્વલ થઇ ગયો તેની આંખોમાં મદ ઉન્મત્તતા છવાઇ ગઇ, તે બન્ને હાથોની મુઠી બાંધી ઉતાવળા પગલે અગાશીપર આંટા મારવા લાગ્યો. ધીરે ધીરે તેના નેત્રોમાં ભગવતીની છબી આવી ઉભી રહી. તે સરલ વિશ્વાસ પૂર્ણ સ્વચ્છ દૃષ્ટિ, પ્રફુલ ચેહેરે આંખોમાં વસી રહ્યો.

તેણે ભયભીત થઇ પોતાની ચોમેર જોયું અનુતાપની લહેરી આવવા લાગી તે પોતાના મનોવિકારને તિરસ્કારતો હોઠ કાપતો બોલ્યો "આવા સરલ પ્રેમનો–આ શ્રદ્ધા–પૂર્ણ ભ્રાતૃભાવનો કેવો સારો બદલો આપી રહ્યો છું ! પણ તેના શરીરના અંકુરોએ દમ લેવા ન દીધો. ધીરે ધીરે એની પ્રતિહિંસાની પ્યાસ ભડકી–તે વિચારવા લાગ્યો–હું કોઇ બીજાની વસ્તુને નથી માંગતો, હું માત્ર ઇશ્વરના આ અન્યાય અને વિષમ વિતરણપર વિચાર કરૂં છું. ભગવતી શું આ ઘર અને વધૂ માટે યોગ્ય છે ? જે મૂર્ખ સર્વદા મારી બુદ્ધિની છાયામાં પોતાની યોગ્યતા સમજી રહ્યો છે.

જેનું રૂપ પણ તેની બુદ્ધિના જેવું જ છે તે આવી ગૃહલક્ષ્મી અને ઘરનો માલિક બન્યો ! અને મને આ આપવામાં આવ્યું છે. 'જરા ભગવતીની સાથે તેની સ્ત્રીને અને મારી સાથે મારી સ્ત્રીને ઉભી રાખી જુવો તો ખરા ! આ વાતનું ધ્યાન આવતાં તેના તન બદનમાં આગ સળગી ગઇ. તેણે નિશ્ચય કર્યો કે જેવી રીતે મારી સ્ત્રી મારા માટે યોગ્ય નથી તેવી રીતે ભગવતીની સ્ત્રી પણ તેના માટે યોગ્ય નથી. મારી સ્ત્રી જેવી કુરૂપ અને મૂર્ખ છે ભગવતી પણ તેવો જ છે. અને ભગવતીની સ્ત્રીને માટે રૂપ અને ગુણમાં લાયક હું જ છુ.

આટલું વિચારી તેણે શ્વાસ લીધો. જાણે તેનો પરિશ્રમ સફળ થઇ ચુકયો હતો. મુંઝવણ મટી ગઈ હતી. પણ મિત્ર જોઇએ તેટલા ગાઢા હોય, એક બીજાપર સર્વસ્વ વારી દેતા હોય, છતા સ્ત્રીને બદલી નથી શકતા. ભગવતીની સ્ત્રી તો તેના માટે ભગવાનની દુર્લભ ભેટ હતી. પણ પ્રવીણ જાણુ પણ જે પોતાની સ્ત્રીપર આટલો વિરકત હતો તે કોઇ સુંદર સ્ત્રીના બદલામાં કોઇ પુરૂષને પોતાની સ્ત્રીને આપી શકતો ન હોતો. તેણે એકાંત થઈ એટલું તો વિચારી લીધુ કે બન્ને પાત્ર બન્નેને માટે સર્વથા અયોગ્ય છે. પણ એટલું ન વિચાર્યું કે બન્ને સ્ત્રીઓ તે બન્ને ઘરમાટે બરાબર ઉપયોગી હતી.

એટલું વિચારી લેવા પછી તે બિલકુલ એકાગ્ર થઈ તેજ સરલનું ચિંતન કરવા લાગ્યો. માનો કે હમણાં તે અધિકારસંપન્ન હોવાથી નિસ્સંકોચ ભાવથી તે મુખના સૌંદર્યનું નિરીક્ષણ કરવા લાગ્યો. આ અવલોકનમાં તે તલ્લીન થઇ ગયો. જેમ જેમ તેમાં લીન થતો ગયો, તેમ તેમ મુખડું મધુરતા અને સુંદરતાની ખાણ દેખાવા લાગ્યું. તેને એવો ભાસ થયો કે સામે રહ્યું છે. હોઠપર ભીની ભીની મુસ્કેરાત છે. તે વધારે નિકટથી જોવા લાગ્યો. તે વખતે મ્હોંમાંથી નિકળતા શ્વાસની સુગંધથી તેનું મસ્તિક તર થઇ ગયું. તે બેશુદ્ધ જેવો થઇ આંખો બંદ કરીને ભીંતના આસરે ઉભો રહી ગયો. તેજ વિચાર સાગરમાં તેણે જોયું કે તેજ મુખડું તેના નિકટમાં આવી ગયું છે. અને તેના એક સુવર્ણ ચુંબનને માટે પ્રાર્થના કરી રહ્યું છે. પ્રવીણની હૃદય તંત્રીના બધા તારો ઝણઝણી ઉઠયા. તે ઉન્મત્તની માફક બન્ને હાથ ફેલાવી તેને પકડવા માટે દોડયો. પણ એકાએક તે મુખડાની પાછળ નિકટમાં જ એક બીજું મુખડું અગ્રેસર થયું તેણે જોયું કે પહેલું મુખ જેટલું ઉજ્જવલ, પ્રફુલ્લ અને માદક છે બીજું તેટલુંજ મલિન, મ્લાન અને નિરાશ છે. આ મુખની આંખોમાં ઉલ્લાસનો મદ છે અને તેના ચેહરાની આંખોમાં કરૂણ-ક્રંદન છે. વિશેષ જોયું કે તે મુખની મલિનતા કંઇક તો સ્વાભાવિક છે કંઇક બેપરવાહથી લાગી ગઇ છે. પ્રવીણે જેવો ઉન્મત્તની માફક તે ઉન્માદપૂર્ણ મુખને પ્રસાદ આપવા માટે પ્રયત્ન કર્યો કે તરતજ સુખદાએ પોતાના રાખથી ભરેલા હાથેથી મલિન પાલવનો છેડો પકડી લજ્જાથી પોતાનું મ્લાન મ્હોં છુપાવી લીધું. પ્રવીણ સિરથી પગ સુધી કંપી ઉઠયો. તેના હાથોની મુઠ્ઠીઓ બંધાઇ ગઇ. તે આંખો ફાડી ફાડીને તે કરૂણ મુખને જોવા લાગ્યો તેના પ્રસાદ માટે આગળ વધેલા હાથ આગળજ રહ્યા. તે મુખ ગુમ થઈ ગયું અને સાથે તે ઉન્મત્ત કરનાર મુખને પણ લઈ ગયું. પ્રવીણે અગાસીપર ચોમેર આંખો ફાડી ફાડીને જોયું. પછી તે બાલકની માફક ડુસ્કે ડુસ્કે રડવા લાગ્યો. અને માછલીની માફક તડફી તડફી આખી અગાસીપર આંટા મારવા લાગ્યો.

## પ્રકરણ ૬ ઠું.

આવી રીતે રોઇ રહ્યા પછી પ્રવીણ બાબુનો હૃદય કંઇક હલકો થયો. આસુંઓની વૃષ્ટિથી વર્ષાનું અંધારું તુફાન વિગેરે સૌ નષ્ટ થઇ ગયાં. તે ઉઠયો. તેને લાગ્યું કે ચારે તરફ તડકો છે–પ્રકાશ છે. એકવાર શૂન્ય દષ્ટિથી ચારે તરફ જોયું. ફરી ઉઠયો અને કપડા પહેરી દુકાને જવાની તૈયારી કરવા લાગ્યો.

સુખદા એક હાથમાં પાણીનો લોટો અને એક હાથમાં રકાબી લઇ ધીમેથી ઉપર આવી. ચટાઇ બીછાની હતી તે હટાવી ઠીક કરી, હાથમાંનું જળપાત્ર અને રકાબી નીચે મૂક્યા અને પછી ધીમા



તે ઉન્મત્તની માફક બન્ને હાથ ફેલાવી તે ને પકડવા માટે દોડયો.

જરાવાર જમીન તરફ જોઇ રહ્યો. પછી એક દીર્ઘ નિસાસો નાંખી કાંપતા સ્વરમાં મનથીજ તે બોલ્યો;

દુખ પરાઈ ચૂપરી મત લલચાનેજી
સૂખી સૂખી ખાયકે ઠંડા પાની પી

ફરી એક નિશ્વાસ નંખાઇ ગયો. તે એકદમ અવાજમાં કહ્યું:

"કંઇક નાસ્તો કરી લ્યો. ગરમીમાં તરસ લાગશે. જાગો છો તો હમેશ મોડા."

આજે પ્રવીણ પોતાની આંખ જોઇ કંઇક ઝાંખો પડી ગયો હતો. જાણે તેનાથી પોતાની દષ્ટિ એની બેવા–છૂપાવવા પ્રયત્ન કરતો હોય ! તેણે કહ્યું:

"મને ભૂખ તો નથી લાગી." પણ સુખદાને વિશેષ આગ્રહ કરવાની જરૂર ન પડી. પોતાના મનની મુંઝવણ છૂપાવવા તે આસનપર બેસી ગયો.

સુખદાએ જોયું, આજે પતિ કંઇક પ્રસન્ન છે. તેણે ભય પામતાં પણ પ્રસન્નતાના પ્રકટ ભાવથી કહ્યું "બપોરે જરા જલ્દી આવતા રહો તો ! ગરમીના દિવસ છે, જરા લેટવાનું પણ બની શકે."

પ્રવીણે નીચી દૃષ્ટિથી જમતાં જમતા કહ્યું "સારૂં."

સુખદાએ જોયું, સ્વામિ આજે સન્તુષ્ટ છે. તે ફરી તેની નિકટ આવી બેઠી અને પંખો કરવા લાગી.

પ્રવીણે કહ્યું "રહેવા દે. પંખાનું શું કામ છે ! આમ પણ હવા આવ્યા કરે છે."

પતિ આજે પ્રસન્ન છે એટલું જ નહિં, આજે પોતાને માનથી બોલાવે છે. પતિત્વનો અધિકાર પામી હોય તેમ પ્રસન્ન વદને પણ નમ્રતાથી કહ્યું, "હું એક વાત કહું જો માનો તો !"

અપેક્ષાભાવથી પ્રવીણે કહ્યું "શું ?"

"પહેલાં તમે એ કહો કે માનશો."

પ્રવીણે સૂકા અવાજમાં કહ્યું "કઇ માલુમ તો પડે કે વાત શું છે !"

રૂખતાઈ ભરેલા સુખદાના ઉત્સાહપર પાણી પડ્યું. ઉદાસ થઇ તે ચુપ રહી ગઇ.

પ્રવીણ નાસ્તો કરી મ્હોં સાફ કરતો હતો. તેણે પત્નિની ઉદાસીનતા જોઇ લીધી. તેણે જોયું કે હાથમાંના રાંક પત્નિનો ઉત્સાહ પોતાની સખ્તી રૂપી ગોળીથી વીંધાઇ ગયો હતો. તે હાથ ધોઇ તેની પાસે આવ્યો અને કહ્યું; કહે તો ખરી શું વાત હતી ?

સુખદાએ ઉદાસીનતાથી કહ્યું "જવા દો કંઇ નહિં."

પ્રવીણે જરા ખીજાઇ કહ્યું "એજ તો તારી આદત છે. જે વાત હોય તે કહી દેતી હોય તો !"

સુખદા ચુપચાપ જમીન તરફ જોઇ રહી.

પ્રવીણે ફરી નરમાશથી કહ્યું "મને દુકાને જવામાં મોડું થાય છે જે વાત હોય તે કહે. કંઇ જોઇએ છે ?"

"નહિં."

"તો !"

સુખદા ચૂપ રહી. પ્રવીણે કહ્યું, "ત્યારે જાઉં ? નથી કહેતી ?"

સુખદાએ એકવાર પતિની તરફ જોઇ કહ્યું, "વારૂ, બેસી જાઓ તો કહું."

આ જીદપર ફરી પ્રવીણના મગજમાં ગરમી આવી ગઇ પણ તેને ગ્રહ જગી તે આસનપર બેસી ગયો. સુખદા પણ સ્હામે બેઠી. પ્રવીણ બોલ્યો, "કહે."

સુખદાએ ધીમેથી બગલમાંથી રઘુવંશની પોથી કાઢી કહ્યું, "આ વખતે મ્હને થોડું થોડું ભણાવ્યા કરો."

પ્રવીણ તાકી તાકી સુખદાને જોઇ રહ્યો. આ તો બીલકુલ નવી વાત હતી. આશ્ચર્યથી તેણે કહ્યું, "એકાએક આજે આ શું ધ્યાનમાં આવ્યું ?"

સુખદાએ અતિ નમ્રતાથી કહ્યું, "નારાજ ન થાઓ ! તમે જુઓ છો કે ઘરનાં કામમાંથી ફુરસદ બીલકુલ નથી મળતી. કામમાંથી પરવારતાં થાકથી શરીર કંટાળી જાય છે. પણ હવે હું થોડું થોડું શીખ્યા કરીશ. આ વખતે તમે થોડું થોડું ભણાવ્યા કરો."

પ્રવીણે જોયું કે સુખદાના કથનમાં અક્ષરે અક્ષર સત્ય છે. સહાનુભુતિ-દયાની દૃષ્ટિથી તેના તરફ જોઇ તે બોલ્યો, "ત્યારે જવાદે. ભણવું છોડી દે. એ તો ફુરસદનું કામ છે."

સુખદાએ આગ્રહથી કહ્યું "નહિં હું શીખીશ તો જરૂર."

તીક્ષ્ણ પણ મીઠી દૃષ્ટિથી પ્રવીણ સુખદાના મુખ તરફ જોઇ રહ્યો. પછી ઉઠતાં ઉઠતાં કહ્યું, "જવા દે. શા માટે વળી આ ખટપટમાં પડે છે ?"

સુખદાએ સ્વામીના પગ પકડી લીધા અને આજીજી કરતી હોય એવા ગળગળા સ્વરમાં કહ્યું, "સ્વામીજી નારાજ ના થાઓ. બહુ નહિં તો એક જ શ્લોક રોજ શીખવ્યા કરો!"

પ્રવીણે કહ્યું, "પણ તારા ઉચ્ચાર જ બહુ અશુદ્ધ છે. ત્હારી જબાન જ નથી બેસતી"

"સુખદાને જરા લાગી આવ્યું તથાપિ કહ્યું, થેડું શીખીશ. અને ફરી ફરી તેને યાદ કર્યા કરીશ પછી તો આવડશે ને?

' સુખદાની આ મન્દ બુદ્ધિથી પ્રવીણ કંઇક ચીડાયો. નાક મરડી તેણે કહ્યું, "જો એવી જ મુચ્છા છે તો હિન્દીનાં પુસ્તકો લાવી આપીશ તે વાંચ્યા કરજે."

સુખદાને પોતાની ઇચ્છા જેવું તો કંઇ નહોતું. તે પતિની ઇચ્છાને જ પોતાની ઇચ્છા સહમજતી હતી. એજ પુસ્તક પતિ પહેલાં વંચાવતા તેથી તે આજે લાવી હતી. તેણે કહ્યું, "હિન્દી પુસ્તકોમાં મારો જીવ નથી લાગતો. મને એમાંથી જ શીખવો."

ધર્મઠોમાં ધમકી તે યુવાન પોતાને ઇન્દ્રિય વિજયી માની ધન્યવાદ આપવા લાગ્યો.

સુખદાએ શ્લોક વાંચ્યો. પ્રકરણ અને વિષય જોઈ પ્રવીણને રસનો જરો નિશો ચઢ્યો. તેના નેત્રો ચમકી ઉઠ્યાં છાતી પહોળી કરી. મૃદુ મધુર સ્વરમાં તે એ શ્લોક આલાપવા લાગ્યો. સ્વામીનાં મુખપર ઉલ્લાસનું હાસ્ય, આંખમાં મસ્તી-બેસવામાં પ્રસન્નતા જોઇ સુખદાના નેત્રોમાં પણ ઉન્માદ આવવા લાગ્યો. તે એ શ્લોકનો અર્થ જાણવા અધીરી થઇ રહી.

પ્રવીણે પદચ્છેદ-અન્વયથી વ્યાખ્યા કરવાની શરૂઆત કરી. વ્યાકરણના નિયમ બતાવ્યા. સુખદા શ્લોકના ભાવને શોધતી એ જાણે વ્યાકરણ અને કોષના ભેદોથી અથડાતી હોય! પરંતુ વિદ્વાન પતિના હૃદયનો જ્ઞાનસાગર ઉભરાઇ જતો હતો તે એક એક અક્ષરમાં સન્ધીની છાપ ઉતારવા લગ્યો જ્યારે સુખદા તેના મુખમાંથી નીકળતા કોઈવાર એક તો કોઇવાર બીજા શબ્દને પકડી ભાવાર્થ કંઠસ્થ કરવાનો પ્રયત્ન કરવા લાગી.

ગાલ લાલી, ઉકરા લાલી. રોષભરી દૃષ્ટિથી તાની ઓને જોઈ તેણે કહ્યું, "ચૂપ ન બેસ, વાત આપ, જો સમજમાં ન આવ્યું હોય તો દિ રે."

મુખતા એમ કહેવાનુ સાહસ ન કરી શકી કે વાત તેના પતિએ આટલા પરિશ્રમથી સ્પષ્ટ-તા કરી હતી તે તે સમજી જ શકી ન હોતી. ધીમે ધીરાનો દૃષ્ટિ ઉંચે કરી તેણે પતિ સામે જોયું. ખાયું કે બે જ્વાલામય નેત્રો તેના તરફ તાકીને જોઈ રહ્યાં હતાં. ભાગ્યાતૂટ્યા શબ્દોમાં તેણે કહ્યું. 'અલંકાર ?' અલંકાર તો ક્યાં નથી દેખાતો. ત્રીજુ પોકારી ઉઠ્યો—કાવ્ય રસની સરિતા મુકામ ઇ-પુસ્તકને પટકતાં તેણે કહ્યું "ત્હારા જેવી અભાગણીને અલંકાર પ્રાપ્ત થશે !"

એટલું કહી આસનપરથી ઉઠી તે અગાશીપર આંટા મારવા લાગ્યો. તિરસ્કાર ભર્યા હાસ્યથી મોકલ્યો. ભેંસની પાસે બીન વગાડવામાં આવે અને ભેંસ આરોગ્યા કરે. થોડા વખત પહેલાં જે મનોરાજ્યની સુંદર સૃષ્ટિ તે જોઈ રહ્યો હતો તેમાં પ્રવીણને લાગ્યું કે આગ સળગી રહી છે. અને પ્રથમ આંસુઓની દૃષ્ટિ સાથે મનોવિકારરૂપી ભયંકર પવન ત્હેના હૃદયમાં ફૂંકાતો હતો તે બહુ જોરથી ચાલવા માંડ્યો. એ તોફાનમાં ઘેરાયલો ઉતાવળો સીડી ઉતરી તે પોતાના ઘરથી બહાર નીકળ્યો અને ચાલવા માંડ્યો. તે ક્યાં જતો હતો !

---

## પ્રકરણ ૭ મું

પ્રવીણ બાજુ ગોધૂલાના અંધકાર જેવી હૃદયની ભૂતમાં ઉતાવળો આગળ જતો હતો. ક્યાં ? તે જાણે પોતે પણ ન જાણતો હોય તેની દુકાન પર જતો રસ્તો પાછળ રહી ગયો. તે આગળ વધી ગયો. ભગવતીના ઘર પાસે આવતાં તેના પગ પોતાની મેળે અટક્યા. ઉભા રહી ઘરના ઉપરના ભાગથી નીચે સુધી નજર ફેરવી લીધી પછી એક આશ્ચર્યચકિત માણસની પેઠે આમ તેમ જોયું. લાગ્યો ? અહીં આવવાનો ઇરાદો તો નહીં હતો. ત્યારે ? દુકાને જવું હતું. તેના આત્મામાં ધ્વની થયો. 'ખોટી વાત છે, ત્યારે દુકાને જવું નહોતું ?' તેણે વિચાર્યું, ખરી વાત છે, હું દુકાને જતો નહોતો વળી વિચાર થયો, તેમ અહીં પણ મારે આવવું નહોતું. પોતાના અંતરમાં ઉભી થયેલી તે આસુરી પ્રકૃતિથી અદ્યાપિ પર્યંત પ્રવીણ અજ્ઞાન હતો. પણ ધીરે ધીરે તેને લાગ્યું; અહીં આવવું એ કંઇ નવી વાત છે ? શું હું અહીં કોઈવાર નથી આવ્યો ? અને આટલી મુઝવણ શા માટે ? આ ઘર પણ શું મારૂ પોતાનું ઘર નથી ? મનમાં વિરાજતી આસુરી પ્રકૃતિએ તેના કાનમાં કહ્યું, 'અંદર જા, કદાચ આ વખતે એ સૌન્દર્યની મૂર્તિપર પણ એક દૃષ્ટિ પાત થાય.' આ વાત તેના અંતરના ઉંડા ભાગમાંથી જાણે બહુજ ધીમેથી કહેવાઇ હોય. પણ તે ચોંક્યો. તેનો આત્મા જાગી ઉઠ્યો. હૃદયમાં આગ લગાડની ભાવનાની એક ચિનગારી તેના, રોમ રોમમાં રમી રહી. હૃદયપર જાણે લખાયું હોય કે, પાપી ! શું આ વાત ત્હારે વિચારવા યોગ્ય છે ? લજ્જાયા-કલંક્યા હતા માણસની પેઠે તે પાછો વળ્યો પણ બે ત્રણ કદમથી વધારે તેનાથી ન ચલાયું. એકાન્તમય ગલીમાં ઉભા રહી ફરી તેણે તે મકાન તરફ જોયું, અને જરા વારમાંજ તે તે મકાનમાં ઉતાવળો પેસી ગયો.

ઘરની અંદર ભગવતીની વૃદ્ધ માતા તુલસીના કુંડાને લીંપી રહી હતી. પ્રવીણે અંદર જઇ નમી તેને પ્રણામ કર્યા. વૃદ્ધાએ લીંપવાનું કામ મૂકી દઇ નજર ફેરવી કહ્યું, "કોણ પ્રવીણ છે ? આટલા દિવસ તું ક્યાં હતો ? મોઢું પણ નથી દેખાડ્યું. ભગવતીને શું બિલકુલ ભૂલી ગયો ?"

સાવધાનીથી પ્રવીણે એકવાર ઘરની ચારે બાજુ નજર ફેરવી પછી કહ્યું, "અને જાણે ભગવતીએ મારા વિના માતાપિતાનું પણ છોડી દીધું હશે. તે છે ક્યાં ? આટલું કહી આ વખતે તેણે જીજ્ઞાસાથી

વૃદ્ધાએ કહ્યું, રહેવા દે, એવા માણસ, ભગવતીના સંસારના ઘરની મીઠાઇ ખાવાની પણ તને ફુરસદ ન મળી ? વહુએ તો ઘણીવાર પૂછા કરી હતી. જા અંદર બેસ હું હાથ ધોઇને આવું છું.

આવેગથી પ્રવીણનું મન ભરાઇ ગયું હતું. વિકારોને સંભાળી લેવા તે અસમર્થ હતો. તે તરત અંદર ચાલ્યો ગયો. અંદર જઇ જોયું કે વહુ રસોડાના એક ખુણામાં દુધ ગળી રહી છે, ત્યાંથી મુખ ફેરવી પ્રવીણ અંદર જવા લાગ્યો પણ તેનાથી જવાયું નહિં. આસ્તેથી પાછો ફરી રસોડાની બારીમાંથી તે જોવા લાગ્યો. તેજ મુખ હતું. તેજ મોતી જેવો શ્વેત ઉજ્જવલ રંગ હતો. તેજ રસભરી આંખો હતી. કાળા તેના કેશકલાપ વિખરાયલા હતા. નીચી દૃષ્ટિ રાખી તે દુધ ગાળી રહી હતી. પ્રવીણ મન ભરી તેને ન જોઇ શક્યો. તેનો આત્મા તેનાપર તિરસ્કાર વરસાવી કહેવા લાગ્યો, નીચ દુરાત્મા શું કરી રહ્યો છે ? હૃદય છેક દીન થઇ ગયું. એક ચોરની માફક આમ તેમ જોઇ તે અન્દરના ઓરડામાં ચાલ્યો ગયો અને મ્હોં છુપાવી રોવા લાગ્યો. પોતાના એ નિંન્દનીય કાર્ય માટે વારંવાર પોતાને ધિક્કારવા લાગ્યો. તેણે મનથી પ્રતિજ્ઞા કરી કે ગમે તેમ થાય, હવે તેને નહિં જોઉં. એટલામાં તેને લાગ્યું કે તે જે ઓરડામાં બેઠો હતો તેના તરફ કોઈ આવે છે. પોતાના હાથોમાંથી માથું ઉંચકી પોતાના ઉદ્વેગને છુપાવવા બહાર પ્રસન્નતા દર્શાવી કહ્યું મા ? આવનારના મુખમાંથી પણ અસ્પષ્ટ શબ્દો નીકળ્યા: મા ! પરંતુ તરત બન્નેના અવાક થઇ ગયા. પ્રવીણે જોયું કે આવનાર મા નહિં પણ વહુ છે. વહુએ જોયું કે ઘરની અંદર મા નહિ પણ પ્રવીણ છે.

પ્રવીણ પોતે હમણાંજ કરેલી પ્રતિજ્ઞા ભુલી ગયો. વહુ પોતાનું મ્હોં ઢાંકવાનું ભુલી ગઇ. બન્ને અવાક્ એક બીજાને જોઇ રહ્યા. પ્રવીણે મુશ્કેલ અવાજમાં–કઠિનતાપૂર્વક કહ્યું, "મા ક્યાં છે હું એમની જ વાટ જોઈ બેઠો છું." વહુને હવે કંઇક શુદ્ધિ આવી. તે ધીમેથી પોતાનાં વસ્ત્રો સમેટી લજ્જાશીલ નેત્રોથી નીચું જોઇ પવનના વેગથી રસોડા તરફ ચાલી ગઇ. પ્રવીણની વૃત્તિઓમાં વહુના સાક્ષાત્કારથી આગ ભડકી ઉઠી. તે વિચારી ન શક્યો–રહમજી જ શક્યો; તેનાથી બોલી જવાયું, પ્રવીણના ભાગ્યમાં ધન હતું, આ પણ હતી; ત્યારે વિદ્યા અને રૂપ કેમ તેનાથી અલગ રહ્યાં ? હું મારા રૂપ અને ગુણ તેને આપી દઉં ? પણ તેમ કરવાનો શો ઉપાય છે ?

એટલામાં વૃદ્ધાયે ઘરમાં પ્રવેશ કરતાં કહ્યું: "કંઇ ચોરીને તો નથી ખાઇ લીધું ?" પ્રવીણે સાવધાન થઈ કહ્યું, "ચોરવા લાયક કંઇ મળતુંજ નથી. શોધી તો રહ્યો છું.

વૃદ્ધાનો માતૃભાવ જાગી ઉઠ્યો. તેણે વિચાર્યું પ્રવીણ ભગવતીની શોધમાં હશે. ભગવતી સિવાય તેને શું શોધવાનું હોય ? કોને શોધવાનું હોય ? કોને શોધી રહ્યો છે ? તે તો ઉપર સુતો છે !"

પ્રવીણ કંઈક અચકાતાં બોલ્યો: શું સુતો છે ? સૂર્ય માથે ચઢ્યો, હજી સુઇ રહ્યો છે ? એટલું કહી તે ઉપર ચાલ્યો. રહેવા દે !–વહુ જઇને તેને જગાડી આવશે. વહુ, જા તારા ધણીને જગાડી આવ ! પ્રવીણે જરા મલકમાં કહ્યું. વહુ એ શું ઠેકો લીધો છે; તે તો તેને શીખવી સુધારી આવી છે. પ્રભુ આંખના પહેલાં-ભગવતી કે રાતે આટલે મોડે સુધી સુતો નહિ. વૃદ્ધાના હૃદયમાં એક પ્રાચીન સ્મૃતિ તરી આવી. તે મનમાં હસવા લાગી–પ્રસન્ન થવા લાગી. વહુ બે પગલાં આગળ વધી હતી તે પગનો ઠમકો ફરી અટકી ગઇ. પ્રવીણે જોયું કે રસભરી-યુવતી વહુ તેના તરફ પ્રેમાળ ભાવે જોઇ રહી છે. તે ઉપર ચઢી ગયો. જોયું તો ઉંચા ગાદલા તકિયા પલંગપર ભગવતી સુખે સુઇ રહ્યો હતો.

આ વાર્તાનો વિશેષ આકર્ષક ભાગ તેવાજ સુંદર ચિત્રો સાથે આવતા અંકમાં આપવામાં આવશે.

કસબના પાલવ વાળી ખાદીની સાડીઓ પનો ૪૫ ઈંચ



Printed by D. R. Mitra at Manoranjan Press 3 Sandhurst Rd., Bombay 4
and Published by Uddavji Tulsidas Thakore at No. 2,
Daria Street Mandavi Bombay No. 3.